સાચું જાણવા માટે સાચું પ્રમાણુ જોઈએ. સામાન્ય જ્ઞાન મનથી મળે છે પણ મન એ સાચું પ્રમાણુ નથી. મન કહે છે કે હું આજે નદીમાં બે વાર નાહી આવ્યો, પણ વધારે વિચાર કરતાં ખબર પડે છે કે પહેલીવાર ન્હાયો ત્યારે જે નદી હતી તે બીજીવાર ન્હાતી વખતે ન હોતી. તેજ પ્રમાણે કાલે જે જ્ઞાનથી જે જગત જોયું હતું તે જ્ઞાન આજે નથી અને તે જગત પણ આજે નથી.

તેથી મનનો સ્વભાવ પણ સમજવાની જરૂર છે. સ્વપ્નામાં મનની કલ્પનાથી ઘણું જગત દેખાય છે અને તે વખતે સાચું હોય તેમ લાગે છે. નિદ્રામાં મન નથી તો જગત નથી તેથી મનની સાથે જગત રહેલું છે અને તે જગત મનને સમજ્યા વગર સમજી શકાય તેવું નથી. મન વૃતિરૂપ હોય છે. જેવી વસ્તુ હોય તેવી વૃતિ ન થાય તો મન ખોટું જ્ઞાન અથવા મિથ્યા જ્ઞાન ઉત્પન્ન કરે છે. એવા ખોટા મનની વૃત્તિનો નિરોધ કરવાથી યોગ સાધનાની શરૂઆત ઠીક થઈ શકે છે પણ વૃત્તિનો નિરોધ ન હોય અને જાગ્રત અવસ્થામાં જેવી વસ્તુ હોય તેવી વૃત્તિ ન થાય તો અજ્ઞાન અથવા મિથ્યા જ્ઞાનની અસર લાગશે. પહેલી દષ્ટિએ એટલે સામાન્ય દષ્ટિએ જે દેખાય છે તે ઘણે ભાગે સાચું હોતું નથી.

મનની ભૂલથી સ્વપ્નામાં જે વસ્તુ સ્થિર નથી તે સ્થિર માની લેવામાં આવે છે અને જાગ્રતમાં પણ મનની ભૂલથી જે વસ્તુ સ્થિર નથી તે સ્થિર છે એમ ભૂલથી માની લેવામાં આવે છે. આપણી પાંચ ઈંદ્રિયો મનને જે ખબર આપે તેટલું જગત સામાન્ય રીતે માની લેવામાં આવે છે.

મન એક પ્રકારનું પ્રમાણુ છે, ઈંદ્રિયનું જ્ઞાન પણુ એક પ્રકારનું પ્રમાણુ છે, તેનાથી જોયેલ જગત પ્રમેય છે. પ્રમેયનો આધાર પ્રમાણુ ઉપર છે પણ પ્રમાણુનો આધાર પ્રમાતા ઉપર છે. મનને ચલાવનાર

મનનો સ્વભાવ ધારે તો ફેરવી શકે છે. દરેક પ્રમેય અને પ્રમાણુ સાથે પ્રમાતા રહેલોજ હોય છે.*

કોઈ એમ કહે કે નિદ્રામાં જે હોય તે માણસને જગત દેખાતું નથી પણ બીજા કે જે જાગતા હોય તેમને માટે જગત જતું રહેતું નથી. આંહી એટલું સમજવાની જરૂર છે કે મનની સાથે જગત રહે છે. જે જાગે છે તેનું મન જાગે છે તેથી તેની દષ્ટિમાં તેનું જગત છે: જે નિંદ્રામાં છે તે તે વખને પોતાનું જગત સિદ્ધ કરી શકશે નહિ.

તેથી જે કોઇ માણસ એમ કહે કે "જગત આવું જ છે" તો તેનો અર્થ એમ સમજવો કે તેને તેવું દેખાય છે. જગત મનોમય છે, કલ્પિત છે એ બાબત, માંડુક્ય ઉપનિષદમાં, અને યોગવાસિષ્ટમાં બહુ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવેલ છે.

જેમ ફોટોગ્રાફના બે કેમેરા એકજ વસ્તુના ફોટા બે જુદી જગ્યાએથી એક સરખા લઇ શકતા નથી તેમ બે . માણસને એક સરખું જગત દેખાતું નથી. એ બાબત વધારે સ્પષ્ટ રીતે સમજવી હોય તો જાગ્રત સ્વપ્ન અને સુપ્રપ્તિ એ ત્રણે અવસ્થાના અનુભવનો વિચાર કરવો જોઈએ.

માણસના જીવનનો કેટલોક ભાગ નિદ્રામાં જાય છે, નિદ્રામાં કેટલોક આરામ પણ મળે છે. સ્વપ્નું પણ સ્વપ્ના વખતે સાચું લાગે છે, અને જાગ્રત થયા પછી તેનો બાધ થાય છે, એવા અનુભવ શી રીતે થાય છે તેનો પણ વિચાર કરવાની જરૂર છે.

જાગ્રત અવસ્થામાં મન અમુક વસ્તુ ઉપર અથવા અમુક બનાવ ઉપર બહુ એકાગ્ર થઈ જાય છે. સ્વપ્નમાં તેનું ક્ષેત્ર જરા વિશાળ રહે છે તેથી ઘડીકમાં એક વસ્તુ ઉપર અથવા ઘડીકમાં બીજી વસ્તુ ઉપર અથવા બીજા બનાવ ઉપર કૂદી જાય છે. તેથી સ્વપ્નનાં સુખ

* The observer enters into every observation. He is always there in every of perception as in every act of description. Matter is not a fact but is really a characteristic of the way we think of nature.

દુઃખ કરતાં જાગ્રતમાં સુખ દુઃખ વધારે લાગે છે. સ્વપ્નમાં મન ઉપર પૂરૂં દબાણ ન રહેવાથી કલ્પનાઓ વધી પડે છે. તેથી દરેક સ્વપ્નું એ સ્વપ્ન અવસ્થામાં રહેનાર વ્યક્તિનું જ હોય છે. *

સ્વપ્ન ભોગવનાર વ્યક્તિ, તે વખતે એક શહેરમાં ફરતો હોય. જાગ્રત થતાં તે વિચાર કરે કે એ બધા રસ્તા અને મકાનો ગયાં ક્યાં ? એને રાખવાની જગ્યા મનમાં હતી. તે મનને બદલે બીજું મન જાગ્રતમાં આવ્યું. જાગ્રત દશામાં આવતા સ્વપ્નના દેશ અને કાળ દૂર જાય છે. જ્યારે જગ્યા ફરે છે ત્યારે કાળ પણ ફરે છે. સ્વપ્નું એ એક જગ્યા નથી પણ કેટલાક વિચારને ટકાવી રાખવા જેટલું ધ્યાન છે. જાગ્રત પણ કોઈ જગ્યા નથી પણ જેટલા વિચાર રાખવા હોય તેટલા રાખવાની એકાગ્રતા છે. જે વસ્તુ ઉપર અથવા બનાવ ઉપર આપણે ધ્યાન આપતા નથી તે આપણે માટે નથી. તેથી દરેક માણસ પોતાના કલ્પિત જગતમાં રહે છે. એવી ખોટી કલ્પનાઓને કોઈ સાધનથી દૂર કરવી તેનેજ યોગ કહે છે.

સ્વપ્નની અંદર, આંખો છે, કાન છે, નાક, જીભ, ચામડીનો સ્પર્શ વિગેરેના અનુભવ થાય છે. ત્યાં સુગંધ લઈ શકાય છે. સંગીત સાંભળી શકાય છે. તરવારના ઘાથી પીડા થાય છે, સ્નેહની વાતો થાય છે, સારૂં ભોજન જમી શકાય છે. જાગ્રત થતાં ખબર પડે છે કે તે બધી ઈંદ્રિયો: અને તેના વિષયો ત્યાં નવાં બન્યાં નથી, તેનો ભોક્તા અથવા પ્રમાતા પણ તે દશામાં નવો થયો હતો. જાગ્રતમાં પણ એવી દશા ઉત્પન્ન થાય છે. જો જડ જેવી કોઈ સાચી વસ્તુ હોય તો તેને રાખવા માટે દેશ અને કાળ પણ સાચાં માનવાં જોઈએ, પણ એ બધા જેમ સ્વપ્નામાં કલ્પિત છે તેમ જાગ્રતમાં પણ કલ્પિત છે. માણસનું જ્ઞાન માણસને સ્વપ્નામાં અને જાગ્રતમાં છેતરે છે.

---

* Space itself must be placed in the mind not the mind in space as is usually and incorrectly done. Dimensions in space are therefore but the Co-existince of ideas within the mind, not of thinks outside it.

વળી સ્વપ્નમાં જ્યાં સુધી સુખકારક અને અનુકૂળ વિષયો જણાય છે ત્યાંસુધી જાગવાની ઇચ્છા થતી નથી પણ જ્યારે કાંઈક ભયાનક દેખાય નજરે આવે છે અથવા કોઈ બાબતની ચિંતા થાય છે ત્યારે જલદી જાગી જવાય છે, તેવીજ રીતે જાગ્રત દશામાં જ્યારે શાંતિ હોય, સુખ હોય, અનુકુળતા હોય ત્યારે જીવનનું રહસ્ય સમજવાની ઇચ્છા થતી નથી પણ જ્યારે કોઈ પ્રેમીજનનું મરણ થાય, ધન વગેરે નાશ પામે, લડાઈનાં દુઃખ નજરે આવે ત્યારે આત્મજ્ઞાન તરફ માણસનું વલણ વધારે થાય છે. તે વખતે જીવનનું ખરૂં તત્ત્વ શોધવાની ઇચ્છા થાય છે. એ દૃષ્ટિએ જોતાં લડાઈથી ઘણા માણસ નવા વિચાર કરતાં શીખશે.

સુષુપ્તિ એ પણ જીવની એક દશા છે. તે દશા સમજવાની ટેવ પાડવાથી પણ કેટલુંક જ્ઞાન વધે છે. સુષુપ્તિમાં જ્ઞાન છે પણ જાગ્રત અવસ્થાના જેવું જ્ઞાન નથી. તેથી ત્યાં અજ્ઞાન છે એમ ભૂલથી મનાય છે.

વળી જાગ્રત અવસ્થામાં કેટલીક વારે જે પ્રશ્નોના ખુલાસા મળી શકતા નથી તે નિદ્રા ( સુષુપ્તિ ) લીધા પછી તરત સ્ફૂરે છે.

સુષુપ્તિમાં જે શાંતિ મળે છે તેવી દશા જાગ્રતમાં રાખી હોય, મનની કલ્પનાઓ બંધ કરવાની ટેવ પાડી હોય તો ગુણાતીત દશાનો આવવા લાગશે. તેનેજ યોગ કહે છે.

જાગ્રતમાં જે જીવભાવ સામાન્ય રીતે અનુભવમાં આવે છે તે મિથ્યા છે, તે નિત્ય નથી નિદ્રામાં જતો રહે છે. જાગતી વખતે તે જગતને પોતામાં સમાવી શકતો નથી તેથી જગત તેને દબાવી દે છે. તે એક જાતનો પડછાયો છે. તેથી જે આત્મા બધાંને જાણે છે તેને જુદો પાડવાની ટેવ પાડવી જોઈએ. પછી તે દૃષ્ટાને બ્રહ્મ રૂપે વ્યાપક કરવો જોઈએ અને માયાનો અભાવ કરવો જોઈએ.

કેટલાક માણસો એવો પ્રશ્ન કરે છે કે મર્યા પછી માણસ ક્યાં જાય છે ? પણ એ પ્રશ્ન ખોટો છે. કોઇ જગ્યાએ જવા માટે શરીર

જોઇએ અને શરીર આંહી રહી જાય છે. તેથી મર્યા પછી કેવો થાય છે તે ઉપર બધો આધાર છે. તે એક પ્રકારની દશા છે. જગ્યા નથી.

પહેલાં તેના મનમાં સંકલ્પો આવે છે અને તેનાથી કાળ બંધાય છે. સવારે ઉઠતાં પહેલાં શું કરવાનું છે તે યાદ આવે છે અને તેના સંકલ્પ બંધાય છે. તે પછી ક્યાં જવાનું છે તે નક્કી થાય છે. દરેક જાતના જુદા જુદા જીવ જુદા જુદા પ્રકારના દેશકાળવાળા દૃષ્યમાં રહે છે. તેથી જેટલા જોવાવાળા છે તેટલાં જગત છે.

જેઓ એમ કહે છે કે અમે મરણ પછી જીવતા રહીએ તો ઠીક એ ભાવનામાં તેમના ગુણ દોષ પણ ચાલુ રહે તો ઠીક એવી ભાવના સાથે જ રહે છે, એનો અર્થ એમ કે માયા અને અજ્ઞાન પણ ચાલુ રહે તો ઠીક. પણ એ ભાવના ખોટી છે. ખરી રીતે મરણ જેવું કાંઇ છે નહિ. જીવતાં ખરૂં સ્વરૂપ જે ઓળખી લે છે તેને માટે મરણ નથી. જ્યાં સુધી આપણે જગતનો વિચાર કરતા નથી ત્યાંસુધી આપણે માટે જગત નથી. તેથી જગતના વિચારની સાથેજ દેશ અને કાળની કલ્પના પણ કરવી જ પડે છે. પણ આત્માનું સુખ કાળમાં નથી, ભવિષ્યમાં નથી, આપણામાં છે.

તેથી આત્મ સાક્ષાત્કાર માટે કલ્પિત જીવ જગતની કલ્પનાની નિવૃતિની જરૂર છે.

પણ જીવ અને જગત બંન્ને કલ્પિત છે એ વાત બહુ થોડા સમજી શકે છે. જેને સમજાવવું છે તે પોતેજ ભૂલમાં છે. જે ભૂલમાં છે તેનો નિષેધ કરવો તેને ગમતો નથી. જેઓ સત્ય બરાબર સમજી શકતા નથી તે ખોટી રીતે સમજે છે. તેથી સત્તા તરફથી દૃષ્ટિ ખસી જાય છે અને ક્રિયા તરફ દોડે છે.

તેથી ધર્મનાં ખોટાં બંધન જગતમાંથી દૂર થાય તો જગતને ફાયદો છે, પણ ધર્મ અથવા આત્મજ્ઞાન જગતમાંથી દૂર થાય તો જગતને નુકશાન છે.

ભૂતકાળ બાબત આપણા વિચારો, ભવિષ્યની કલ્પનાઓ,

વર્તમાનકાળના બનાવો વગેરે બધું સાપેક્ષ છે. વર્તમાન સમય સાચો લાગે છે તેનું કારણ એ છે કે આપણે તેના ઉપર બહુ ધ્યાન આપીએ છીએ. જેટલા જીવન ઉપર જોનારનું ધ્યાન જાય છે તેટલા જીવનનો પ્રકાશ તેને માટે થાય છે.

સ્વપ્નમાં પણ એવી દશા ઉત્પન્ન થાય છે. ત્યાં થોડી મીનીટમાં કેટલાક મહિનાઓ પસાર થતા જણાય છે. સ્વપ્નમાં જોયેલ વૃદ્ધ માણસ ૭૦ વર્ષનો છે. એમ એક સેકન્ડમાં જોઇ શકાય છે અને છતાં તે એક સેકન્ડમાં ઉત્પન્ન થયો છે. તેને ઉત્પન્ન થતાં ૭૦ વર્ષ લાગ્યાં નથી.

તેવી જ રીતે માણસના ઘણા વર્ષ થાય તો પણ બ્રહ્માનો એક દિવસ થઇ શકે અને કેટલાક જીવનાં ઘણાં વર્ષ એ માણસનો એક દિવસ થઇ શકે છે,

ભગવાન પાસે માણસના જેવો કાળ નથી. તે જે જુએ તે બધું એક સાથે જોઈ શકે છે. ત્યાં ભેદ નથી. ભેદ ન હોવાથી તે સ્વરૂપમાં પ્રદેશના ભાગ બની શકતા નથી.

આવી દશામાં માત્ર દિવ્ય તેજ રહે છે. તે તેજને જોનારો પણ તેજરૂપ હોય છે. તે તેજનું દશ્ય પણ તેજ રૂપ હોય છે, કેટલાક એ તેજને હૃદયમાં જુએ છે. કેટલાક ભ્રૂમધ્યમાં જોઇ શકે છે, કેટલાક તેજનો સમુદ્ર જુએ છે, તે અનુભવની સાથે આનંદ આવે છે. છતાં તે અનુભવ વારંવાર આવતો નથી.

તેજ પણ બે પ્રકારનું છે. ૧ દશ્ય તેજ અને ૨ અદશ્ય તેજ. જે તેજ દશ્ય થાય છે તેમાં થોડી શક્તિ હોય છે, છતાં તે મનની શક્તિ કરતાં વધારે કામ કરે છે. જે તેજ અદશ્ય છે તેમાં ઘણી વધારે શક્તિ રહેલી છે.

કોઈપણ બનાવ ન બને ત્યાં કાળ ઉત્પન્ન થતો નથી. આત્માનું સ્વરૂપ હમેશાં સમાન રહેતું હોવાથી ત્યાં નવું કાંઈ બનતું નથી. જ્યાં

નવું કાંઇ બનતું નથી ત્યાં કાળ નથી.

માણસની દૃષ્ટિથી ક્યારે? ક્યાં? કેવી રીતે? વગેરે પ્રશ્નો ઉત્પન્ન થાય છે. માણસનું સામાન્ય જ્ઞાન એવી રીતેજ કામ કરે છે. તે પદ્ધતિમાં કાર્ય કારણ ભાવ રહે છે. પણ જ્યાં એક વસ્તુ જણાય છે ત્યાં કાર્ય કારણ ભાવ બનતો નથી.

એવા અગમ્ય નિર્ગુણસ્વરૂપમાં નામ, રૂપ, લાગણી, સ્વાદ, સુગંધ શબ્દ વગેરે માયાના ધર્મ રહી શકતા નથી. સ્વપ્નમાં કોઈ વસ્તુ ઉત્પન્ન થાય કે કોઈ વસ્તુનો નાશ થાય તેથી આત્માને કાંઈ થતું નથી, તેવીજ રીતે જાગ્રત દશાના બનાવો માટે પણ સમજવાનું છે.

જાગ્રતમાં જે કાંઈ સામાન્ય દ્રષ્ટિથી સાચા જેવું દેખાય છે તે અસત્ છે, માયા છે. ભગવાન ગીતાના બીજા અધ્યાયમાં કહે છે કે જે આત્મતત્ત્વ પ્રાણીઓને રાત્રી જેવું લાગે છે તેમાં મુનિઓ જાગે છે અને જે વ્યવહારની દશામાં પ્રાણીઓ જાગે છે તે આત્મજ્ઞાનીને રાત્રી જેવી લાગે છે.

માણસો જગતને જુએ છે પણ જગતનું ખરું તત્ત્વ સમજતા નથી તેથી આવા અગમ્ય તત્ત્વને સમજવા માટે અને તેનો અનુભવ લેવા માટે ઉત્સાહ જોઈએ, ધીરજ જોઈએ. જો જીવ અને જગતનું મિથ્યાત્વ બરાબર સમજવામાં આવે તો મનને શાંત કરવામાં ઘણી સગવડ પડે.

યોગદ્વારા અથવા જ્ઞાનદ્વારા આત્માનો અનુભવ થઈ શકે છે. બંન્ને રીતે દ્વૈત ભાવની નિવૃત્તિ કરી શકાય છે. જીવ જગતનું કલ્પિત સ્વરૂપ મિથ્યા લાગે છે અને તે બંન્નેનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે એમ સમજાય છે. તેથી જગતમાં રહેવું કે જગતને છોડવું એ વાત ઉપયોગી નથી. કારણ કે જગતની બહાર કોઈ જઈ શકતું નથી. તેનું સાચું સ્વરૂપ સમજવું એ વાત વધારે ઉપયોગી છે.

બુદ્ધિ એ તત્ત્વ બરાબર સમજી શકે તેવી નથી, તેથી બુદ્ધિની

વૃત્તિને આત્મા સાથે એકતા કરતાં શિખવવાનું છે, આત્માને જાણવા જતાં તેની સાથે એકતા પામી જવાશે, દૃષ્ટા દૃશ્ય અને દર્શનની ત્રિપુટીનો લય થશે. જીવ અને બ્રહ્મનું લગ્ન થશે.

એ અનુભવને સ્વાભાવિક બનાવવો એનું નામ યોગ છે, એનું નામ જ્ઞાન છે. તે માટે વારંવાર એકાગ્રતાની જરૂર છે અને વિશાળની પણ જરૂર છે. એ દશામાં વખત નથી એટલે કાળ નથી, ચિંતા નથી, આસપાસના સંજોગો પણ ભૂલી જવાય છે. બધી મિથ્યા વસ્તુઓનો અભાવ છે.

યોગની શરૂઆતમાં એકાગ્રતાની જરૂર છે અને ઉત્સાહની પણ જરૂર છે. તેથી તેને માટે અમુક ચોક્કસ જગ્યા અને ચોક્કસ વખત રાખવાની જરૂર છે.

છતાં કેટલાક સાધકો શરૂઆતની મુશ્કેલીઓથી કંટાળી જાય છે. તેઓ સંકલ્પો દૂર કરવાની મહેનત કરે છે પણ દૂર થઇ શકતા નથી. મન તરત નવી ટેવને તાબે થતું નથી. જેમ કોઈ પશુને કસાઈખાને લઈ જવામાં આવતું હોય ત્યારે તેને ગમે નહિ, તેમ મનને પોતાનો નાશ ગમતો નથી. છતાં જે કામમાં ઉત્સાહ હોય તે કામ સરળતાથી થઈ શકે છે. વિવાહના કામ વખતે, શેરબજારના કામ વખતે માણસો ઘણા ઉજાગરા કરીને, અગવડ વેઠીને પણ તે કામ પૂરું કરે છે તેમ ધ્યાનમાં ઉત્સાહ હોય તો તે કામ પણ થઈ શકે છે.

ધ્યાન વખતે આસપાસથી અવાજ ન આવે તેવી જગ્યા પસંદ કરવી જોઇએ. તે વખતે બીજા માણસો મળવા ન આવે એવી ગોઠવણ પણ કરવી જોઈએ. જે ઓરડીમાં ધ્યાન કરવાનું હોય તેને તાળું લગાવવું એ વધારે સારું છે. શરીર બને ત્યા સુધી સ્થિર રાખવું.

સારી આરોગ્યતા એ પણ ધ્યાનમાં બહુ મદદ કરે છે. માંદા માણસને ધ્યાન કરવું બહુ મુશ્કેલ પડે છે. કોઇ કોઈને માંદગી વખતે પણ ધ્યાન થઈ શકે છે પણ તેનો આધાર માંદગીના પ્રકાર ઉપર અને માણસની પ્રકૃતિ ઉપર છે.



ધ્યાન

દિવસના કામમાં જેને થાક લાગ્યો હોય તે માણસનું થાકેલું મન ધ્યાનમાં બરાબર એકાગ્ર થઈ શકતું નથી. તેથી કંઈક આરામ લીધા પછી ધ્યાન ઠીક થઈ શકે છે. સવારે ઉઠતી વખતે, સવારની

પૂજા વખતે, અને બપોરે એક કલાક સૂવાની ટેવ હોય તો તે વખતે મળેલ આરામ પછી ધ્યાન સારી રીતે થઇ શકે છે.

આવી સાધનામાં ધીરજ પણ જોઇએ, અનેક જન્મના સંસ્કાર એકદમ દૂર કરી શકાતા નથી. પ્રમાતાને તદ્દન નવી દશામાં લાવવો છે. તે માટે શ્રદ્ધા જોઇએ. જેમ સાઇકલ ઉપર બેસવાનું શીખનારને પહેલાં સાયકલ ઉપરથી પડવાની બીક રહે છે. તેમ આત્મદશામાં રહેવા માટે અને ટકવા માટે શરૂઆતમાં બીક જેવું રહે છે, વિચારો શરૂઆતમાં આમ તેમ દોડયા કરે છે. તેમને વશ કરવાની મહેનત પણ કોઇવાર નિષ્ફળ જાય છે છતાં અંતે જેમ સાયકલ ઉપર બેસતાં આવડી જાય છે. તેમ અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ કરતાં આવડી જાય છે તેથી ધીરજ રાખી અભ્યાસ અને વૈરાગ્ય વધારવાં જોઈએ અને વિચાર તેમજ લાગણીને એકત્ર કરી એક વસ્તુ ઉપર લગાવવાં જોઇએ. રેલ્વેના એન્જીનની સ્ટીમ એક જગ્યાએ એકત્ર થાય છે ત્યારે ટ્રેનને ચલાવી શકે છે તેવી જ રીતે એકાગ્ર કરેલ મનમાં ઘણી શક્તિ આવે છે.

યોગ એટલે અનાત્માકાર થતી વૃત્તિને આત્માકાર બનાવવી. તે માટે શરૂઆતમાં એકજ વિચારનો સજાતીય પ્રવાહ જોઈએ અને પાંચ ઇંદ્રિયથી ઉત્પન્ન થતો વિજાતીય પ્રત્યય દૂર કરવો જોઇએ. તે દશામાં જ્યારે આત્માનું અનુસંધાન થવા લાગશે ત્યારે જીવનની ખેંચતાણ બંધ થવા લાગશે. હૃદયના ભાવ અને મનના ભાવ એક થઈ જશે, શાંતિ ઉત્પન્ન થશે અને ત્રિપુટીનો લય થશે. તે વખતે નવું જીવન રચાતું હોય તેમ લાગશે. તે વખતે મનને ચલાયમાન ન કરવું પણ તે શાંતિ ટકવા દેવી. જ્યારે આત્મા તરફથી અસર લેવાનો વખત હોય ત્યારે બીજી ક્રિયા બંધ રાખવામાં લાભ છે.

જ્યારે આત્માની અસર સારા પ્રમાણમાં આવશે ત્યારે સર્વાત્મભાવ અને આનંદ ઉત્પન્ન થશે.

યોગની શરૂઆતમાં ચિત્તની ચંચળતા દૂર કરવાની પહેલી જરૂર છે. જ્યારે મનની ચંચળતા નીકળી જાય ત્યારે યોગમાં આગળ અનુભવ લેવા માટે નવી દશા તૈયાર થાય છે; એ દશામાં નવો આનંદ નવી શક્તિ, વિશાળતા, નવું જ્ઞાન વગેરે અનુભવમાં આવશે, અને બધું મળીને એક અખંડ વસ્તુ (હમેશાં જે એની ને રહે છે તે) જણાશે.

તેથી આપણું શરીર, આપણા પ્રાણ, મન વગેરેથી આપણે જુદા છીએ એવો વ્યતિરેક ભાવ કેળવવાની પહેલાં જરૂર છે. તેને જ અસંગભાવ કહે છે. અસંગત્વ વગર સર્વાત્મત્વ આવતું નથી. સર્વાત્મભાવ ઉત્પન્ન થશે ત્યારે અહં અને ઇદં એક લાગશે. આપણી વચ્ચે દેખાની કલ્પિત દીવાલ ભાંગી જશે. આ અનુભવની શરૂઆતમાં કેટલાક ગભરાય છે, કારણકે તેમની જુની માન્યતાઓ તૂટવા લાગે છે. પણ કોઈ સાચી વસ્તુ ખોવાઈ જતી નથી અને ખોટી વસ્તુ ખોવામાં ગેરલાભ નથી, પણ લાભ છે. તેથી જેવા થવાનું છે તે દશાનો કાંઈક ચિતાર મન આગળ ખડો કરવો જોઈએ.

આ બાબતમાં થોડીક સ્થિતિ મળશે તો પણ તે આગળનો રસ્તો ખુલ્લો કરી આપશે. મન જ્યારે બહુ શાંત હોય ત્યારે જે અનુભવ સહેજ આવવા લાગે છે તેની અસર બહારના જીવન ઉપર બહુ આવે છે અને સમતા વધે છે. જ્યારે ઈંદ્રિયો બહારનાં દશ્યમાં લાલચુ થઈ રહેતી નથી અને આત્માના સહજ સ્ફૂરણ માટે જગ્યા આપે છે ત્યારે આત્મા જગતને બ્રહ્મરૂપ બનાવી દે છે.

સાક્ષીની દશામાં વારંવાર એક પછી એક બનાવ બનતા નથી. પરિવર્તન માયામાં છે, સાક્ષીમાં નથી. વ્યવહારમાં ભેદની જરૂર પડે છે પણ પારમાર્થિક અનુભવમાં તે બધા ખોટી કલ્પનાનાં ખોટાં રૂપ હોય તેમ જણાય છે.

સ્વપ્નાની અંદર મન પોતાનો નવો કાળ, નવો દેશ, નવી વસ્તુ

અને નવો કાર્ય–કારણભાવ ઉત્પન્ન કરે છે. તેવુંજ જાગ્રતમાં પણ બને છે. તે ઉપરાંત સ્વપ્નાં આવવાનાં કાંઈક કારણ નીચે પ્રમાણે છે:—

૧. સુતા પહેલાં જાગ્રત અવસ્થાના કેટલાક વિચારોનું સ્મરણ;

૨. જાગ્રત થયા પછી જે વિચાર આવવાના હોય તેની અસર.

જાગ્રત અવસ્થામાં પણ થઇ ગયેલાં કર્મોનું સ્મરણ અને હવે થવાના કર્મની અસર એ વર્તમાન કર્મમાં કેટલેક અંશે ભાગ લે છે. પણ જ્યારે આત્માના અનુભવથી કર્મની અસર તોડતાં આવડે છે ત્યારે સ્વપ્નામાંથી જાગ્રત થવાની માફક જાગ્રતમાંથી આત્મ જાગ્રતિ આપે છે.

કોઈ પણ રીતે ખોટા પ્રમાતાનું ખોટું દૃષ્ટિ–બિંદુ ફેરવવાની જરૂર છે, તે ફરે તો તેને લાગશે કે તેની આસપાસ કોઇ દિવ્ય જીવન રહેલું છે. તેવો અનુભવ આવે તો તેને ટકાવતાં શીખવું જોઈએ. જેમ કોઈ રાજા આપણે ઘેર આવે અને આપણે તેને માન ન આપીએ તે તો ચાલ્યો જાય તેમ દિવ્ય વાતાવરણ અને દિવ્ય જીવન સમજવાની ટેવ પાડવી જોઇએ અને તેના તરફ ધ્યાન આપી તેને સ્થિર કરવું જોઇએ.

નિદ્રા લેવી હોય તો બહારના વિચારોનું જોર દૂર કરવું જોઇએ તેવીજ રીતે આત્મામાં નિષ્ઠા કરવી હોય તોપણ બહારના વિચારોનું જોર નરમ કરવું જોઈએ. જ્યારે આપણા વિચારો સૂતા હોય ત્યારે આત્માની જાગ્રતિ અનુભવમાં આવે તેવી હોય છે.

અહંકાર અને જગત અને બે તરફ જતું લક્ષ પાછું હઠાવવું પડશે. એવી દશામાં તદ્દન શૂન્ય જેવું કેટલાકને લાગે છે પણ ખરી રીતે ત્યાં ખોટાં ચિત્રોની શૂન્યતા છે. જીવ પોતાને સ્વરૂપે એટલે પ્રત્યગાત્મા રૂપે શૂન્ય નથી. શૂન્યની સિદ્ધિ કરનાર ન હોય તો શૂન્ય પણ સિદ્ધ થતું નથી. જેમ નિદ્રાને સિદ્ધ કરનાર આત્મા રહે છે તેમ અનાત્માનું અદર્શન કરનાર આત્માની સિદ્ધિ પોતાથી છે. તે દશામાં

તે જે જુએ છે તે મય થઈ જાય છે, જેઓ આ વિષય બરાબર સમજતા નથી તેઓ આ દશામાં ગભરાય છે. ત્યાં શૂન્ય નથી પણ નવા પ્રકારની બ્રહ્મ દશા છે.

કેટલાક એમ માને છે કે આવી દશામાં કાંઇક દશ્યો આવવાં જોઈએ પણ જેઓ આગળ વધેલા છે તેમનો અનુભવ એવો છે કે આવી દશામાં દશ્યો આવતા નથી અને તેની જરૂર પણ નથી. જ્યારે કાંઈ દૃષ્ય આવે ત્યારે પણ તે દૃષ્યનું રૂપ જીવની કલ્પિતા પ્રમાણે તૈયાર થાય છે અને તે રૂપની શક્તિ પરમાત્મા તરફથી આવે છે.

જો જ્ઞાનનો વિષય બરાબર સમજાયો નહિ હોય અને ભક્તની કોટીમાં જીવ હશે તો શૂન્ય દશામાં પણ દૃષ્ય દેખાવા લાગશે, કારણ કે તેને કાંઈક દશ્ય જોયા વગર ગમતું નથી. સ્વામી રામતીર્થને કાલી નાગ ઉપર રમતા શ્રીકૃષ્ણનું દર્શન ઘણીવાર થતું હતું પણ તે કહેતા કે તે દશ્યમાં તેની ભાવનાની સાપેક્ષતા રહેલી હતી.

જે જે દશ્યની અંદર દેશ અને કાળની પરિચ્છિન્નતા રહેલી હોય છે તે સાચું તત્ત્વ નથી. તેથી આત્માના ભાન વખતે નામ અને રૂપવાળાં દશ્યોનો બાધ થવો જ જોઈએ. જ્યારે એવો બાધ થતો નથી ત્યારે જે દેખાય છે તેમાં જોનારની ભાવનાના ભગવાન દેખાય છે. આત્મા માટે આત્મા જ સાધન છે.

એકાગ્રતાથી અથવા ધ્યાનમાં સુખ મળે છે પણ એકાગ્રતામાં બધું જ્ઞાન સમાઈ જતું નથી. વળી એકાગ્રતાથી મળતું સુખ ટકતું નથી એટલું જ નહિ પણ એ સુખ જતું રહેતાં દુઃખ ઉત્પન્ન થાય છે. એવો ઘણા ભક્તોનો અનુભવ છે.

ભક્તને પોતાની લાગણીને અનુકૂળ આવે તેવા ભગવાન જોઇએ છે. જ્ઞાની જેવા ભગવાન છે તેવા માગે છે. જ્ઞાની જાગ્રત દશામાં પણ આત્માકાર વૃત્તિથી જાગતો રહે છે. આત્માને આકાર નથી તો વૃત્તિ આત્માકાર શી રીતે થાય? અનાત્માકાર વૃત્તિ ન થવા દેવી તેને જ આત્માકાર વૃત્તિ કહે છે.

જેઓ માત્ર ધ્યાનનું સુખ (એટલે એકાગ્રતાનું સુખ) લેવા માગે છે તેમને ફૂલ મળે છે પણ ફળ મળતું નથી. જેઓ ધ્યાનની સાથે જ્ઞાન પણ રાખી શકે છે. તેમને ફૂલ અને ફળ બન્ને મળે છે. માટે બુદ્ધિ અને હૃદય બન્ને શુદ્ધ કરી પ્રેમ અને જ્ઞાન બન્નેનો બરાબર ઉપયોગ કરતાં આવડે તો જે પરિપૂર્ણ (કાલથી અતીત) ભૂમા બ્રહ્મ સ્વરૂપ છે તેનો અનુભવ થશે.

એ દશામાં આનંદ લેવાનો નથી, જ્ઞાન લેવાનું નથી, ત્યાં જ્ઞાન અને આનંદ પ્રાપ્ત છે. ત્યાં પ્રયત્નની જરૂર નથી. એવી દશા પ્રાપ્ત કરવા માટે અંદર ઘણી શુદ્ધિની જરૂર છે. બ્રહ્મનું સ્વરૂપ બરાબર સમજીને હમેશાં આગળ પાછળ સમુદ્રરૂપે તે રહેલું હોય તેમ અનુભવ લેવાનો છે.

તેથી મનમાં વિચારો આવે કે ન આવે તે ઉપર બહુ આધાર નથી, પણ વિચારો આપણને દબાવે એવું થવું ન જોઇએ. જેમ અજ્ઞાનીને "હું દેહ છું" એમ માનવામાં કોઇ પ્રકારના પ્રયત્નની જરૂર પડતી નથી તેમ જ્ઞાનીને "હું બ્રહ્મ છું" એ ભાવનામાં કોઈ પ્રકારના પ્રયત્નની જરૂર પડતી નથી.

લડાઈમાં ગયેલ દિકરા વિષે જેમ તેની મા ચિંતા કરે છે. વ્યભિચારી સ્ત્રીનું મન જેમ તેના જારમાં લાગી રહે છે તેમ બ્રહ્મ-જ્ઞાનીનું મન બ્રહ્મસ્વરૂપમાં લાગી રહે છે. આવી દશામાં જ્ઞાન એજ યોગ છે.

## પ્રકરણ ૬ ઠું

### માણસ અને ઋષિ.

અંગ્રેજી વિદ્યાના સંસ્કાર આ દેશમાં આવ્યા ત્યારથી આંહીની વિદ્યામાં ઘણા ફેરફાર થયા છે. તેનાથી કેટલોક લાભ થયો છે અને કેટલોક ગેરલાભ થયો છે. કેટલીક ખોટી માન્યતાઓ દૂર થઈ છે અને કેટલીક ખોટી માન્યતાઓ આપણી કેળવણીમાં દાખલ થઇ ગઈ છે.

માણસની ઉત્પત્તિની બાબતમાં યુરોપનું સાયન્સ એમ સમજાવે છે કે આ પૃથ્વી ઉપર લાખો વર્ષ પહેલાં માણસો નહોતા પણ પશુ, પક્ષી, સર્પ વિગેરે ભૂચર અને ખેચર પ્રાણીઓ હતાં. તે પહેલાના (તેમના કહેવા પ્રમાણે) પૃથ્વી એવી ગરમ હતી કે કોઈ જીવ તે ઉપર રહી શકે તેમ નહોતું. તે પછી જળમાં માત્ર જળચર પ્રાણીઓ એટલે માછલાં, મગર વિગેરે હતાં. માણસોમાં પશુઓના જેવી વાસનાઓ છે તેથી માણસ પશુમાંથી આવ્યા હશે એમ એક પૂરાવો તેઓ આપે છે. બીજો પુરાવો એ આપે છે કે સ્ત્રીના ગર્ભમાં રહેલ જીવ પહેલાં માછલા જેવો દેખાય છે, તે પછી સર્પ જેવો આકાર ધારણ કરે છે, પછી પશુ જેવો દેખાય છે અને પછી માણસ જેવો આકાર લઈ બહાર આવે છે. આ મતને ઉત્ક્રાન્તિવાદ એટલે 'ઇવોલ્યુસન' કહે છે.

પૃથ્વીની ઉત્પત્તિ માટે એમ કહેવાય છે કે પહેલાં તે જળમય હતી. જળ ઉત્પન્ન થયા પહેલાં તે તત્ત્વો સૂર્યમાં હતાં. સૂર્ય, વાયુ, અને આકાશમાં રહેલા ગ્રહમંડળમાંથી છૂટો પડયો હતો. તે ગ્રહ—સમૂહને અંગ્રેજીમાં "નેબ્યુલા" કહે છે. "નેબ્યુલા" ની બનાવટ

માટે એમ કહેવાય છે કે કોઈ બીજી પૃથ્વીના પ્રલય વખતે તેનાં છૂટાં થએલાં રજકણો ભેગાં થઇને "નેબ્યુલા"ના તત્ત્વરૂપે બંધાઇ ગયાં હશે. આવી રીતે સ્થૂલ જગતની ઉત્પત્તિનું સ્થૂલ કારણ આપવામાં આવે છે. પણ જેમ પવનના ઝપાટાથી કોઈનું ઘર પડી જાય તેમ કુદરતના કોઇ કારણથી પૃથ્વીનો પ્રલય થાય, પણ પવનના ઝપાટાથી કોઇનું ઘર બંધાઇ જતું નથી તેમ નવી પૃથ્વી પોતાની મેળે બંધાઇને "નેબ્યુલા" રૂપ તૈયાર થઈ શકે નહિ.

વળી આંહી ચેતનવાળા પ્રાણી પહેલાં કેવી રીતે ઉત્પન્ન થયાં અને મનવાળાં મનુષ્ય પહેલાં કેવી રીતે આવ્યાં તે યુરોપનું સાયન્સ બરાબર સમજાવી શકતું નથી. જડમાંથી ચેતન ઉત્પન્ન થતું નથી. એક પુરુષનું મડદું અને સ્ત્રીનું મડદું ભેગું કરવાથી ત્રીજું શરીર ઉત્પન્ન થતું નથી. પણ ચેતનમાંથી નખ અને વાળ જેવી જડ વસ્તુઓ પણ ઉત્પન્ન થઈ શકે છે. સ્થૂલ વસ્તુની ઉત્પત્તિનું કારણ સૂક્ષ્મ તત્ત્વમાં રહેલું હોય છે. સૂક્ષ્મ તત્ત્વ સ્થૂલ કરતાં મોટું હોય છે. મોટામાંથી નાની વસ્તુ ઉત્પન્ન થઈ શકે પણ નાનામાંથી મોટી વસ્તુ ઉત્પન્ન થઇ શકે નહિ.

બીનો વિચાર છોડીને ઝાડનો વિચાર કરી શકાય નહિ પણ બીની ક્રિયા ક્યાંથી શરૂ થાય છે તે સમજવું જોઇએ. માત્ર બીનો સ્થૂળ દેખાવ જોઈને એ બાબત નક્કી કરી શકાય નહિ. શરીરનો રસ, પ્રાણની ગતિ વગર બહાર આવતો નથી. મન સંસ્કાર પ્રમાણે એટલે હૃદયની લાગણી પ્રમાણે ચાલે છે અને સંસ્કાર મન પ્રમાણે બંધાય છે. તેથી પહેલાં સંસ્કાર ક્યાંથી આવ્યા તે જોવું જોઈએ. પ્રાણની ગતિ માણસની લાગણીથી સમજાય છે, મનની દશા પણ માણસ સમજી શકે છે, પણ જ્યારે મનની ઉપરના તત્ત્વોની વાત થાય છે ત્યારે સમજણમાં મુશ્કેલી વધતી જાય છે.

હિંદમાં તાંત્રિક મતવાળા અને કર્મમાર્ગવાળા જીવની ઉત્પતિ

તેના સંસ્કારથી સમજાવે છે. મરણ વખતે સંસ્કારનો સૂક્ષ્મ પ્રદેશ મોટો થાય છે, તેને વિકાસ શક્તિ કહે છે. જન્મ વખતે તે સંસ્કારનો સંકોચ થાય છે અને તે એક સૂક્ષ્મ બિંદુનું રૂપ લે છે. દેખાવમાં તે બિંદુ અણુ લાગે છે પણ શક્તિની દૃષ્ટિએ તેમાં મહાન ક્રિયાઓ રહેલી હોય છે. ઝાડના નાના દેખાતા બીમાં ઘણી શક્તિ દેખાય છે. હોમીઓપેથિક દવામાં અને દેશી વૈદોની માત્રામાં શક્તિ માટે બહુ ઝીણી દવા આપવામાં આવે છે. સંસ્કારથી ઉત્પન્ન થએલ ચેતન–બિંદુ એટલું નાનું હોય છે કે તેના ભાગ થઈ શકતા નથી. તે મનની ઉપરના પ્રદેશમાંથી આવે છે અને તેના ભવિષ્યના માબાપના મનમાં દાખલ થાય છે. ત્યાં પોતાનું કામ કરી પછી તેમના પ્રાણમાં દાખલ થાય છે અને તે પછી શરીરમાં દાખલ થાય છે. તે વખતે સ્ત્રી પુરુષો પોતાના શરીરમાં સમાઈ શકતાં નથી. તેમનો પ્રદેશ મોટો થાય છે અને સુખમાં વખત ટુંકો થાય છે. તે માપવા માટે ફુટ અને ઘડીઆળનાં માપ કામ આપતાં નથી. એ વિશાળ ભાવમાં તેમની વૃત્તિ ક્ષણવાર શાંત થઈ જાય છે. તેમને તે વખતે ખરીરીતે આત્માનું સુખ મળે છે પણ ભૂલથી એમ લાગે છે કે તે શરીરનું સુખ છે. વૃત્તિનો ચંચળ સ્વભાવ અને આવનાર જીવના સંસ્કાર તેમના પ્રાણોની વિશાળતા સ્થિર રહેવા દેતા નથી.

ચેતન–બિંદુ, આ પ્રમાણે પોતાના સંસ્કારની અસરથી અને કાંઈક અંશે માબાપના ક્ષેત્રમાં સંસ્કારની અસર લઈને જ્યારે જન્મે છે ત્યારે પોતાને જીવ માને છે. શરૂઆતમાં નાની ઉમરના બાળકને તેની મા ઊપાડીને ચાલે છે ત્યાંસુધી તેને તેના દેહનું બહુ ભાન હોતું નથી. જ્યારે તે ચાલવા શીખે છે ત્યારે તેને એમ જોવામાં આવે છે કે પોતાનું શરીર ચાલે છે તો એ ઘરની બીજી વસ્તુઓ ચાલતી નથી. આ વખતે પોતાનું જે શરીર ચાલે છે તેને "હું" કહે છે અને જે તે વખતે ચાલતું લાગતું નથી તેને "હું નહિ" એમ માને છે. તેના જીવ ભાવની ઉત્પત્તિ વખતે જ તેનું

જગત ઉત્પન્ન થાય છે. તેથી જ્યાં સુધી તેના સામાન્ય સંસ્કાર જતા નથી ત્યાંસુધી ખરૂં જગત તેના જાણવામાં આવતું નથી.

પણ આંહી સુધી માત્ર સૂક્ષ્મ તત્ત્વોનો વિચાર થયો. સંસ્કાર પહેલાં ક્યાંથી આવ્યા તે નક્કી થયું નહિ. કર્મ પ્રમાણે ફળ મળે છે એટલું સમજવામાં આવ્યું. તેટલામાં પ્રકૃતિનો સ્વભાવ કામ કરે છે પણ પુરુષનો એટલે આત્માનો સ્વભાવ સમજવો હોય તો ચેતન-બિંદુમાં, બિંદુના સ્વભાવ કરતાં ચેતનનો સ્વભાવ પહેલાં સમજવો જોઈએ. તેમાં સૂક્ષ્મ સંસ્કારનું કારણ રહેલું છે. તે સમજાય ત્યારે જ્ઞાન પ્રમાણે ફળ છે. કર્મ પ્રમાણે ફળ નથી.

ચેતનનો સ્વભાવ જેના અનુભવમાં આવ્યો હોય છે તેમને જણાય છે કે ચેતનથી બિંદુ કદી જુદું થતું નથી. બાળક પણ માબાપની દૃષ્ટિએ માબાપથી જુદો થતો નથી. બાળકનું શરીર એ માબાપનું પોતાનું શરીર હોય તેમ માબાપ તેને પોષણ આપી, રમાડી, ઉછેરે છે. જેમ જેમ શરીરે મોટો થતો જાય છે તેમ તેમ તેનામાં વાસના વધતી જાય છે અને તે પોતાના સંસ્કારવડે માબાપથી દૂર થતો જાય છે. પરણ્યા પછી માબાપને ઘણીવાર ભૂલી જાય છે, છતાં મોટી ઉંમરે પણ માબાપની દૃષ્ટિથી પુત્ર કે પુત્રી જુદા થતા નથી. આ નિયમથી જોતાં જણાશે કે જે માબાપના પણ માબાપ પ્રભુ છે, તેની દૃષ્ટિમાં જીવ કદી જુદો થતો નથી. પણ જીવ જેમ પોતાના સંસ્કારના દોષથી પોતાના શરીરના માબાપને પોતાથી જુદાં માનતા શીખે છે તેમ પોતાના સંસ્કારથી પ્રભુને જુદા માનતા શીખે છે.

ચેતન-બિંદુમાં. ચેતન અંશમાં સત્તા, જ્ઞાન અને આનંદ રહે છે. બિંદુના વિભાગમાં શક્તિ રહે છે. પહેલા ભાગને ચિદાકાશ પણ કહે છે. જ્ઞાનમાર્ગવાળાને પહેલો ચિદાકાશનો અનુભવ થાય છે, યોગ માર્ગવાળાને પહેલાં તેજોમય બિંદુનો અનુભવ થાય છે અને પછી ચિદાકાશનો અનુભવ થાય છે. છતાં બન્ને નિત્ય સાથે રહે છે. તેને

શિવ–શક્તિ પણ કહે છે. તેમનો સંબંધ સામાન્ય ભાષાથી સમજાવવો મુશ્કેલ પડે છે.

વેદમાર્ગમાં મૂળ કારણથી એટલે બ્રહ્મથી ઉત્પત્તિ બતાવેલ છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક એવી કથા છે કે બ્રહ્મા (અથવા બ્રહ્મ) પહેલાં એકલા હતા.તે વખતે તેને એકલાં આનંદ લાગ્યો નહિ એટલે તેમણે પોતાના સ્વરૂપમાં પુરુષપ્રકૃતિનું જોડકું ઉત્પન્ન કર્યું. પુરુષ મનુ થયા અને સ્ત્રી શતરૂપા થઈ. શતરૂપાને આ સમાગમમાં એમ શંકા થઈ કે મને ઉત્પન્ન કરી ને મારી સાથે કેમ રમે છે? તેથી શતરૂપા ગાય થયા એટલે મનુ બળદ થયા. તેમાં પણ તેવોજ સંબંધ રહેવાથી શતરૂપા ઘોડી થયા એટલે મનુ ઘોડો થયા. તેમાં પણ ફેરફાર ન થયો એટલે શતરૂપા બકરી થયાં એટલે મનુ બકરો થયા વિગેરે. જેમ જેમ ઉપાધિરૂપી અરીસાના આકારમાં ફેર પડતો ગયો તેમ તેમ તેમ નવા સંસ્કારમાં નવાં શરીર અને નવાં ક્ષેત્ર ઉત્પન્ન થતાં હોય એમ શતરૂપાને લાગવા માંડ્યું; પણ મનુને પોતાની દૃષ્ટિએ ફેરફાર લાગતો ન હોતો કારણ કે તે બધા શરીરમાં શતરૂપાને જોતા હતા. ઉત્પત્તિની આ રીત હાલના નવા સાયન્સની શોધને ઘણે અંશે મળતી આવે છે.

યુરોપના હાલના નવા સાયન્સે થોડાં વર્ષ થયાં પ્રયોગથી એમ સિદ્ધ કર્યું છે કે જગતની બધી વસ્તુઓ બે તત્ત્વથી બની છે. એકને વીજળીનું તત્ત્વ કહે છે, બીજાને આકર્ષણનું તત્ત્વ કહે છે. વીજળીનું તત્ત્વ તેજ આપે છે, આકર્ષણનું તત્ત્વ તેમની દિશા ફેરવી અથવા ગતિ ફેરવી તેમાંથી ઘાટ ઉત્પન્ન કરે છે.

વીજળીનું તત્ત્વ સત્તા આપે છે, આકર્ષણનું તત્ત્વ માપ ઉત્પન્ન કરે છે. બંને સાથે રહે છે. જે જગ્યાએ જે પ્રકારનું આકર્ષણ રહે છે ત્યાં તે પ્રકારના દેશ અને કાળ ઉત્પન્ન થાય છે. તેથી દરેક જીવ માટે પોતાની ભૂમિતિ રહે છે. તે જીવથી કયો પદાર્થ કેટલો

દૂર છે એ જાણવું હોય તો તેને તે પદાર્થ ઉપર કેટલો પ્રેમ છે તેનું માપ કરવું જોઈએ. બધા માણસ માટે બધી વસ્તુ સરખી દૂર હોતી નથી. જેને જે વસ્તુ ઉપર પ્રેમ હોય છે તે દૂર છતાં નજીક લાગે છે. ઘણા વખત પહેલાં બની હોય તે હાલ બનતી હોય તેમ લાગે છે. હાલના નવા સાયન્સવાળા હિસાબથી સિદ્ધ કરી શકે છે કે સ્થૂલ તત્ત્વોની જગ્યા અને કાળ પણ નિયત નથી. બધા પદાર્થો પોતાના ક્ષેત્રના આકર્ષણના નિયમને અનુસરે છે. ક્ષેત્ર ફેરવવાથી આકર્ષણ ફરે છે, આકર્ષણ ફેરવવાથી ક્ષેત્ર ફરે છે. નવા આકર્ષણમાં દેશ અને કાળનું જે માપ ઉત્પન્ન થાય છે તે માપથી તે ક્ષેત્રનું જીવન બરાબર હોય છે. પણ જ્યારે એક ક્ષેત્રના માપથી બીજા ક્ષેત્રનું માપ કરવા જઈએ છીએ અથવા પોતાના એક વખતના સંસ્કારથી બીજા વખતનું જીવન માપીએ છીએ ત્યારે જીવન નાનું કે મોટું લાગે છે અથવા સારૂં કે નરસું દેખાય છે.

માણસનું શરીર માણસના ક્ષેત્રના આકર્ષણથી ઉત્પન્ન થાય છે. પણ શરીર એ માણસ નથી. તે માણસના જીવનનું માપ છે. પ્રાણ અને મન પણ તેના જીવનનાં માપ છે. તે માપથી તે આ જગતનો અનુભવ લે છે. બીજા ક્ષેત્રના આકર્ષણથી બીજા પ્રકારનાં શરીર મળે. ભરત મુનિને હરણમાં પ્રીતિ થવાથી હરણનો જન્મ આવ્યો હતો તો પણ તે શરીરમાં પણ ભરતમુનિ હતા. આ દૃષ્ટિએ જોતાં પશુઓના શરીરોમાં કેટલા મહાત્મા હશે અને મહાત્માના શરીરોમાં કેટલા પશુ હશે તે કોણ કહી શકશે? હરણના શરીરની પ્રીતિનો વેગ પૂરો થયો એટલે પાછા જડભરત થઇ નાની ઉમરમાં આશ્ચર્યકારક જ્ઞાન પ્રાપ્ત કરી તેણે રહુગણ રાજાને ઉપદેશ આપેલ છે, હલકા પ્રકારના આકર્ષણથી હલકા પ્રકારનું શરીર આવે છે અને ઉત્તમ પ્રકારના આકર્ષણથી ઉત્તમ પ્રકારનું શરીર આવે છે. કાળની ગતિ એક પ્રકારની નથી; જેવું આકર્ષણ તેવું શરીર અને તેવો કાળ ઉત્પન્ન થઈ જાય છે. તેની દિશા ઉપર છે તેમજ નીચે છે. નવાં

નવાં આકર્ષણથી ઉત્પન્ન થતા નવા નવા ક્ષેત્રોને વેદમાં મનુની સ્ત્રી શતરૂપા (એટલે સેંકડો રૂપ ઉત્પન્ન કરનાર) કહે છે.

તેજનું તત્ત્વ ન હોય તો આકર્ષણનું તત્ત્વ પોતાનું કામ કરી શકતું નથી. સામાન્ય રીતે તેજનું તત્ત્વ અવિચળ છે, પણ આકર્ષણના ક્ષેત્રમાં તેની દિશા ફરે છે. યોગી યોગબળથી જ્યારે મનની ઉપરના ક્ષેત્રમાં જાય છે ત્યારે ત્યાં તેને સૂક્ષ્મ તેજનો અનુભવ થાય છે. તે તેજની દિશા જોઈ તે પોતાના પૂર્વજન્મ અને કર્મ જાણી શકે છે અને કોઈ વખતે બીજા માણસનાં જન્મ અને કર્મ વિષે કેટલીક હકીકત આપી શકે છે. આ સૂક્ષ્મ તેજનો અનુભવ સમજવા માટે, કાંઈક અંશે નવા સાયન્સવાળાએ શોધેલ સ્થૂલ તેજનો સ્વભાવ જાણવો ઉપયોગી થઈ પડશે.

નવા સાયન્સમાં શોધાએલ સ્થૂલ તેજની ગતિ એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઈલ છે. તે સીધી લીટીમાં જાય છે. તેની ગતિને તેજ આપનાર પદાર્થની ગતિ સાથે સંબંધ નથી. દૃષ્ટાંત તરીકે, સૂર્યનું તેજ સામાન્ય રીતે આંહી સીધું આવે છે. પણ સૂર્ય પોતે પોતાની ધરી ઉપર ગોળ ફરે છે. તેની પોતાની ગતિ, તેના તેજની ગતિ જેવી નથી, તેજની ગતિ હમેશાં સરખી રહે છે પણ જો વચ્ચે કોઈ આકર્ષણવાળું ક્ષેત્ર આવે તો તેજની દિશા ફરી જાય છે. તારાનું તેજ આંહી આવતાં સૂર્યના આકર્ષણ આગળ તેની દિશા ફરી જાય છે. તેથી જ્યાં તારા છે ત્યાં આપણને તે દેખાતા નથી પણ જ્યાં નથી ત્યાં દેખાય છે. આ પ્રયોગ ઈ. સ. ૧૯૧૯ના સૂર્યગ્રહણ વખતે થયો હતો. માણસોના પરપર સંબંધમાં પણ, દૃષ્ટિના કિરણોમાં મતલબી ભાવને લઈને, ખરા માણસો દેખાતા નથી.

રેડીઓ મારફત જ્યારે મુંબઈથી કોઈ ગાયન બીજી જગ્યાએ ફેંકવામાં આવે છે ત્યારે જે જગ્યાએ તેવી જાતનું સામું યંત્ર હોય ત્યાં આકર્ષણ ઉત્પન્ન કરેલ હોવાથી, તેજની ગતિ વળીને ત્યાં ભટકાય

છે અને ગાયન સંભળાવા લાગે છે. આ નિયમથી માત્ર સમાન સંસ્કારવાળા માણસ એક બીજાની વાતો સાંભળી શકે છે અને સમજી શકે છે. જેની વાતો આપણને ગમતી ન હોય તે પૂરી સાંભળવામાં આવતી નથી.

યોગીને અંતરાત્મામાં સૂક્ષ્મ તેજ દેખાય છે, અને જો તેમને આ તેજની દિશા ફેરવવાની શક્તિ મળી હોય તો તે શક્તિના પ્રમાણમાં તેઓ દૂરના પ્રદેશોના બનાવ કહી આપે છે. જે જગ્યાએ જે વખતે જે બનાવ બનતો હોય ત્યાં આ તેજ દ્વારા પહોંચી શકાય છે. આ તેજની ગતિ કોઈ માપી શકતું નથી. સ્થૂલ તેજની ગતિ એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઇલ છે તો સૂક્ષ્મ તેજની ગતિ તે કરતાં વધારે હોવી જોઇએ.

યોગીને જે સૂક્ષ્મ તેજ જોવામાં આવે છે તેમાં બધું સત્ય સમજાઈ જતું નથી. ઘણીવાર આવા અનુભવમાં તેઓ પોતાની મતલબ તરત દાખલ કરી દે છે; તેથી તેજની દિશા તરત ફરી જાય છે. તેથી જે હોય તે તેઓ જોઈ શકતા નથી પણ જે જોવાની ઇચ્છા આગળથી રાખી હોય તે દેખાય છે. આ કારણને લઈને ભક્તોને પોતાની ઇચ્છા પ્રમાણે ભગવાનના રૂપનાં દર્શન થાય છે અને વાસનાવાળા યોગીઓને વાસનાનાં રૂપ દેખાય છે.

અંદર સૂક્ષ્મ તેજ આપનાર તત્ત્વ, શક્તિ, જ્ઞાન અને આનંદ પણ આપે છે. જેનામાં બુદ્ધિનું જોર હોય તેને તેજને બદલે જ્ઞાન વધારે મળે છે, ભક્તિનું વધારે જોર હોય તેને આનંદ વધારે મળે છે, કર્મમાં બહુ જોર હોય તેને શક્તિ વધારે મળે છે. છતાં એક અનુભવ પછી પૂરતી સમતા હોય તો તેની સાથે રહેલાં બીજાં તત્ત્વોનો લાભ પણ મળી રહે છે.

પોંદેચેરીમાં ઘણા વર્ષ થયાં યોગ સાધનામાં રહેલ શ્રી અરવિંદ એમ માને છે કે આટલો અનુભવ પણ પૂરતો નથી. તેજ, શક્તિ, જ્ઞાન, આનંદ મળ્યા પછી તેની મદદથી આપણાં મન, પ્રાણ

અને શરીરમાં ફેરફાર થવો જોઈએ. તે કહે છે કે ભૂતકાળના ઋષિ-મુનિઓ આ રીતે મન અને પ્રાણના સ્વભાવ ફેરવી શક્યા હતા પણ શરીરનો સ્વભાવ ફેરવી શક્યા નહોતા. તેથી ફરીથી તે દિશામાં પ્રયત્ન કરવાની જરૂર છે. તે એમ માને છે કે માણસનું શરીર એ આ પૃથ્વી ઉપર છેલ્લું શરીર નથી. પશુ, પક્ષીઓ ઉત્પન્ન થયા પછી જ્યારે મનને રહેવા લાયક સંજોગો આ પૃથ્વી ઉપર ઉત્પન્ન થયા ત્યારે માણસનાં શરીર ઉત્પન્ન થયા અને જ્યારે આત્માને સહજ ભાવે આ પૃથ્વી ઉપર રહેવા લાયક સંજોગો ઉત્પન્ન થશે ત્યારે દિવ્ય શરીરવાળા માણસો ઉત્પન્ન થશે અને તેમાંથી દેવ જાતિ થશે. આ મતમાં પણ કાંઈક અંશે યુરોપના જુના સાયન્સના ઉત્ક્રાન્તિવાદનું અનુકરણ છે. આ માન્યતામાં દૃષ્યના કાળનો અને દૃષ્યના દેશનો વિચાર રહેલો છે. પણ નવા સાયન્સની શોધો પ્રયોગથી સિદ્ધ કરી આપે છે કે પ્રદેશ અને કાળ એક પ્રકારના નથી. જેવી તેની ભાવના તેવો તેનો પ્રદેશ અને કાળ બંધાઈ જાય છે.

આ બાબત સમજવામાં બે મુખ્ય પ્રશ્નનો વિચાર રહે છે:— ૧. પહેલાં શું ઉત્પન્ન થયું છે? ૨. તે તત્ત્વને માણસના કાળનું અને માણસના પ્રદેશનું માપ લાગુ કરી શકાય કે નહિ?

જ્યારે આત્માનો અનુભવ લેવો હોય છે ત્યારે સામાન્ય જીવન સંકોચવું પડે છે અને પાછું વાળવું પડે છે, પોતાના સંસ્કારના દોષ તપાસી કાઢવા પડે છે. વિષયોમાં પડેલ કોઈ માણસને આત્મજ્ઞાન થયું નથી. તેથી ભણેલું ભૂલવું પડે છે. સામાન્ય માણસના જ્ઞાનને અજ્ઞાન માનવું પડે છે. તેથી એમ માની શકાય કે માણસનું શરીર એ આ પૃથ્વી ઉપર છેલ્લું શરીર છે. ભગવાને ઘણા પ્રકારનાં શરીર બનાવ્યાં પણ જે શરીરમાં રહેલો જીવ પોતે પોતાની મેળે પોતાના મૂળ સ્વરૂપ તરફ વળી શકે એવું માણસનું શરીર બનાવ્યું ત્યારે ભગવાનને સંતોષ થયો છે, એવી કથા ઉપનિષદોમાં બે જગ્યાએ

આવે છે. બીજાં પ્રાણીઓ પોતાની મેળે પોતાના આત્મા તરફ વળતા નથી.

પણ શ્રી અરવિંદનું માનવું એમ છે કે માત્ર આત્મા તરફ વળવાથી આપણું કામ પૂરૂં થવાનું નથી. આત્માનો અનુભવ લઇ પાછું જીવનમાં આવવાનું છે. પણ આત્માનો અનુભવ લીધા પછી ભેદ રહેતો નથી, બધું જીવન એક સાથે ચાલતું અનુભવમાં આવે છે. આપણે ભગવાનથી જુદા થયા નથી અને જગત પણ તેનાથી અને આપણાથી જુદું નથી એવો અનુભવ તે વખતે થાય છે. આ દશામાં જગત એ પોતાનું શરીર બની જાય છે.

આ કારણને લઇને વેદના કાળના ઋષિમુનિઓએ પોતાનું માણસનું શરીર ફેરવવાનો પ્રયત્ન કર્યો નહોતો. તે પછીના વખતમાં આવેલ બીજા ઘણા મહાત્માઓને પણ આવો સર્વાત્મભાવ થયા પછી કાંઇ વિશેષ કર્તવ્ય ન જણાવાથી, પોતાનું શરીર ફેરવવાની સિદ્ધિ માટે પ્રયત્ન કરેલ નથી. તેઓ પહેલાં પરમાત્મામાં જગતને રહેલું જોઇ શકતા હતા અને પછી તેમને જગતમાં પરમાત્મામાં દેખાતા હતા. જુની માન્યતા દૂર થયા પછી જુની માન્યતાનું જગત રહેતું નથી. કઠોપનિષદમાં એક ઋષિ સર્વાત્મભાવે કહે છે કે "અન્ન હું છું અને અન્ન ખાનાર પણ હું છું." આવા ભાવવાળા મહાત્માને પોતાનું શરીર ફેરવવાની ઇચ્છા રહેતી નથી. તેમના હાથ પગ વિગેરે સર્વત્ર હોય છે; **सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम् ॥**

ઉપર કહ્યું તેમ શ્રી અરવિંદની યોગ સાધનામાં મુખ્ય બે ક્રિયાઓ માનેલી છે. ૧ પોતાના સ્વભાવના દોષ કાઢી ભગવાન પાસે જવું અને ૨. ભગવાનના સ્વભાવની અસર લઇ તેની મદદથી આપણાં મન, પ્રાણ અને શરીરના ધર્મ ફેરવવા. જ્ઞાનમાર્ગમાં પહેલી ક્રિયાને અસંગત્વભાવ કહે છે, બીજી ક્રિયાને સર્વાત્મભાવ કહે છે. ભક્તિમાર્ગમાં પહેલી ક્રિયાને વ્યતિરેક ઉપાસના કહે છે, બીજી ક્રિયાને અન્વય ઉપાસના કહે છે. અસંગત્વ પ્રાપ્ત કરવામાં પુરુષપ્રયત્નની જરૂર છે કારણ કે વૈરાગ્ય વગર આત્મલાભ થતો

નથી પણ સર્વાત્મભાવ એ આત્માનો નિજ-સ્વભાવ છે. તેમાં પુરુષ પ્રયત્નની જરૂર નથી. તે ક્રિયા વખતે પુરુષપ્રયત્ન વાપરવાની જરૂર માનવાથી તે સાધક પાછો ભેદબુદ્ધિમાં દાખલ થાય છે. પોતાનાં શરીર, પ્રાણ અને મન પોતાનાં માનવા લાગી જાય છે અને એ ત્રણનો ભેદ પણ દૂર થતો નથી.

કોઈ યોગમાર્ગમાં એવી ભૂલ થાય છે કે જાણે કે બન્ને ક્રિયા પોતાને કરવાની હોય એમ સાધક માને છે. તેથી પોતાના પ્રદેશ અને પોતાના કાળનું માપ છૂટતું નથી. આત્માના ક્ષેત્રમાં વ્યાપ્તિ એ આત્માનો ખાસ સ્વભાવ છે. તે વખતે તેને બીજાનાં શરીર પણ પોતાના લાગે છે અને પોતાના કયા શરીરનો સ્વભાવ ફેરવવો એનો વિચાર કરવો પડતો નથી; કારણ કે આખી વસ્તુમાં દોષ નથી. આત્મજ્ઞાન માટે શરીર નડતું નથી પણ સ્વભાવ નડે છે. શરીરના ધર્મથી આત્માને કાંઈ થતું નથી. શરીર કપાવાથી આત્મા કપાતો નથી. આપણી અંદર જે પ્રત્યગ્બોધરૂપ આત્મા છે તેજ અદ્વયાનંદ રૂપ પરમાત્મા છે અને જેઅદ્વયાનંદ રૂપ પરમાત્મા છે તે જ પ્રત્યક્બોધરૂપ આત્મા છે. તેના ઉપર અનન્ય પ્રેમ હોય તો તેના સ્વરૂપની ખબર પડે છે. તે અદ્વય હોવાથી તેનાથી જુદું કાંઈ નથી. આત્મજ્ઞાન થયા પછી પોતાનું માણસનું શરીર ફેરવવાની જરૂર રાખવાથી, પૂર્ણની પૂર્ણતાને હમેશાં ભવિષ્યમાં રાખવી પડશે, આપણામાંથી ભગવાન નીકળશે એમ આશા રાખવી પડશે, આપણા પ્રયત્ન ઉપર ભગવાનનો આધાર રહેશે અને તે ભવિષ્યનો અંત દેખાશે નહિ. ભગવાન પાસે આપણા જેવો કાળ નથી. તે ભવિષ્યમાં નથી પણ વર્તમાનમાં છે. વર્તમાનમાં હોવાથી આત્મજ્ઞાનીને હમેશાં તે જ મળે છે. જેમ આપણો કોઈ મિત્ર હોય, તેની ઉમર વધતી હોય પણ જ્યારે તે આપણને મળે છે ત્યારે તે જ મળે છે એમ લાગે છે તેમ જગતમાં ગમે તેવા ફેરફાર થાય તો પણ જ્ઞાનીને એકજ વસ્તુ સર્વત્ર મળે છે. ગામડાની કોઈ ડોશીઓ પણ શ્રદ્ધાથી આ વાત એવી માની બેસે છે કે તેને

તરત આત્મસાક્ષાત્કાર થાય છે. એક વખત કાઠીઆવાડમાં લાઠી ગામમાં એક એવી ડોશી હતી. તેને રામચંદ્રજી ઉપર અનન્ય પ્રેમ હતો. એક વખત ઘરમાં સર્પ નિકળ્યો, એટલે તે તેને કહેવા દોડી કે "હે રામ. તમને કોઇ મારી નાખશે;" એમ કહી તેણે સર્પને ઉપાડયો અને ઘર બહાર એકાંત જગ્યાએ તેને મૂકી આવી. આવા ઘણા અનુભવો ખરા જ્ઞાનીને મળી રહે છે.

આ દૃષ્ટિએ જોતાં કોઈ મહાત્માને ભૂતકાળમાં સર્વાત્મભાવ મળ્યો નહોતો એ વાત સાચી નથી. પણ તેને માટે મુખ્ય બે માર્ગ છે. ૧. જ્ઞાન, અને ૨. ક્રિયા. ક્રિયામાર્ગવાળા પોતાના અલ્પ સ્વભાવથી શરૂઆત કરે છે. જ્ઞાનમાર્ગવાળા આત્માનો સ્વભાવ જાણવાની શરૂઆત કરે છે. પહેલા માર્ગમાં સુધારવાના ઉપાય રહે છે. બીજા માર્ગમાં સમજવાના ઉપાય રહે છે. પહેલામાં આપણે હલકામાં હલકા થવાનું છે કે જેથી આપણા કરતાં કોઈ હલકું રહે નહિ. બીજા માર્ગમાં આપણે મોટામાં મોટા થવાનું છે કે જેથી આપણાથી કોઇ મોટો રહે નહિ. બન્ને રીતે પોતાનો પહેલો સ્વભાવ દૂર થાય છે અને તેની સાથે જ પોતાનો પ્રદેશ અને પોતાનો કાળ પણ જતો રહે છે.

કોઇ બાળકને જોઈ કોઇ પૂછે કે "આ બાળક કેનો છે"? તો જવાબમાં તેની માનું નામ આપવું જોઈએ કારણ કે પ્રશ્ન વખતે બાળકનું નામ પહેલું લીધું છે અને બાળક મા પાસેથી મળે છે. પણ કોઇ એમ પ્રશ્ન કરે કે "કેનો બાળક છે?" તો તેના ઉત્તરમાં તેના પિતાનું નામ દેવું જોઈએ કારણ કે પ્રશ્નમાં "કેનો" એ શબ્દ પહેલાં આવેલ છે. સિદ્ધાંતમાં જ્યારે જીવભાવ પહેલો ગ્રહણ થાય છે ત્યારે ક્રિયામાર્ગમાં પ્રવેશ કરી ભગવતી મા પાસેથી જ્ઞાન, શક્તિ, આનંદ વિગેરે મેળવવા પ્રયત્ન થાય છે. જ્યારે આત્માનો સ્વભાવ પહેલો ગ્રહણ થાય છે ત્યારે સાચી સમજણથી આત્માની વિશાળતા. શક્તિ, આનંદ, પહેલા અનુભવમાં આવે છે.

ક્રિયામાર્ગવાળા. અંકગણિતની રીતે, ત્રિરાશીમાં ગણાતા દાખ-

લાની માફક, મન, પ્રાણ અને શરીરના ત્રણ વિકારી સ્વભાવ જોઈને તેને સત્તા આપનાર અવિકારી આત્મા શોધે છે. જ્ઞાનમાર્ગમાં બીજ ગણીતની રીતે બીજ એટલે આત્મા હાજર છે, એમ જવાબને શરૂઆતમાં માની તેને × કહે છે અને "ઇકવેશનથી" એટલે સમતાથી દરેક વખતે દરેક જગ્યાએ તેનો અનુભવ લઇ તેની કિંમત જાણે છે. બન્ને રીતે એકજ જવાબ આવે છે. ઘણા માણસો પોતાનો જીવભાવ ભૂલી શકતા નથી, તેથી તેમને માટે અંકગણિતની રીતે, યમ, નિયમ, પ્રાણાયામ, પ્રત્યાહાર. ધ્યાન વિગેરે ક્રિયાની જરૂર છે. પણ જો કોઈને માત્ર સર્વત્ર સર્વદા આત્માનો સ્વભાવ પોતાના જીવનમાં રહી શકતો હોય તો બીજ ગણિતની રીતે તેનો જવાબ શરૂઆતમાં મળે છે. બન્નેમાં વૈરાગ્યની જરૂર છે અને બન્નેમાં એકજ જવાબ આવે છે. સાંખ્ય અને યોગ પ્રથક્ છે એવું બાળક બુદ્ધિવાળા માણસો કહે છે, પંડિતો તેને જુદા કરતા નથી. એક રીતે જો જીજ્ઞાસુ બરાબર સ્થિર થાય તો બન્નેનું ફળ લઈ શકે છે એવું ગીતાનું પ્રમાણ છે.

જે સત્તા તેજ આપે છે તે સત્તાને તેજની ગતિથી કે તેજની દિશાથી અસર થતી નથી એમ નવા સાયન્સવાળાએ પ્રયોગથી અને ગણિતથી સિદ્ધ કર્યું છે. તે પ્રયોગ અંદરના અનુભવમાં લાગુ કરીએ તો જણાશે કે જો આપણા મનના ધર્મ, પ્રાણના ધર્મ અને શરીરના ધર્મ આપણા સંસ્કાર પ્રમાણે તેજની દિશા ફેરવવાથી બંધાએલા રહે છે છતાં આપણો આત્મા તેજ આપનાર હોવાથી તેને તે સંસ્કારની કાંઇ અસર થતી નથી. તે હમેશાં શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ અને આનંદમય રહે છે. તેનાથી કોઈ તેજ જુદું નથી; તેથી બીજા જીવ કે જગત પણ જુદાં નથી. તે દશામાં જીવને જીવ કહી શકાય નહિ અને જગતને જગત કહી શકાય નહિ. બધું પોતામાંથી ઉત્પન્ન થઈ પોતામાં ચાલતું લાગે છે. જે માણસ આવો અનુભવ લઈ શકે છે તેને જ્ઞાનથી ફળ છે, કર્મથી ફળ નથી. યોગીને પોતાની અંદર જે સૂક્ષ્મ તેજનો અનુભવ થાય છે તે કરતાં જ્ઞાનનું તેજ વધારે સૂક્ષ્મ છે. તેનો પ્રકાશ

બહુ આશ્ચર્યકારક છે. સ્વપ્નામાં તેની અસરથી જીવ સંકલ્પ પ્રમાણે પોતે દ્રષ્ટા બને છે, પોતેજ દ્રશ્ય બને છે અને પોતેજ દર્શન બને છે. જાગ્રત અવસ્થાના ભેદના સંસ્કાર, જ્યાં ભેદ નથી તેવી સ્વપ્નાની દશામાં, ભેદ ઉત્પન્ન કરે છે. તેથી જ્યારે તેજ આપનાર સત્તાનો અનુભવ લેવો હોય ત્યારે બહુ સંયમની જરૂર રહે છે અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસેથી આત્મજ્ઞાન મેળવવું જોઇએ.

આત્મજ્ઞાનના માર્ગમાં પહેલું એ જાણવાની જરૂર છે કે આપણે પહેલાં ભગવાનથી જુદા થયા શી રીતે? ભગવાનને પૂછીએ તો તે કહે છે કે મારાથી કોઈ જુદું થયું નથી. તેથી જ્યારે માત્ર તેનો વિચાર કરીએ ત્યારે જણાઈ આવશે કે આપણે હંમેશાં તેની સાથેજ છીએ. બધી ક્રિયા એક સાથે ચાલે છે.

બીમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, તે પછી પાંદડાં, તે પછી ફૂલ અને પછી ફળ ઉત્પન્ન થતાં દેખાય છે. પણ ખરી રીતે જોતાં જ્યારે અંકુર ઉત્પન્ન થાય છે તેજ વખતે ફૂલ અને ફળના તત્ત્વોની ઉત્પત્તિ શરૂ થઈ હોય છે. બીની બીજી દશાને અંકુર કહે છે, બીની ત્રીજી દશાને છોડ કહે છે, તેની ચોથી દશાને ઝાડ કહે છે. તેની પાંચમી દશાને ફૂલ અને ફળ કહે છે. બધી દશામાં એકજ વસ્તુ મળે છે. છતાં પાંદડાં, ફૂલ અને ફળના કાળ જુદા જુદા હોય છે. જ્યારે ફૂલ પડી જાય છે ત્યારે ફળ પડી જતાં નથી અને ફળ પડી જાય છે ત્યારે પાંદડાં પડી જતાં નથી. જુદા જુદા કાળવાળા આ ભાગો એક તત્ત્વમાં એક સાથે સમાઇને રહે છે; તેવીજ રીતે પરમાત્મામાં આખું જગત પરમાત્મારૂપ થઇને રહેલું છે. એવું જાગ્રત દ્રષ્ટિએ જણાય છે.

નાના છોકરાને દાંત પહેલાં આવે છે અને મૂછ પછી આવે છે; મૂછ ઉગવાનું કામ દાંત આવતી વખતેજ શરૂ થએલું હોય છે. પણ માણસની દ્રષ્ટિએ જ્યારે મૂછ દેખાવા લાગે છે ત્યારે કહે છે કે મૂછ આવી. આવીજ રીતે જગતના બધા બનાવ એક સાથે અને

છે; પણ સામાન્ય દૃષ્ટિથી તે એક પછી એક બનતા હોય એમ દેખાય છે.

દીકરો ઉત્પન્ન થાય છે ત્યારે બાપ ઉત્પન્ન થાય છે. બાપને બાપ કહેનાર કોઈ ન આવે ત્યાંસુધી તે બાપ થતો નથી. દેશી રાજ્યોમાં રાજાના કુંવરને નાની ઉંમરથી તેના નોકરો અને પ્રજા સલામ કરવા લાગે છે ત્યારે તેને લાગે છે કે હું રાજા છું. રાજા ગાદીએ બેસે છે ત્યારે તેની સ્ત્રી રાણી થઇ જાય છે; ખરી રીતે રાણીને રાજાની માફક કોઈ ગાદીએ બેસાડતું નથી. કન્યા પરણે છે ત્યારે પત્ની કહેવાય છે અને તે વખતેજ છોકરો પતિ થાય છે. એક બનાવમાં આ પ્રમાણે ઘણા શબ્દોની અને ઘણા અર્થોની ઉત્પત્તિ એક સાથે થાય છે. વળી, ઉપયોગ વખતે પણ ઘણા જીવો એક બનાવ માટે એક સાથે કામ કરે છે. પાણી ઉત્પન્ન થયું કે પાણીના જીવ ઉત્પન્ન થાય છે. ઝાડ ઉત્પન્ન થયાં કે ઝાડનો ઉપયોગ કરનાર પક્ષીઓ ઉત્પન્ન થાય છે.

તેવીજ રીતે વિનાશની ક્રિયા પણ એક સાથે ચાલે છે. વસ્તી વધે એટલે દુકાળ, રોગ કે લડાઈનું કામ શરૂ થાય છે. જ્યાં ઝાઝા જીવડા ઉત્પન્ન થાય છે ત્યાં તેને ખાનારા પણ તેજ વખતે ઉત્પન્ન થાય છે.

સમાજમાં પણ મૂડીવાળાની જાતિ ઉત્પન્ન થાય છે તેજ વખતે મજુરોનો સંઘ, પોતાના નવા કાયદા બાંધી, મૂડીવાળાની જાતિનો નાશ કરવા માટે ઉત્પન્ન થાય છે. બીનો નાશ થાય ત્યારે ઝાડ ઉત્પન્ન થાય છે. ઉત્પત્તિ અને નાશ એ જુદી જુદી ક્રિયાઓ નથી. જગતની ક્રિયાઓમાં ભેદ જોવો એ અજ્ઞાન છે. બધી ક્રિયા સાથે ચાલતી અનુભવમાં આવવી જોઈએ. તેમાં નવા પ્રકારનો વિચાર અને નવા પ્રકારની લાગણી રહે છે. તે સમજવાની ટેવ પાડવી જોઇએ. સામાન્ય સંસ્કારથી તે બાબત સમજી શકાતી નથી.

માણસના સંસ્કારની ભૂલ માટે બીજું એક સારૂં દૃષ્ટાંત આપવામાં આવે છે. કોઈ આંધળો માણસ હાથીના પગને પકડે છે



ચાર આંધળાઓએ જોયેલો હાથી.

ત્યારે કેહે છે કે હાથી થાંભલા જેવો છે. તે પછી પૂંછડી હાથમાં આવે ત્યારે કહે છે કે તે સોટી જેવો હશે, પગ હાથમાં આવ્યા પછી પુંછડી હાથમાં આવે છે તેથી તે કહે છે કે પગમાંથી પૂંછડી ઉત્પન્ન થઇ હશે; પણ હાથી પહેલેથી આખોને આખોજ હોય છે. યોગમાર્ગમાં એક એક ભાગના અનુભવ એક પછી એક થાય છે, જ્ઞાનમાર્ગમાં આખી વસ્તુનો વિચાર પહેલો રહે છે. તેથી આપણી સમજણનો છેડો કેવો આવશે તે જોવાની જરૂર નથી પણ આપણી સમજણની શરૂઆત કેવી રીતે થાય છે તે જોવાની જરૂર છે.

આ પુસ્તકમાં છાપેલી લીટીઓ ઉંધી વાંચવી હોય તો વાંચી શકાશે પણ તેનો અર્થ સમજાશે નહિ. અર્થ સમજવા માટે જેવી રીતે છાપેલી છે તેવી રીતે વાંચવી જોઈએ. તેવીજ રીતે પહેલાં જ્ઞાન મેળવી તે રીતે જીવન ગાળવાથી, સામાન્ય જ્ઞાનવાળા મનનો નાશ થાય છે, વાસનાનો ક્ષય થઈ પ્રાણમાં ફેરફાર થાય છે અને જ્ઞાનથી શરીરનું અભિમાન જાય છે. આ રીતે મન, પ્રાણ અને શરીરના ધર્મ ફરે છે.

માણસનો હાથ કેમ જન્મે છે અને પગ કેમ જન્મે છે એ જાણવા કરતાં માણસ કેમ જન્મે છે એ જાણવું સહેલું છે; તેવીજ રીતે આખું જગત પરમાત્મામાં રહેલું છે તે જાણવું સહેલું છે. ખરા મહાત્માઓના વિચારમાં સમદૃષ્ટિનો સમન્વય રહે છે. તે ચિત્રને આખું ને આખુંજ જુએ છે, આખું ચિત્ર સમજવા માટે ભવિષ્ય વર્તમાનમાં મળવું જોઈએ.

આખું ચિત્ર બનતાં જેટલો વખત લાગે છે તેટલો વખત તેને જોતાં લાગતો નથી, જોવામાં દૃષ્ટાનો ઉપયોગ રહે છે. જ્યારે દૃશ્ય વસ્તુઓનો ઉપયોગ માણસ પાસે રહે છે ત્યારે ભવિષ્ય ઉત્પન્ન થાય છે કારણ કે દૃશ્ય વસ્તુઓની કાંઇક દશા ભવિષ્યમાં બનવાની રહે છે. દૃષ્ટાની બીજી દશા ભવિષ્યમાં બનવાની હોતી નથી.

અંદરની દશા સારી હોય તો નજીવી વસ્તુઓમાં ઘણું સૌંદર્ય જોવામાં આવે છે. અંદરની લાગણીમાં કેટલી વિશાળતા અને ઉંડાણ

છે તે ઉપર દૃષ્ટિનો આધાર છે. સામાન્ય લાગણીથી જે જગત જોવામાં આવે છે તે જગતનું ખરૂં સત્ય નથી, તે વખતે પણ એક જ વસ્તુ મળે છે. પણ તેનો એક ભાગ મળે છે, જગત જીવના સુખ માટે છે પણ સુખનો આધાર જીવની અંતર્દશા ઉપર છે. જગત પ્રત્યે આપણે જેવી લાગણી રાખીએ છીએ તેમાં જીવનનું બધું રહસ્ય સમાયલુ છે.

પુરુષોને પૂછીએ તો કહે છે કે સ્ત્રીઓમાં સૌંદર્ય છે પણ પુરુષોમાં ક્યાં એવું સૌંદર્ય છે? સ્ત્રીઓમાં સ્વતંત્રતા વધતી જાય છે અને પ્રાચીન કાળની માફક ફરીથી સ્વયંવરના રીવાજ દાખલ થશે ત્યારે પુરુષોના સૌંદર્યની અને ગુણની પરીક્ષા કન્યાઓ કરશે; તે વખતે સમાજમાં વિદ્યાની કિંમત વધારે હશે તો કન્યાઓ પુરુષો પાસે વિદ્યાની આશા રાખશે, શૂરવીરતાની કિંમત હશે તો પુરુષોએ શૂર-વીરતા બતાવવી પડશે, પૈસાની કિંમત અથવા મજુરીની કિંમત ભવિષ્યની કન્યાઓને બહુ ઓછી લાગશે; ઘણી કન્યાઓ ઋષિઓને પરણવાની ઇચ્છા કરશે.

તત્ત્વદૃષ્ટિએ બધા પ્રકારના ઘાટમાં સૌંદર્ય છે. જડ જેવી દેખાતી સ્થૂલ વસ્તુઓમાં પણ અદ્ભૂત સૌંદર્ય છે. તે ન હોય તો માણસો જંગલોમાં નદી કાંઠે, સમુદ્ર કિનારે અથવા બગીચાઓમાં ફરવા જાય નહિ.

આત્મજ્ઞાની પોતાની અંતર્દશા સમજી શકે છે પણ બરાબર સમજાવી શકતો નથી. તેના જ્ઞાનમાં ‘હું નથી’ એવું કાંઇ રહેતું નથી. જીવન જોઇ શકાય છે, સત્યનો વિચાર કરી શકાય છે, પણ સુખ માટે અંતર્દશા ઉપર આધાર છે. તે જોવાની વસ્તુ નથી. તે વિષે દલીલ કરવી નકામી છે. સત્ ચિત્ આનંદ વિગેરે શબ્દો વાંચવામાં આવે પણ તેને માટે જેવી લાગણીની જરૂર છે તેવી લાગણી ન હોય તો તેનો અર્થ સમજાતો નથી.

ઉંચી લાગણી માટે જ્ઞાનની ભૂમિકામાં ફેર પડવો જોઈએ. ખરૂં જ્ઞાન વધતું નથી પણ ખોટું જ્ઞાન ફેરવવું પડે છે તેથી એમ બોલાય છે કે જ્ઞાન વધે છે. જે જ્ઞાનથી ભગવાનજ મળે અને બીજું

કાંઈ ન મળે તે ખરૂં જ્ઞાન છે. ધીરે ધીરે ભગવાન મળે તેનું નામ ભગવાન નથી. ભગવાનને કાળનું બંધન નથી. માણસની બુદ્ધિને કાળનું બંધન હોવાથી તે બુદ્ધિ બધી બાબતમાં કાળનું બંધન માની બેસે છે. ભગવાનની તરફથી ધીરેધીરે આવવાપણું નથી.

જ્યાં સત્ મળે ત્યાં સત્સંગ થયો કહી શકાય. સત્સંગ પછી જે કામ કરવાનું હોય તે કામના વિચાર અથવા તેની જરૂરીઆત સત્સંગનું ફળ લેવામાં આડા આવે છે. જે વસ્તુની જરૂરિઆત રાખી હોય તે દૂર હોય અથવા બની ગઈ હોય પણ યાદ આવ્યા કરે તો તે છોડી છે એમ કહેવાય નહિ.

જે જ્ઞાનથી જગતની વસ્તુઓ દેખાય છે તે જ્ઞાનથી ભગવાન મળશે નહિ. જે જ્ઞાનથી ભગવાન મળે છે તે સ્વયંપ્રકાશ છે. તે જ્ઞાનથી જગતને જોવું અને અંદર બહારનો ભેદ કાઢી બધું એકરૂપ છે એમ અનુભવ લેવો. આવા જ્ઞાનથી જે ક્રિયા થાય છે તે સાચી ક્રિયા છે. ભાવમાં જ્યારે અભેદપણું હોય ત્યારે તે ભાવ ભગવાન છે. તેથી કોઈના ગુણ કે દોષ જોવા એ દોષદૃષ્ટિ છે; કોઈના ગુણ કે દોષ ન જોવા એ ગુણદૃષ્ટિ છે.

આવા માણસને જ્ઞાની, ઋષિ, મહાત્મા કે ભગવાન જે કહો તે કહી શકાય. આવો માણસ બહારના ચિહ્નથી બહુ ઓળખાતો નથી. તે ગુપ્ત રીતે ફરે છે, ઓછું બોલે છે, એકાંત સેવે છે. તેના જેવી જેની અંતર્દશા હોય તે તેનું જીવન સમજી શકે છે.

આ શકયતાનું ક્ષેત્ર છે, આંહી કાંઇ જોઈતું નથી છતાં બધું પાસે છે. આ દશામાં નવું જગત છે. આંહી કોઈ બનાવ વહેલા નથી, કોઇ મોડો નથી. કોઇ આગળ નથી, કોઇ પાછળ નથી, કોઈ ઉંચે નથી કોઈ નીચે નથી દષ્યના જે કાળ પ્રમાણે સામાન્ય જીવન ચાલે છે તે કાળ પોતેજ આંહી નથી. આજે, કાલે, હમણાં, પછી, ધીરે, ઉતાવળા વિગેરે ભાવ આંહી નથી. જે છે તે હમેશ છે. તે પૂર્ણ છે, આ પૂર્ણ છે. પૂર્ણમાં પૂર્ણ મળવાથી પૂર્ણ થાય છે, પૂર્ણમાંથી પૂર્ણ બાદ કરતાં બાકી પૂર્ણ રહે છે.

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।**
**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

# કાળની ગતિ

## વિભાગ ૨ જો

### સાપેક્ષવાદનો સાર

( Theory of Relativity )

# પ્રકરણ ૧ લું.

## કાળનો સ્વભાવ

ઈ. સ. ૧૯૦૫ માં જર્મન પ્રોફેસર આઇન્સ્ટાઈને જગતની પાસે સાપેક્ષવાદ ( Theory of relativity ) રજુ કરેલ છે. તેની મદદથી માયાનું તત્ત્વ બહુ સ્પષ્ટ થઇ શકે છે, અને ખાસ કરીને કાળનું ખરું તત્ત્વ શું છે તેની ખબર પડે છે.

તેમનું કહેવું એવું છે કે આપણે જે કાંઈ દશ્ય જોઇએ છીયે અથવા જાણીએ છીએ, તેમાં દિક્ (space) કાળ (time) અને જોનારાનો વિચાર સમાયેલો જ છે. તેથી એ ત્રણને છોડીને કોઈ તત્ત્વ બરાબર સમજી શકાશે નહિ. કોઈ એમ કહે કે જગત આવું છે અથવા આવું નથી તો તેમાં તે વાણી બોલનારનો સ્વભાવ સમાયેલો છે. તે માણસ ખરી રીતે પોતાના કલ્પેલ જગતની વાત કરે છે. આપણી સામે રહેલ જગત કહેતું નથી કે " હું કેવું છું અથવા કેવી રીતે ઉત્પન્ન થયેલ છું." જગતના જે બનાવ બને છે તે બાબત કેટલેક અંશે જાણી શકાય છે પણ તે કેવી રીતે બને છે અને શા માટે બને છે તે જાણવું ઘણું મુશ્કેલ કામ છે.

સાપેક્ષવાદ (Theory of relativity) કહે છે કે જ્યાંસુધી કોઈ જીવ અમુક પ્રકારના જીવનમાં બંધાયેલો રહે છે ત્યાંસુધી તેને તે પ્રકારના જીવનના ધર્મ પાળવા પડે છે, અને તેની બુદ્ધિ એવા પ્રકારની થઈ જાય છે કે તે પોતાના જેવું જેનું જીવન હોય તેવાનું જ જીવન સમજી શકે છે; બીજા પ્રકારનું જીવન તે સમજી શકતો નથી. ધર્મીના અભ્યાસની સાથે જ ધર્મનો અભ્યાસ થાય છે.

કોઇપણ દિક્‌–કાળ (space–time) એ જગતનો ભાગ નથી. પણ આપણી ઈંદ્રિઓથી જે જગત જોઇએ છીએ તેની સાથે રહેલ છે. કાળ બનાવની સાથે રહેલ છે. બનાવ (event) વગર કાળની ખબર પડતી નથી, અને તે બનાવને જાણનાર કોઈ ન હોય તો તે બનાવ બનતો નથી. તેથી દરેક જાતના બનાવમાં અને દરેક જાતના કાળમાં તેને જાણનાર (observer) ની જરૂર પડે છે. તેથી આપણી ઘડીયાળ ખરો વખત બતાવતી નથી. એ આપણી સગવડ માટે આપણે ગોઠવેલો વખત છે. હાલ હિંદી સરકારના હુકમથી ઘડીયાળમાં એક કલાકનો વધારો કરવામાં આવેલ છે. હવે તે નવા કાળની ટેવ એવી થઈ ગયેલ છે કે તે ભૂલની ઘણાને ખબર પડતી નથી. હવે ઘણાને નવા વખત પ્રમાણે ભૂખ લાગે છે અને નવા વખત પ્રમાણે ઊંઘ આવે છે.

જ્યારે કોઈ જોશી કોઇના જન્માક્ષર કાઢવા બેસે છે ત્યારે તે બાળક જે જગ્યાએ જન્મ્યો હોય તે જગ્યાનો વખત પહેલાં તે નક્કી કરે છે. તે વખત દરેક જગ્યાએ જુદો જુદો હોય છે. મુંબાઈમાં મુંબાઈનો વખત હોય છે અને કલકત્તામાં કલકત્તાનો વખત હોય છે. અમદાવાદમાં અમદાવાદનો વખત હોય છે અને રાજકોટમાં રાજકોટનો વખત હોય છે.

દરેક કામ માટે પણ વખતમાં ફેર પડી જાય છે: એક કામ કોઇને જલદી કરવું હોય તો ઉતાવળથી કરે છે; બીજા માણસને તે કામની જરૂર ન લાગે તો તે કામ ધીરે ધીરે કરે છે. તેથી કેટલાક કારખાનામાં દરેક માણસ કેટલું કામ કેટલા કલાકમાં કરે છે તે ઉપર તેને પગાર મળે છે. તેથી કાળનો આધાર માણસ ઉપર છે. માણસનો આધાર કાળ ઉપર નથી. સ્વપ્નાનો કાળ સ્વપ્નાના જીવની વૃત્તિ ઉપર ફરતો રહે છે. નિંદ્રામાં તેવી વૃત્તિ નથી તેથી કાળ જણાતો નથી.

જ્યારે કોઈ કપડું વણાતું હોય ત્યારે કેટલો ભાગ વણાઇ ગયો અને કેટલો વણાવાનો છે તેનો આધાર તે ક્રિયાને જોનારા ઉપર છે. આખું કપડું વણાઈને પૂરું થઇ ગયું હોય અને તેના ઉપર એક માખી બેઠી હોય તો તે માખીને જેટલો ભાગ દેખાય તેટલો તેને પૂરો થયો લાગે અને બાકીનો વણવાનો હોય તેવું લાગે. તેની દૃષ્ટિમાં જે વર્તમાન અવસ્થા અને ભવિષ્યની અવસ્થા જણાય તે તેની કલ્પનામાં રહેલી હોય છે. તે સાચી હોતી નથી. તેથી કયો બનાવ ક્યાં સુધી રહેલ હતો તેનો આધાર જોનારની દૃષ્ટિ ઉપર છે.

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઈએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઈએ. તેથી માત્ર દૃશ્યનો વિચાર કરવાથી અનવસ્થા દોષ ઉત્પન્ન થાય છે પણ જે કાળનો વિચાર કરવાનો છે તે કાળને જોનારો કેવી અવસ્થામાં રહેલો છે એ બાબત સમજવાનો પ્રયત્ન કરશું તો કાળનો સ્વભાવ સહેલાઇથી સમજી શકાશે.

સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં કોઈ જીવ હતા નહિ, તેથી કોઇએ સૃષ્ટિની ઉત્પત્તિ જોઈ નથી. વળી પશુ–પક્ષી જગતની ઉત્પત્તિનો વિચાર કરતા નથી. માણસ પણ જન્મે છે. ત્યારે તેને ખબર નથી કે પોતે જન્મ્યો. જન્મનું જ્ઞાન માબાપને થાય છે તેથી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ તે સામાન્ય માણસની દૃષ્ટિથી નક્કી થઇ શકતું નથી. આપણા શાસ્ત્રોમાં સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આપવામાં આવેલ છે પણ દિક્ (space) અને કાળ (time) કેવી રીતે ઉત્પન્ન થયાં તેનું સ્પષ્ટ વર્ણન મળતું નથી. પણ હાલ થોડા વખત થયાં થએલ સાપેક્ષવાદની નવી શોધથી એ બાબત જાણી શકાય છે. તે મત પ્રમાણે દિક્–કાળનો આધાર જોનાર અથવા જાણનારની ભૂમિકા ઉપર છે.

માણસના વ્યવહાર માટે કાળની જરૂર પડે છે. તે વખતે તે માણસ પોતાને અનુકૂળ આવે તે પ્રમાણે કાળનું માપ ગ્રહણ કરે

છે. કોઈને કાગળ લખવો હોય તો ગામનું નામ અને તારીખ પહેલાં લખવા પડે છે. તે સિવાય જવાબ આપનાર જવાબ બરાબર આપી શકે નહિ. તે તારીખ સાચી હોતી નથી. અંગ્રેજી ભણેલા અંગ્રેજી તારીખ લખે છે. કોઈ વિક્રમની તિથિ લખે છે. કોઈ મુસલમાનો તેમનું વર્ષ લખે છે.

આ પ્રમાણે કાળના ભાગ પડી જવાથી અંગ્રેજી ભાષામાં ઘડિયાળને ટાઈમ-પીસ કહે છે એટલે કે તે કાળનો ભાગ બતાવનાર છે. આપણા શાસ્ત્રોમાં તેને ખંડ-કાળ કહે છે. વળી લંડનના ખબર રેડીઓમાં અહીં સાંભળવા હોય તો આંહીના ટાઈમ કરતાં ૫ કલાક રેડીઓ મોડો ઉઘાડવો જોઈએ. ત્યાંનું એક વાગ્યાનું સંગીત સાંભળવું હોય તો અહીં ૬ વાગે રેડીઓ ઉઘાડવો જોઈએ. અહીં કોંગ્રેસના ઠરાવ રવીવારે સાંજે ૬ વાગે પસાર થાય તે લંડનમાં તે જ રવિવારે બપોરે ૧ વાગે પહોંચી જાય છે. જે બનાવ જે વખતે બને તે તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય એ હાલના જમાનાની નવી શોધ છે. તેથી પૃથ્વીની ઉત્પત્તિ એક જગ્યાએ થાય તેની ખબર તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય તો બીજી જગ્યાના માણસોને કેવી નવાઇ લાગે? યોગ વાસિષ્ઠમાં આવા કેટલાક બનાવ આપેલા છે તેનો કેટલોક ખુલાસો આ પુસ્તકના ત્રીજા વિભાગમાં આપવામાં આવેલ છે.

તેથી કાળ એ કોઈ સાચી વસ્તુ નથી. તેથી જે બનાવ બને છે તે બધા વર્તમાનકાળમાં છે, કારણ કે તે બનાવને જાણનારો સાથે લેવો પડે છે. તેથી દૃષ્ટિ વખતે સૃષ્ટિ છે. આગળ પાછળ નથી. રજ્જુમાં ભૂલથી સર્પ દેખાય ત્યારે તે સર્પ ક્યારે ઉત્પન્ન થયો? છીપમાં રૂપુ દેખાય ત્યારે તે ક્યારે ઉત્પન્ન થયું? તે આગળ પાછળ નથી. દૃષ્ટિ વખતે સર્પની પ્રતીતિ અને રૂપાની પ્રતીતિ છે. તેવી જ રીતે બ્રહ્મની જગ્યાએ જેને જગત દેખાય છે તેને તે વખતે જ જગત દેખાય છે.

જગત–આકારે દૃષ્ટિ થયા પહેલાં જગત નથી અને બ્રહ્મ, દૃષ્ટિ થયા પછી પણ જગત નથી.*

તેથી દરેક વખતે નવા બનાવ દેખાય છે. જ્યાં કાંઈ બને છે ત્યાં દિક્–કાળનું કલ્પિત ચક્કર રહે છે. તે આપણી કલ્પના સુધી ટકે છે. એ કલ્પના ભવિષ્યમાં જાય છે ત્યારે કલ્પિત ભવિષ્ય ઉત્પન્ન થાય છે અને જ્યારે એ કલ્પના ભૂતકાળમાં જાય છે ત્યારે કલ્પિત ભૂતકાળ ઉત્પન્ન થાય છે. તેથી કાળ જેમ ભવિષ્યમાં જાય છે તેમ ભૂતકાળમાં પણ જઈ શકે છે, ભૂત કાળની બહુ વાતો આપણે યાદ કરીએ તો આપણે જાણે કે ભૂત કાળમાં બેઠા હોઈએ એવું લાગે છે. સાપેક્ષવાદે દિક્ અને કાળનું નિરપેક્ષ સત્ય ખોટું પાડી દીધેલ છે અને અને તે દૃષ્ટાની દશા ઉપર સાપેક્ષ છે એવું સિદ્ધ કરી આપેલ છે. તેથી દિક્‌ની લંબાઈ અથવા કાળની લંબાઈ એ કોઈ વસ્તુનો ખાસ સ્વભાવ નથી. પણ તેને જાણનારનો તે બનાવ સાથે જે કલ્પિત સંબંધ હોય છે તેમાંથી ઉત્પન્ન થયેલ છે. દિક્ અને કાળનો ભેદ પણ જોનારની કલ્પનાથી ઊભો થાય છે, છતાં એ બન્ને જુદાં પાડી શકાતાં નથી. કાળનો આધાર જગ્યા ઉપર છે અને જગ્યાનો આધાર પણ કાળ ઉપર છે. જે દિક્‌માં કાળ ન હોય એવી કોઈ દિક્ નથી.

એમ માનો કે છ માણસો જુદા જુદા સાધનથી અમદાવાદથી મુંબઈ જાય છે. એક ગાડામાં જાય છે, બીજો ઘોડાગાડીમાં જાય છે, ત્રીજો મોટર–સાઈકલ ઉપર જાય છે, ચોથો ટ્રેનમાં જાય છે, પાંચમો મોટરમાં જાય છે, અને છઠ્ઠો એરોપ્લેનમાં જાય છે. દરેકને પહોંચતાં જુદો વખત લાગે છે. જે જાતનું વાહન તે વાપરે છે તે પ્રમાણે તેને વખત લાગે છે. તેવી જ રીતે કોઈ જીવ પોતાના કર્મ પ્રમાણે કૂતરાના શરીરમાં આવે તો તેનું જીવન પૂરું થતાં એક પ્રકારનો કાળ લાગે, મોરના શરીરમાં આવે તો જુદો વખત લાગે, પોપટના શરીરમાં

* Every event has a perceptive date.



જે જાતનું વાહન વાપરવામાં આવે છે તે પ્રમાણે કાળ ફરે છે.

જુદો વખત લાગે અને માણસના શરીરમાં પણ જુદો વખત લાગે, તેથી કાળ એ એક સાપેક્ષ વસ્તુ છે અને જે દિક્ (space)નો ઉપયોગ થયો હોય તે પ્રમાણે કાળ ફરે છે.

તેથી આગળ અને પાછળ એ પણ સાપેક્ષ છે. મોટરમાં મુંબાઈ જનાર માણસ કહે છે કે હું ઘોડાગાડીવાળા કરતાં આગળ પહોંચીશ પણ તે વિમાનવાળા માણસની પાછળ પહોંચે છે. તે જ પ્રમાણે માણસના શરીરમાં આવેલ માણસ દેડકાના શરીર કરતાં લાંબુ આયુષ્ય ભોગવે પણ દેવના આયુષ્ય કરતા ટૂંકું આયુષ્ય ભોગવે છે. કોઈ નાની ઉંમરનો બાળક મરી જાય તો દેખીતી રીતે તેનું આયુષ્ય અલ્પ લાગે છે. પણ ગયા જન્મમાં તે ૧૦૦ વર્ષનો થયો હોય અથવા દેવલોકમાં ૧૦૦૦ વર્ષનું આયુષ્ય ભોગવીને માણસના શરીરમાં આવેલ હોય.તેથી કાળ કે જેના ઉપર આપણે આપણું જીવન રચીએ છીએ એ કોઈ નિયત વસ્તુ નથી,જે જીવન ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે તે વર્તમાન કાળ તરીકે લાગે છે. વળી સ્વપ્નાનો કાળ તદ્દન જુદા પ્રકારનો હોય છે કારણ કે સ્વપ્નાની દિક (space) પણ જુદા પ્રકારની હોય છે. સ્વપ્નામાં આજ, કાલ, પરમ દિવસ એ જેમ કલ્પિત ખંડ–કાલ છે તેમ જાગ્રતમાં પણ એક માણસને માટે જે આવતી કાલ હોય તે બીજા માણસને માટે ગઈ કાલ હોય છે. હિંદુસ્તાનમાં રવિવાર હોય ત્યારે ઈંગ્લાંડમાં શનિવાર હોય છે અને

બીજા કોઈ દેશમાં સોમવાર હોય છે. મહાત્મા ગાંધીજીનું જીવન ભૂત-કાળમાં મરી ગયેલા માણસોને માટે ભવિષ્યનું જીવન છે આપણે માટે તે વર્તમાન જીવન છે અને ભવિષ્યમાં જન્મ લેનાર માણસ સત્યાગ્રહને ઇતિહાસ એ ભૂત- કાળના ઇતિહાસ તરીકે વાંચશે.

તેથી કાળ એ દૃષ્ટાના સંબંધવાળુ' તત્ત્વ છે, અને તેથી સાપેક્ષ (relative) છે. આપણે જે જગત જોઈએ છે તે ખરી રીતે બ્રહ્મનું સ્વરૂપ છે. તે સ્વરૂપ ન જાણવાથી હાલમાં જે દેખાય છે તેને આપણે વર્તમાન કાળનું જગત કહીએ છીએ. જેમ રજ્જુમાં કોઈ વખત સર્પ દેખાય, તે પછી માળા જેવું લાગે, તે પછી દંડ જેવું લાગે એ બધી લાગણીમાં અને એ બધા જ્ઞાનમાં વાસ્તવમાં રજ્જુ જ છે. છતાં રજ્જુના વિસ્મરણમાં જે ભૂત, વર્તમાન અને ભવિષ્ય લાગ્યું તે માત્ર જોનારની કલ્પનામાં હતું. આપણે કાળને એક પ્રકારના દૃશ્યમાં લાવીએ છીએ અને પછી માનીએ છીએ કે કાળ કોઈ સાચી વસ્તુ છે, પણ એ વાત સાચી નથી. સ્વપ્નામાં આપણે કલ્પિત દિક્-કાળ બનાવીએ છીએ, તે વખતે સાચા જેવા લાગે છે. છતાં જાગ્રત થતાં તેનું મિથ્યાત્ત્વ સિદ્ધ થાય છે. આવી રીતે કાળ પોતે કલ્પિત હોવાથી કાળની રચનામાં પડેલા શું હતું? પછી શું થશે? એ પ્રશ્નો નકામા થઈ જાય છે. ખરો પ્રશ્ન એ છે કે **આપણને જે દેખાય છે તેની પહેલાં શું હતું? અથવા તેના પછી શું થશે?** એ પ્રશ્નના જવાબમાં આપણે ક્યાં ઊભા છીએ? તેનો વિચાર કરવો પડશે. દરેક માણુસ પોતાની દૃષ્ટિનો કાળ તે વખતે ગ્રહણ કરે છે. તે તેનો પોતાનો જ અનુભવ છે. તેથી કાળની ગતિ આપણા મનની અંદર છે. દિક પણ આપણા મનની અંદર છે. પણ જ્યારે દિક અથવા કાળ સાચા તરીકે માનવામાં આવે છે ત્યારે વિચારમાં ગોટાળો ઉત્પન્ન થાય છે. કાળ સાચી વસ્તુ ન હોવાથી જગતની ઉત્પત્તિ બનતી નથી. દરેક જીવ પોતાના કલ્પેલા

જગતમાં રહે છે અને એ જાગ્રત તેની કલ્પના સુધી અથવા તેના અજ્ઞાન સુધી રહે છે.

સ્વપ્નામાં જેમ એક બનાવ બીજા બનાવનું કારણ બને છે તેમ જાગૃતમાં પણ એક બનાવ બીજા બનાવનું કારણ બને છે, છતાં જેમ સ્વપ્નાના બનાવ જાગ્રત થતાં ખોટા લાગે છે તેમ જાગ્રતના બનાવ બ્રહ્મજ્ઞાનથી ખોટા માલૂમ પડે છે. જે બાધ થાય તેને મિથ્યા કહે છે. તત્ત્વદર્શન બરાબર થવા માટે મિથ્યાત્વનું સ્વરૂપ બરાબર જાણવાની જરૂર છે. બ્રહ્મદર્શન વખતે જેમ અહંઈદંનો બાધ થાય છે તેમ કાળનો પણ બાધ થાય છે. તેથી લાંબું જીવન રહે તો ઠીક એ વિચાર ખોટો છે, સાચું જીવન સમજાય તો ઠીક એ વિચાર રાખવો જોઇએ. સાચું જીવન એટલે આત્માનું સ્વરૂપ. તેને જન્મ નથી તેમ મરણ પણ નથી.

જ્યાંસુધી માણસ ત્રિગુણાત્મિક માયાની અસર નીચે રહે છે ત્યાં સુધી તેનામાં બ્રહ્મભાવ પ્રગટ થતો નથી. તે માયાની અસર નીચે રહે છે અને પોતાના જીવનમાં ખોટા દિક્-કાળ ઉત્પન્ન કરી વ્યવહાર કરે છે.

એમ માનો કે એક માણસ રાતની ટ્રેનમાં અમદાવાદથી મુંબઈ જાય છે અને બીજો રાતની ટ્રેનમાં મુંબઈથી અમદાવાદ જાય છે. બન્ને સેકન્ડ ક્લાસમાં ગાઢ નિદ્રામાં સુઈ ગયા છે. તે વખતે ટ્રેઈન કેટલો વખત ચાલી અને કયાં પહોંચી તેનું તેમને ભાન નથી. પહેલો માણસ કોઈ વખતે કોઇ જગ્યાએ રાત્રે ઊઠીને જુએ તો પોતે કયાં પહોંચ્યો અને પોતાને કેટલો વખત લાગ્યો એ ટ્રેનની ગતિ ઉપરથી અને તે જગ્યાના દેખાવ ઉપરથી નકી કરે છે. બીજો માણસ રાત્રે કોઈ વખતે કોઈ જગ્યાએ જાગે તો તે પણ પોતાનો જુદો વખત અને જુદી જગ્યા તે વખતે નકી કરે છે. તે જગ્યા અને વખત દરેકની કલ્પનામાં છે. નિદ્રામાં એ કાંઇ નહોતું. ટ્રેઈન ચાલવાથી શરીર ચાલ્યું અને તેથી પોતે ચાલ્યો એમ તેણે માન્યું એ એક ભૂલ,

અને શરીર બીજે વખતે બીજી જગ્યાએ દેખાણું તેથી પોતે તે વખતે ત્યાં છે એમ માન્યું એ બીજી ભૂલ. જેમ ટ્રેનના ધર્મ તેણે પોતામાં લીધા એ એક ભૂલ છે તેમ શરીરના ધર્મ આત્મામાં લીધા એ પણ ભૂલ છે પૃથ્વી સૂર્યની આસપાસ વર્ષમાં એકવાર ફરે છે. તે ૫૦ વખત ફરે તેથી મને ૫૦ વર્ષ થયાં એ માન્યતા ખોટી છે. જીવનું સાચું સ્વરૂપ ફરતું નથી. છતાં મને અમુક વર્ષ થયાં એ માન્યતા માણસોની વચ્ચે રહી માણસના વ્યવહારથી સાચા જેવી થઈ ગઈ છે.

તેથી જો દેહનો અભ્યાસ છોડી શકાય તો માણસ બ્રહ્મ રૂપ થઈ શકે કે જ્યાં જુદી કોઈ દિક્ નથી અને જુદો કોઈ કાળ નથી. તે દશામાં શું છે એ તે દશામાં આવ્યા વગર જાણી શકાશે નહિ. પશુના શરીરમાં રહેલો જીવ માણસ થાય તો તેના જ્ઞાનમાં જેટલો ફેરફાર થઈ શકે તે કરતાં વધારે ફેરફાર માણસના જીવનમાંથી બ્રહ્મ દશામાં જતાં થાય છે. તેથી જેઓની ઇચ્છા માણસ તરીકે રહેવાની છે તેઓ બ્રહ્મ દશામાં ચડી શકશે નહિ.

તેથી કાળ એ જગતની વસ્તુ નથી પણ જોનારની દૃષ્ટિમાં રહેલ એક પ્રકારનું કલ્પિત માપ છે, અને તે માણસની દશા સાથે જ રહે છે પશુ પક્ષીઓ કાળનો વિચાર કરતા નથી. દેવો અને બ્રહ્મા પાસે આપણા જેવી ઘડિયાળ નથી. ભગવાન પાસે તો ઘડિયાળ બિલકુલ નથી. તેથી જે માણસે પોતાનું ભવિષ્ય સુધારવું હોય તેમણે વર્તમાન કાળમાં પોતાના મનની દશા સુધારવાની જરૂર છે.

કાળનો આવો વિચિત્ર સ્વભાવ બરાબર સમજાય તો તે વિષે ઘણી શંકાઓ દૂર થઈ શકશે. આપણે તે વખતે નવા જગતમાં હોઈએ તેવું લાગશે. જે વર્ષ ગયાં અને જે વર્ષ આવવાનાં છે. તેનો કલ્પિત ભેદ દૂર થઈ જશે; કારણ કે વાસ્તવમાં ભૂત, વર્તમાન કે ભવિષ્ય છે નહિ.



રાજાની સ્વારી આવી કે ગઇ ?

જેમ કોઈ રાજાની સ્વારી કોઇ શહેરમાં એક શેરીમાંથી નીકળી બીજી શેરીમાં જાય તો એક જ વખતે પહેલી શેરીના માણસો કહે છે કે સ્વારી ગઇ, બીજી શેરીના માણસો કહે છે કે સ્વારી આવે છે. અને સ્વારીની સાથેના માણસોના માનમાં સ્વારી આવી નથી તેમ ગઈ પણ નથી. એક જ બનાવને ત્રણ કાળ પડી જવાનું કારણ તે બનાવને જુદી જુદી જગ્યાએથી જોનારના સ્થાન ઉપર અવલંબીને રહેલું છે, એટલું જ નહિ પણ તે સ્વારીમાં રહેલ હાથીને, ઊંટને બળદને તે જુદા પ્રકારથી દેખાય છે, બાળકને તે જુદા પ્રકારની દેખાય છે. જેટલા જોનારા છે અને જ્યાં તે બેઠા છે તેટલા સ્વારીના દેખાવ છે. તેવી જ રીતે સિદ્ધાંતમાં જગતને જોવાવાળા જેટલા જીવ છે, પશુ, પક્ષી, માછલાં, માણસ વગેરે અને જે કાળે જે સ્થાનેથી તેઓ જુએ છે, તેટલા જગતના દેખાવ છે. તેથી જગત કોઇ સાચી વસ્તુ નથી, તે કલ્પિત વસ્તુ છે. સ્વારીના ઉંટને કે ઘોડાને પૂછીએ કે તમારી જાતિમાં રાજા જેવું કાંઇ છે કે નહિ? અને તેમનામાં જવાબ દેવાની શક્તિ હોય તો તે કહેશે કે એ બધા મનુષ્યપ્રાણીના પ્રપંચ છે.

સો વર્ષ પહેલાં જન્મીને જે ગયા તેમની કલ્પનામાં તેમનો ઇતિહાસ હતો, તેમનું જગત હતું. હાલ આપણે દેહ ભાવે જન્મ્યા એમ માનીયે તો આપણો હાલનો ઈતિહાસ એ આપણો સ્થાનધર્મ છે. હાલના વખતમાં પણ આપણે સ્વપ્નામાં હોઈએ તો સ્વપ્નાનો કાળ ઉત્પન્ન થાય છે. નિદ્રામાં નિદ્રાનો કાળ રહે છે, સમાધિમાં સમાધિનો કાળ રહે છે. જાગૃતમાં જાગૃતનો કાળ રહે છે અને તે પણ જાગૃતમાં આપણી જગ્યા ઉપર આધાર રાખે છે. તેથી કાળ એ નિયત સ્વભાવવાળો નથી. પણ એક પ્રકારનો સ્થાનધર્મ છે. સ્થાન ધર્મનો ખુલાસો માંડુક્ય ઉપનિષદ્‌માં ઠીક આપેલો છે. આ ઉપરથી જણાશે કે જગત અને તેના બનાવ એક કાળથી અથવા એક માપથી માપી શકાય તેવા નથી.

કોઈ જીવ મરી જાય છે ત્યારે એમ કહેવામાં આવે છે કે તેનો

કાળ આવી ગયો; એટલે કાળ વ્યકિતનો છે, એટલે વ્યક્તિ તરીકે અભિમાન લેનારને છે. તેથી જેટલી વ્યક્તિ અને તેમનાં જેટલાં સ્થાન છે તેટલા કાળ છે, છતાં સમાન સ્વભાવવાળી અને એક જગ્યાએ રહેવાવાળી વ્યક્તિને સમાન કાળ જેવું લાગે છે.

તથા વ્યવહારમાં આપણે વ્યવહારને અનુકૂળ કાળ બનાવીને જીવન ગાળીએ છીએ. ૪ વર્ષને આંતરે ફેબ્રુઆરીના ૨૯ દિવસ કરવા પડે છે. દેશી પંચાંગમાં કેટલીક તિથિઓનો ક્ષય કરવો પડે છે અને કોઈ વાર એક તિથિ બે દિવસ આવે છે. કોઇ વાર પૂનમ સાંજે બેસે છે અને કોઈ વાર સવારે બેસે છે. આપણા જોષીઓ સૂર્યની અને ચંદ્રની ગતિ વગેરેથી ગણિત્રી કરીને પંચાંગ બનાવે છે, તે ઉપરથી જન્માક્ષર કાઢી શકાય છે, અને તે ઘણીવાર ખરા પડે છે; પણ જ્યોતિષ વિદ્યા જેને દેહનું અભિમાન છે તેના ઉપર કામ કરે છે. સ્થાનધર્મ ઉપર તે સ્થાનનો કાળ રહે છે.

ભૂતકાળની વાતો યાદ કરીને એક માણુસ પોતાનો ભૂતકાળ ઉત્પન્ન કરે છે. બીજા માણુસનો ભૂતકાળ જુદા પ્રકારનો હોય છે.

ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ત્રણ ભાગવાળો કાળ સાચો નથી. તેનો આધાર આપણી મનોદશા ઉપર છે. જ્યારે જ્યારે આપણે ભૂત–ભવિષ્યની કલ્પના કરીએ છીએ ત્યારે આપણે આપણું ભૂત અથવા આપણું ભવિષ્ય ઉત્પન્ન કરીએ છીએ. એક જ માણુસ એક જ વખતે કોઇનો પિતા હોય છે અને કોઇનો પુત્ર હોય છે, તે પોતાના બાપ તરફ દૃષ્ટિ કરી પોતાને નાનો માને છે અને પોતાના દીકરા તરફ દૃષ્ટિ કરી પોતાને મોટો માને છે. વાસ્તવમાં તે પોતે નાનો નથી તેમ મોટો નથી.

દિક્ અને કાળ બન્ને કલ્પિત છે, જીવની કલ્પના સિવાય તેમનું અસ્તિત્વ નથી. જ્યારે આપણે મનની ઉપર જઈએ ત્યારે સર્વત્ર અને સર્વદા જે રહેલ છે એવા આત્મતત્ત્વની પિછાન થાય છે.

મનસુધી ખોટું દ્વૈત માણુસને ભમાવે છે. જે ગતિથી મનના

વિચારો ફરે છે તે ગતિ તે માણસ માટે એક પ્રકારનો કાળ ઉત્પન્ન કરે છે. જે ગતિથી ઘડીયાળના કાંટા ફરે છે તે ખરો કાળ નથી. ગયા પંદર દિવસમાં બનેલા બનાવ જો આપણે યાદ કરીએ નહિ અને જાણે કે કાંઈ બન્યું નથી એમ માનીએ તો ૧૫ દિવસ એ ૧૫ મીનીટ જેવા લાગશે. સાપેક્ષવાદનો સિદ્ધાંત ગણીતથી એવું સિદ્ધ કરી આપે છે કે કાળનું જે સ્વરૂપ સામાન્ય માણસના અનુભવમાં આવે છે તે સાચું નથી અને છેવટનું તત્ત્વ નથી, એ ફક્ત એક પ્રકારનો પર્યાય છે અને તેમાં ઘણો ફેરફાર થાય છે. તેથી જ્યાંસુધી આપણે માણસનું દૃષ્ટિબિંદુ ફેરવશું નહીં ત્યાં સુધી જીવ, જગત અને ઈશ્વરનું સાચું તત્ત્વ સમજી શકાશે નહિં.

જ્યારે આપણે કોઈ બનાવનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે મનથી આપણા જીવને એક જગ્યાએ અને અમુક વખતે મૂકીએ છીએ. તે જગ્યા અને તે વખત સાચાં નથી. તેથી ગીતામાં અને ભાગવતમાં ભગવાન જીવને કહે છે કે તારૂં મન મને આપી દે. મન આપ્યા પછી બીજું કાંઈ આપવા જેવું રહેતું નથી.

પ્રોફે. આઈન્સ્ટાઈનનો સાપેક્ષવાદ કહે છે કે દરેક પ્રકારના કાળ તે જગ્યા પૂરતા છે., જેટલી જગ્યા છે, જેટલાં ક્ષેત્ર છે તેટલા કાળ છે. તેથી જેમ કોઈ વસ્તુ, તેને જોનાર વગર સિદ્ધ થઈ શકાતી નથી તેમ કાળ પણ કાળને જાણનાર વગર સિદ્ધ થઈ શકતો નથી. માયાની રચના જ એવા પ્રકારની છે કે કોઈ બનાવની નિરપેક્ષ ગતિ માપી શકાતી નથી. કુદરતમાં જે કાંઈ ગતિ છે, જે કાંઈ જીવન છે, તે બધું સાપેક્ષ છે એટલે કે દૃષ્ટાની ભૂમિકા ઉપર તે અવલંબી રહેલું છે. આકાશમાં એવાં કોઈ નિશ્ચિત બિંદુઓ નથી કે જેના આધારે કોઈ ગતિ માપી શકાય અને એવો કોઈ નિશ્ચિત કાળ નથી કે જેના આધારે કયો બનાવ કેટલો વખત રહ્યો તે માપી શકાય. જેમ દરેક કારીગર પોતાના

કામને લગતા હથિયાર રાખે છે તેમ દરેક જીવ પોતાના જીવનના ટુંકા વ્યવહાર માટે તે વખત પૂરતાં દિક્—કાળ રાખે છે.

માણસની દૃષ્ટિએ માણસનું જગત સાચા જેવું લાગે છે પણ માણુસની દૃષ્ટિ સાચી નથી. જેવો પ્રમાતા અને જેવું તેનું પ્રમાણ તેવું પ્રમેય જણાવ છે પણ પ્રમાણ ( measure ) ફરતાં વાર લાગતી નથી, અને પ્રમાણુ જ્યારે ફરે છે ત્યારે નવો પ્રમાતા અને નવું પ્રમેય અનુભવમાં આવવા લાગે છે. તેથી આપણે જે વસ્તુઓનો જોઈએ છે તે વખતે જે દિક્ ( space ) અનુભવમાં આવે છે તે આપણે માટે દિક્ છે અને જે બનાવને આપણે જાણીએ છીએ તે વખતે જે કાળ અનુભવમાં આવે છે તે આપણે માટે કાળ છે. તેથી આપણો કાળ એ એક પ્રકારની ગપ છે, છતાં તેની મદદથી આપણા જીવનમાં બનતા બનાવ ગોઠવી શકાય છે અને તેનાથી વ્યવહાર ચાલે છે. એ બાબત હાલ આ દેશમાં લડાઇને કારણે અંગ્રેજ સરકારે કરેલ એક કલાકના વધારાથી વધારે સરલતાથી સમજાઈ શકે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કાળ એ કોઈ નિયત વસ્તુ ન હોવાથી ઉત્ક્રાન્તિવાદ ( theory of evolution ) પડી ભાંગે છે. અંગ્રેજી વિદ્યામાં એમ માનેલ છે કે પહેલાં આ પૃથ્વી ઉપર વનસ્પતિ હતી. પછી નાનાં જીવ, પક્ષીઓ, પછી પશુઓ અને પછી માણસો આવ્યાં. આ મતમાં પહેલાં પછીનો એક સમાન કાળ માનવામાં આવેલ છે પણ એવો સમાન કાળ કુદરતની રચનામાં છે નહિ. પણ બધા કાળ સાપેક્ષ છે અને જોનારાની દશા ઉપર અવલંબી રહેલ છે. તેથી ઉપર પ્રમાણે સૃષ્ટિની રચના સિદ્ધ થઈ શકતી નથી. વળી પક્ષી પણ માણસની દૃષ્ટિમાં પક્ષી છે. પશુની દૃષ્ટિમાં અથવા સર્પની દૃષ્ટિમાં પક્ષીઓ કેવાં લાગતાં હશે તે કહી શકાય તેમ નથી. જ્યારે ભૂમિકા ( system of reference ) ફરે છે ત્યારે કાળ પણ ફરે છે. આપણે ઇ. સ. ૧૯૮૦ સુધી જીવતા ન રહીએ તો તે સાલ આપણા માટે આવશે નહિ. અનિત્ય વહેવાર એ માત્ર દેખાવ છે, એ કોઇ

સત્ય વસ્તુ નથી. સત્ય વસ્તુ અબાધ્ય હોવી જોઈએ, નિત્ય વસ્તુ એવીને એવી રહેવી જોઈએ. એવી વસ્તુ માત્ર આત્મા છે. એ દશામાં કાળ નથી. એવી દશા પ્રાપ્ત કરવામાં માણસનું જીવન રહેશે નહિ, માણસના જીવનના સુખ રહેશે નહિ, પણ તેમ કરવાથી કાંઈ ખોટ જતી નથી. કીડો ભમરી થાય ત્યારે તેને ભમરીની માફક ઊડવાનો લાભ મળે છે. કીડાને ચાલતાં જેટલો વખત લાગે તે કરતાં ભમરી તરત ઊડી શકે છે, તેવી જ રીતે જીવ બ્રહ્મરૂપ થતાં તે નવી અને સારી દશામાં આવી શકે છે. પણ તે દશાનો અનુભવ લીધેલો ન હોવાથી શરૂઆતમાં જીભ ગભરાય છે.

માણસને માત્ર એક જ પ્રકારના કાળનો અનુભવ વધારે હોવાથી કુદરતની રચનામાં ઘણા પ્રકારના કાળ હોઇ શકે એ વાત તેને સમજાતી નથી. વળી દરેક કાળને પોતાનું ચક્કર હોય છે તેથી જ જોષી દરેક જીવના કાળનું ચક્કર કેવું હોય છે તે કુંડલી કાઢીને જાણવા પ્રયત્ન કરે છે.

કોઇ એક ગામમાં એક ટાવર હોય, તેમાં રોજ બાર વાગે ત્યારે તે ડંકા રોજ એક જ જગ્યાએથી વાગતા નથી. આપણી પૃથ્વી સૂર્યની આસપાસ એક સેકન્ડમાં ૧૮ માઇલની ઝડપે ફરે છે તેથી ૨૪ કલાકમાં લગભગ ૧૫૦૦,૦૦૦ માઇલ જાય છે તેથી બીજે દિવસે ૧૫૦૦,૦૦૦ માઇલ દૂરથી ટાવર વાગે છે પણ આપણે તે સાથે ગતિ કરીએ છીએ તેથી તે ગતિની ખબર પડતી નથી. સૂર્ય ઉપર જઇને કોઈ જુએ તો દૃષ્ટિબિંદુ ફરવાથી દૃશ્યમાં ઘણો ફેર પડી જાય છે. સ્વપ્નામાં નવો પ્રમાતા, નવું પ્રમાણ, નવું પ્રમેય, નવી દિક્ અને નવો કાળ વગેરે ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે જાગ્રતમાં પણ બને છે. એ બધી સાચી વસ્તુઓ નથી, પણ દ્રષ્ટાના ક્ષેત્ર પ્રમાણે તેના તે વખતના કામ માટે ઉત્પન્ન થાય છે.

વર્ષા ઋતુમાં આકાશમાં વાદળાંનો ગડગડાટ અને વીજળીનો ચમકારો એક જ જગ્યાએ એક જ વખતે થાય છે, છતાં પૃથ્વી

ઉપર રહેલ માણુસને વીજળીનો ચમકારો પહેલાં દેખાય છે અને વાદળાંનો ગડગડાટ પછી સંભળાય છે. તેજની ગતિ વધારે હોવાથી આંખ પોતાનો વિષય તરત પકડી લે છે અને શબ્દની ગતિ ધીમી હોવાથી કાન પોતાનો વિષય તરત પકડી શકતો નથી. તેથી જે બે બનાવ એક જગ્યાએ રહેલાને એક સાથે બનતા દેખાય છે તે બીજી જગ્યાએથી જોતાં જુદા જુદા બનતા હોય તેવું જણાય છે. કોઇ માણુસ પાણીમાં ડૂબવાની તૈયારીમાં હોય ત્યારે તેની આખી જિંદગીના ઘણા બનાવ તેની નજર આગળ એક જ વખતે એક સાથે સ્ફુરવા લાગે છે. પાંચ મિનિટના સ્વપ્નામાં કોઇ જીવ ટ્રેનમાં એટલી મુસાફરી કરે છે કે જે કરતાં જાગૃતમાં તેને ૩ દિવસ લાગે, તેથી કાળ બાબતનો અનુભવ બહુ વિચિત્ર પ્રકારે થાય છે. કલ્પની ભાવનાથી એક ક્ષણુ કલ્પ જેવી લાગે છે. ભાગવતમાં ગોપીકા ગીતમાં ગોપીઓ ગાય છે કે **त्रुटिर्युगायते त्वामपश्यताम्** એટલે તમને ન દેખતાં એક ક્ષણુ યુગ જેવી લાગે છે અને યુગને ક્ષણુની ભાવનાથી સ્વીકારતાં યુગ ક્ષણુ જેવો થઇ જાય છે તેથી કાળ એ કોઇ વસ્તુ નથી પણુ એક પ્રકારનો સંબંધ છે. અથવા એક પ્રકારની ભાવના છે. આપણા સામાન્ય વિચારો દિક્ અને કાળથી બંધાયેલા રહે છે.

જ્યારે આપણે કહીએ છીએ કે એક બનાવ બીજા બનાવનું કારણુ છે ત્યારે ભૂલમાં પડીએ છીએ. તેમાં આપણે એક સમાન કાળ માની લઇએ છીયે. પણુ કોઇવાર કારણુનો કાળ એ એક પ્રકારનો ખંડકાળ હોય છે અને કોઇ વાર કાર્યનો કાળ એ બીજા પ્રકારનો ખંડકાળ હોય છે. જગત વિષે અને કાળવિષે આપણું જ્ઞાન આપણી ઇંદ્રિયોથી મળે છે પણુ તે સાચું નથી. જેટલું જગત દૂરબીનમાંથી દેખાય તેટલું જ હોતું નથી તેમ આપણી ઇંદ્રિયોનું જ્ઞાન સાચું નથી. ઈંદ્રિયોના જ્ઞાન ઉપર અવિશ્વાસ આવવો જોઇએ. જગત પોતે

કેવું છે તે કહેતું નથી અને ઈંદ્રિયોના જ્ઞાનથી જગતને જાણીએ એટલે આપણી કલ્પનાનું જગત મળે છે, સાચું જગત મળતું નથી. એટલે કે જગતનું સાચું સ્વરૂપ સમજાતું નથી.

આપણે વર્તમાન કાળમાં જીવીએ છીએ એમ માનીએ છીએ પણ એ ખોટી વાત છે. સાચે સ્વરૂપે આપણે જન્મ્યા નથી. ગીતાની શરૂઆતમાં ભગવાને અર્જુનને એજ સમજાવેલ છે કે તું જન્મ્યો નથી. કાળ આપણી કલ્પનામાં છે. કાળ ધીરે ધીરે જાય અથવા એકદમ પસાર થાય તે આપણી મનોદશા ઉપર છે.

કાળનો વિચાર ન કરો ત્યાં સુધી કાળ જણાય છે. વિચાર કરતાં કાળ સાપેક્ષ થઈ જાય છે. કાળ વ્યકિતગત છે અને તેનો આધાર તેની મનોદશા ઉપર છે. જ્યાંસુધી માણુસ એક જ દૃષ્ટિબિંદુને વળગી રહે છે ત્યાં સુધી તેને તેની ભૂલની ખબર પડતી નથી. સાપેક્ષવાદ કહે છે કે એક જ બનાવ જો એ ત્રણ દૃષ્ટિ બિંદુથી જોવાની ટેવ પાડશો તો પોતાની ભૂલની ખબર પડશે. આ કારણને લઈને આપણા ઋષિ મુનિઓએ વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ રચેલ છે. મનના બંધારણ ઉપર જગતનું બંધારણ દેખાય છે. મનનું બંધારણ ફેરવવું હોય તો અને મનની ભૂલ પકડવી હોય તો વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ પ્રમાણે રહેવાની ટેવ પાડવી જોઈએ, એટલે કે ગૃહસ્થાશ્રમમાંથી નીકળી વાનપ્રસ્થ અથવા સંન્યાસી જેવા થવું જોઈએ.

મન કાળની એક ગતિ કલ્પી બેસે છે, ભૂતકાળ અને વર્તમાન કાળની કલ્પના કરી બેસે છે તેથી તેને કલ્પિત કાળ અનુભવમાં આવે છે. કોઈ ગામમાં મ્યુનીસીપાલીટીનો કારકૂન તે ગામમાં બનતા જન્મ અને મરણુ નોંધે છે. તેનાથી તેને હર્ષ કે શોક થતો નથી. પણ પોતાના ઘરમાં કોઈનો જન્મ કે કોઈનું મરણુ થાય તો તેને હર્ષ અથવા શોક થાય છે. બજારમાં કોઇ કાપડ ખરીદ કરવા જાય તે લીધા પહેલા બળી જાય તો લેનારને કાંઈ થતું નથી અને લીધા પછી બળી જાય તો તેને દુઃખ થાય છે. કોઈ કન્યાનું

સગપણ થયા પછી તેનો માનેલો ધણી ગુજરી જાય તો બહુ દુઃખ થતું નથી પણ પરણ્યા પછી તે મરી જાય તો બહુ દુઃખ થાય છે. તેથી દરેક બનાવ સાપેક્ષ છે.

માણસ જન્મે ત્યારે તે જે જગતને જાણે છે તે તેનો પહેલાનો કાળ છે અને પાછળથી જે જગતને જાણે તે તેનો પાછળનો કાળ છે. તેજ જગત કોઈને વર્તમાન કાળમાં હોય છે અને કોઈને ભવિષ્યમાં હોય છે. જે જન્મે છે તેને ખબર નથી કે પોતે જન્મ્યો. જન્મનું જ્ઞાન મા બાપને થાય છે. મરણનું જ્ઞાન છોકરાંને થાય છે. જે મરે છે તે કહેતો નથી કે "હું મર્યો છું". મરેલો બોલતો નથી. છતાં પૈસામાં મોટી ખોટ આવે અથવા એકનો એક દીકરો મરી જાય તો કહે છે કે "હાય! હું મરી ગયો."

એક પછી એક બનાવ એ માત્ર જાગૃત અવસ્થાનો અનુભવ છે. ઈ. સ. ૧૯૪૪ પછી ૧૯૪૫ આવે એ જાગૃત અવસ્થાનો અનુભવ છે. સ્વપ્નામાં ૧૯૪૪ પછી ૧૯૨૦ નું સ્વપ્નુ આવે અને કાળ પાછળ જતો હોય એવો અનુભવ થાય છે. આ બાબત વધારે ખુલાસો ત્રીજા વિભાગમાં છે.

કાળનું રહેવાપણું જગતમાં નથી. જગત અમુક કાળ ટકે છે એવું કહી શકાતું નથી. જગત એ જોનારાના સંબંધમાં છે. જે મરી ગયો તેને માટે આવતી કાલ નથી. જે દેખાય છે, જે ફેરફાર દેખાતી વસ્તુમાં જોવામાં આવે છે તે ત્યાં બનતા નથી પણ જોનારાના મનમાં બને છે. તે ફેરફારને કોઇ જોનારો ન હોય તો તે કોના જ્ઞાનમાં રહે? તેથી દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ છે અને દૃષ્ટિ વખતે સૃષ્ટિ છે. સામાન્ય અનુભવનું દૃશ્ય જગત જેમ સાચું નથી તેમ સામાન્ય માણસના અનુભવનો કાળ પણ સાચો નથી. જે માણસ મરી જાય છે તે પાછળ કોઈ સાચું જગત મૂકતો જતો નથી. કારણ કે દરેક જીવ પોતાના કલ્પિત જગતમાં રહે છે, તેથી જે મરે છે તે પોતાની કલ્પના સાથે લઈ જાય છે અને તે માપ ઉપરથી પોતાનું નવું જગત

અને તવો કાળ રચી લે છે. જીવનું ખરું સ્વરૂપ જે આત્મા છે તેને જન્મ મરણ નથી પણ જ્યારે તે ખોટા જીવનને પોતાનું માની બેસે છે ત્યારે દિક્–કાળ પણ જણાવા લાગે છે.

દિક્ અને કાળ કલ્પિત હોવાથી જગતની પહેલાં શું હતું અને પ્રલય પછી શું હશે? એ પ્રશ્નો ખોટા છે. હાલ જે જગત દેખાય છે તેજ સાચુ ન હોવાથી તેની પહેલાં અને પછીની વાત કરવી નકામી છે. સ્વપ્નામાં પહેલાં જે હતું, પછી જે હતું, છેવટે જે રહે છે તે બધું એક જીવનું રૂપ હતુ. તેની કલ્પનાથી જુદા જુદા રૂપ દેખાતા હતા. તેવું જ જાગૃતમાં પણ છે. ભૂતકાળ એ કોઈ ખરો ભૂતકાળ નથી. દરેક માણસ માટે જુદો ભૂતકાળ રહે છે. જગત કરતા જગતને જોનારો મોટો છે. સ્વપ્નના અનુભવથી તેની ખાતરી થાય છે.

દરેક જોનાર પોતાના કાળમાં રહે છે. પણ આખા જગતને કોઇ નિયત ઈતિહાસ નથી. તે હમેશાં એવું ને એવું રહે છે. જગતનું સાચું સ્વરૂપ બ્રહ્મ છે. જગતની ઉત્પત્તિનો વિચાર ખોટો છે એક હજાર વર્ષ પહેલાં જન્મેલા જગતની ઉત્પત્તિનો જે વિચાર કરતા હોય અને હાલના માણસો જે વિચાર કરતા હોય તેમાં ઘણો ફેર રહે છે. જીવના પહેલાં જગતની ઉત્પત્તિનો વિચાર થઈ શકે પણ જગતની ઉત્પત્તિ પહેલાં શું હતું તેનો વિચાર થઈ શકે નહિ કારણ કે તે વખતે કોઈ જોનાર નહોતું.

માણસ એક કલાકમાં જેટલું ચાલી શકે તેટલું ચાલતાં કીડીને એક વર્ષ થઈ જાય છે.

અયોધ્યામાં રામચંદ્ર જન્મ્યા અને રામચંદ્રમાંથી આખું જગત નીકળયું તો કયા અયોધ્યામાં તે જન્મ્યા એ સમજવું મુસ્કેલ છે. તેથી બધો ભૂતકાળ એ એક કલ્પના છે. બધો ભવિષ્યકાળ એ પણ એક કલ્પના છે. માણુસના બધા વિચારમાં કલ્પિત દિક્–કાળ રહેલો છે. તે ખરા નથી. તે વ્યક્તિગત સંબંધમાંથી ઉત્પન્ન થાય છે.

સપ્ટેમ્બર મહિનો ગયા પછી પણ આપણે તારીખ લખવામાં ૧–૯–૪૪ લખીએ છીએ. ૧૯૪૪ની સાલ પૂરી થયા પછી પણ કેટલીક વાર ૧૯૪૪ લખીએ છીએ. સ્વપ્નાના કાળનું તો ઠેકાણું જ નથી.

કાળની આવી માયા જીતવા માટે બધું જીવન એક સાથે જોવાની ટેવ પાડવી જોઈએ. પૂર્ણ દૃષ્ટિએ બધું પૂર્ણ લાગશે. ત્યાં કાળ નથી. બધું હંમેશાં પૂર્ણ રહે છે, તેથી કાળની જરૂર પડતી નથી. છીપમાં ઈદંતા અને પ્રાક્ સિદ્ધત્વ ધર્મ છે. પ્રથમ સિદ્ધ ધર્મને પ્રાક્ સિદ્ધત્વ કહે છે. તેમાં જ્યારે રૂપું દેખાય છે ત્યારે ઈદંતા અને પ્રાક્ સિદ્ધત્વ બન્નેનો અધ્યાસ રૂપામાં થાય છે. તેથી હમણાં રૂપું જોયું એવી પ્રતીતિ થતી નથી. પણ આ પહેલાંથી રૂપું જ છે એવું જ્ઞાન થાય છે. રૂપું ઉત્પન્ન થયું એવું જ્ઞાન થતું નથી. એવી પ્રતીતિનો વિષય પ્રાક્જાતત્ત્વ છે. તે રૂપામાં નથી કારણ કે રૂપું પહેલાંથી નથી. પણ છીપમાં જે પ્રાક્ સિદ્ધત્વ ધર્મ છે તેનો અનિર્વચનીય સંબંધ રૂપામાં ઉપજે છે.

તેવી જ રીતે સિદ્ધાંતમાં બ્રહ્મમાં પ્રાક્ સિદ્ધતત્ત્વ ધર્મ છે. જ્યારે કોઇને જગત દેખાય છે ત્યારે હમણાં જગત ઉત્પન્ન થયું એવું જ્ઞાન થતું નથી પણ આ જે કાંઇ દેખાય છે તે જગત પહેલાંથી જ છે એવો (બ્રહ્મનો) પ્રાક્ સિદ્ધત્ત્વ ધર્મ જગતમાં અનિર્વચનીય ઉપજે છે.

છીપમાં પ્રાક્ સિદ્ધત્ત્વ ધર્મ છે તેની રૂપામાં પ્રતીતિ થવાથી રૂપાની ઉત્પત્તિ પ્રતીત થતી નથી પણ તેની પ્રતીતિનો પ્રતિબંધ થાય છે. પ્રાક્સિદ્ધતા અને ઉત્પતિ પરસ્પર વિરોધી છે. જ્યાં પ્રાક્-સિદ્ધતા હોય છે ત્યાં અતીત પ્રતીતિ હોય છે. વર્તમાન ઉત્પત્તિ હોય ત્યાં પ્રાક્સિદ્ધતા હોતી નથી. તેથી રૂપાની ઉત્પત્તિ ભ્રાંતિથી જણાય છે છતાં તેની ખબર પડતી નથી. તેવી જ રીતે જગતની

ઉત્પત્તિ નથી, ઉત્પત્તિની ભ્રાંતિ છે. છતાં ભ્રાંતિ વખતે ભ્રાંતિની ખબર પડતી નથી.

છીપના જ્ઞાનથી રૂપાનો નાશ થાય છે છતાં તે નાશની ખબર કેમ પડતી નથી? તેનું કારણ નીચે પ્રમાણે છેઃ—

જ્યારે છીપના જ્ઞાનથી રૂપાનો નાશ થાય છે ત્યારે રૂપાનો બાધ–નિશ્ચય થાય છે. છીપમાં ત્રણે કાળે રૂપું નહોતું એવા જ્ઞાનને બાધ–નિશ્ચય કહે છે. એવો નિશ્ચય રૂપાના નાશની પ્રતીતિનો વિરોધી છે. નાશમાં પ્રતિયોગી કારણ જોઇએ. બાધમાં પ્રતિયોગીનો સર્વદા અભાવ છે. જેને સર્વદા અભાવની બુદ્ધિ થાય તેને નાશની બુદ્ધિ થતી નથી. જેમ ઘટ વગેરેનો દંડથી નાશ કરવામાં આવે છે તેમ કલ્પિત વસ્તુનો નાશ થાય નહિ; પણ અધિષ્ઠાનના જ્ઞાનથી અજ્ઞાન-રૂપ ઉપાદાન સહિત કલ્પિતની નિવૃત્તિ થાય છે. તેથી (સિદ્ધાંતમાં) જગતનો નાશ બ્રહ્મ જ્ઞાનથી થતો નથી. બ્રહ્મજ્ઞાનથી જગતની નિવૃત્તિ થાય છે કારણ કે જગત છે જ નહિ. ।અધિષ્ઠાન માત્રથી અજ્ઞાન સહિત કલ્પિતની નિવૃત્તિ છે. જેમ છીપ અધિષ્ઠાન છે. તેના અવશેષ રૂપ રૂપાનો નાશ અનુભવ સિદ્ધ છે. તેથી રૂપાના નાશની જુદી પ્રતીતિ થાય નહિ. તેવી જ રીતે બ્રહ્મના અવશેષરૂપ જગતનો નાશ સમજવાનો છે. તે નાશની જુદી પ્રતીતિ થશે નહિ. જગત એ કોઇ સાચી વસ્તુ નથી.



# પ્રકરણ ૨ જું.

## દિક્ (space)

દિક્‌ને દેશ પણ કહે છે, દેશ એટલે જગ્યા અથવા અવકાશ. બ્રહ્મ દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે. તેથી દેશ, કાળ, અને વસ્તુનો પરિચ્છેદ શી રીતે ઉત્પન્ન થાય છે તે તત્ત્વ જિજ્ઞાસુએ જાણવાની જરૂર છે.

નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્રમાં નિરપેક્ષ સત્ય શું છે અને સાપેક્ષ સત્ય શું છે તે હવે માણસોની બુદ્ધિમાં કાંઇક અંશે સમજાવા લાગેલ છે. કોઇપણ કર્મ કે લાગણી, કોઇ રિવાજ કે કાયદો કોઇ પ્રણાલિ કે સંસ્થા, કોઇનાં વચન સારા—નરસા, સત્ય અસત્ય નામને યોગ્ય નથી. પણ જેને માટે જે જગ્યાએ જે કાળે તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેની અપેક્ષાએ રહેલ છે, સાપેક્ષવાદે હવે સાયન્સમાં, ધર્મમાં અને તત્ત્વજ્ઞાનમાં પ્રવેશ કરેલ છે. નાનામાં નાની વસ્તુ એટલે વિદ્યુદણું (અથવા જેને ઇલેક્ટ્રોન) કહે છે તેમાં, અને દૂરમાં દૂર આકાશી તારા લગી આખા બ્રહ્માંડમાં સાક્ષેપવાદ વર્તી રહેલ છે એમ આજના સાયન્સવાળા ગણીતથી સિદ્ધ કરી આપે છે. દિક્—કાળ કે જે હજુ સુધી માત્ર પ્રાચીન હિંદી તત્ત્વજ્ઞોની પરિભાષાનો વિષય હતો તેને પ્રોફેસર આઇન્સ્ટાઇનાના સાપેક્ષવાદે નવું જીવન આપેલ છે. તેમાં સમસ્ત સૃષ્ટિના રહસ્યો સમજવાની ચાવી રહેલી છે, એમ ઘણા વિદ્વાનોને હવે જણાવા લાગ્યું છે.

એ સાપેક્ષવાદ (theory of relativity) હજુ આ દેશની કોલેજોમાં દાખલ થયેલ નથી. આંહી હજુ ન્યુટનના સિદ્ધાંત ચાલે છે.

તે સિદ્ધાંતને પ્રોફે. આઇન્સ્ટાઇને તોડી નાખ્યા છે, છતાં કૉલેજોના વિદ્યાર્થીઓ પાસ થવાની ખાતર ન્યુટનના સિદ્ધાંતો શીખે છે. હાલનાં વિદ્યાર્થી ખરી રીતે વિદ્યાના અર્થી નથી પણ રોટલી માટે ભણે છે તેથી પરીક્ષાર્થી જ થઇ રહે છે.

પ્રોફેસર આઇન્સ્ટાઇન કહે છે કે જ્યારે આપણે સ્થળ કે કાળ વિષે બોલીએ છીએ ત્યારે હંમેશાં તે આપણા સંબંધમાં કે સ્થાનિક અર્થમાંજ હોય છે. તદ્દન નિરપેક્ષ–(એટલે કે કોઇના સંબંધમાં ન હોય એવા નિરપેક્ષ ) દિક્ કાળ શું છે અને કેવાં છે એ આપણી કલ્પનાની બહાર છે. એટલે ખરું જોતાં નિરપેક્ષ ( Absolute ) દિક્ અને કાળ હોઈ શકે જ નહિ. દિક્ અને કાળ હંમેશાં પ્રેક્ષકોની ઉપર આધાર રાખે છે એટલે હંમેશાં સાપેક્ષ હોય છે.

ન્યુટનના વખતમાં દિક્ એટલે ખાલી આકાશ એમ મનાતું હતું. સૂર્યનો પ્રકાશ આપણી પૃથ્વી ઉપર એ ખાલી આકાશમાં થઇને આવે છે. જ્યાં એ પ્રકાશના કિરણો ન હોય ત્યાં આકાશ ખાલી ખમ છે.

તે પછી સાયન્સવાળાએ એવી શોધ કરી કે પ્રકાશ તરંગરૂપ છે અને તરંગોને ગતિ હોય છે અને એ ગતિ એટલે શક્તિ. પણ એ તરંગ શેના હોય છે? અને તેને વહન કરનાર કયું તત્ત્વ છે એ શોધવાની જરૂર પડી એટલે તે વહન કરનાર ખાલી દિક્નું નામ "ઇથર" પડયું અને તે 'ઇથર' સજીવ હોય તેવું લાગ્યું.

આજે પણ કોલેજોમાં અને શાળાઓમાં પાઠ્ય પુસ્તકોમાં ન્યુટનનો કણવાદ (Atomic theory) અને તે પછીનો તરંગવાદ (wave theory) નું વર્ણન આવે છે. પૃથ્વી ઇથરમાં તરતી હોય એમ માનવામાં આવે છે.

તે પછી કેટલીક મોટી શોધ થઈ. કેટલાક સાયન્સવાળાઓએ કહ્યું કે એ તરંગ વિદ્યુતમય છે એટલે વીજળી જેવા છે. રેડીઓનાં તરંગ પણ એવાં જ છે.

તે પછી આઈન્સ્ટાઇનને એવી શોધ કરી કે આ કલ્પિત ઈથરની જરૂર નથી. આકાશને અથવા દિક્‌ને (space) તમે એક તદ્દન અશક્ય એવા સૂક્ષ્મ વાયુથી ભરી દીધું તેને બદલે આ સર્વ આકાશની લીલા સમજવી જોઈએ. કારણ કે દિક્ એ શૂન્ય અથવા મરેલી નથી, તે સજીવ છે. તે પોતે જ આંદોલનોનો મહાસાગર છે અને પ્રત્યેક ક્રિયાની અંદર મુખ્ય ભાગ ભજવે છે.

વળી નવા નિયમ અનુસાર આઇન્સ્ટાઇનને જાહેર કર્યું કે પ્રકાશના કિરણો આપણે અત્યાર લગી માનતા આવ્યા છીએ તેમ સિધી લીટીમાં જ જાય છે તેવું નથી. ગુરુત્વાકર્ષણની શક્તિની બહાર તે જઈ શકતા નથી. એટલે સૂર્યના જેવું ગુરુત્વાકર્ષણનું પ્રચંડ ક્ષેત્ર હોય તેની પાસેથી જે કિરણો જતાં હોય તેઓની ઉપર તે આકર્ષણની અસર થાય જ અને તેથી દૂરનાં પ્રકાશ કિરણો સૂર્યની પાસે જતાં




વાંકું થઈ જતું તેજ

ગુરુત્વાકર્ષણુથી આકર્ષાઈ વાંકા વળી જાય છે એટલે કે જે તારાઓ સૂર્યની પાસે છે તે આપણુને બીજી જગ્યાએ દેખાય છે ( પાછળ ચિત્રમાં બતાવેલ છે તે પ્રમાણે) ઈ. સ. ૧૯૧૯ ના મેની ૨૯ મી તારીખે સૂર્યગ્રહણુ વખતે તે તારાનો ફોટો લેવામાં આવ્યો હતો અને જે જગ્યા તારાને માટે આઇન્સ્ટાઈનને બતાવી હતી તે ખરી પડી હતી. તેથી એમ સિધ્ધ થયું કે પ્રકાશના કિરણુની ઉપર ગુરુ-ત્વાકર્ષણુની અસર થાય છે. એ જ પ્રમાણે મન પ્રાણુ અને શરીર ઉપર આત્માનું જોર ચાલી શકે છે પણુ તે પોતાના સ્વરૂપમાં રહે તો. જો તેનું તેજ મન પાસે આવતાં વળી જાય તો આત્માની શક્તિ ઓછી થઇ જાય છે. તેથી જે માણુસો રાગદ્વેષમાં રહે છે તેમનું જીવન ટૂંકું થાય છે.

સાયન્સમાં બીજો સિધ્ધાંત એ રજુ થયો છે કે સામાન્ય પ્રકાશ શ્વેત રંગનો હોય છે. શ્વેત પ્રકાશના કિરણો ત્રણુ પાસાવાળા કાચમાંથી પસાર કરતાં તેના અનેક રંગમાં વિભાગ પડે છે. શ્વેત પ્રકાશમાં બધા રંગ છે. પણુ જ્યારે તે બીજા ક્ષેત્રમાંથી પસાર થાય ત્યારે તેમાં અનેક રંગ જુદા જુદા દેખાય છે. તેવી જ રીતે આત્મામાં બધા પ્રકાશનું મિશ્રણુ હોવાથી શ્વેત રંગ મુખ્ય છે પણુ જ્યારે તે માયામાં અથવા હદમાં આવે છે ત્યારે તેમાં અનેક રંગ દેખાય છે. મેઘ ધનુષ્યના રંગ પણુ એવી રીતે જોવામાં આવે છે.

ખરી રીતે પ્રકાશ કણુરૂપ (electron) નથી તેમ જ તરંગરૂપ (wave) પણુ નથી. પણુ તેનામાં બન્ને થવાની શકયતા છે, તેવી જ રીતે ભગવાન સગુણુ નથી તેમ જ નિર્ગુણુ નથી પણુ તેનામાં બન્ને થવાની શકયતા છે. જ્યારે જીવ પોતે કણુરૂપે અથવા અંશરૂપે ભક્તિ કરે છે ત્યારે ભગવાન સગુણુ જણુાય છે. જ્યારે જીવ તરંગરૂપે રહે છે ત્યારે તે નિર્ગુણુ ભગવાનમાં ભળી જાય છે. તરંગમાં ભેદ રહી શકતો નથી. સામાન્ય રીતે પ્રકાશ તરંગરૂપ છે પણુ જ્યારે તેની સામે કાંઈ વિઘ્ન આવે ત્યારે તે કણુરૂપ થઇ જાય છે.

જ્યારે પરમાણુ તરંગરૂપે જણાય છે ત્યારે તે તેની સાચી દશા છે જ્યારે તે કણ (particle) રૂપે જણાય છે ત્યારે તે પરમાણુની ખોટી દશા છે.

આ સાથે બે ચિત્રો મૂકેલાં છે. તેમાં એક તરંગનું ચિત્ર છે અને બીજું કણનું ચિત્ર છે. બન્ને એક જ વસ્તુના જુદા જુદા દેખાવ છે. કણ અથવા ઇલેક્ટ્રોનનું સ્થાન અને તેની ગતિ એક જ વખતે અનુભવમાં આવતાં નથી તેથી તેનું ભવિષ્ય નક્કી થઈ શકતું નથી. આપણી દૃષ્ટિમાં અથવા આપણા સ્થાનમાં ફેર થાય છે કે ઇલેક્ટ્રોનમાં ફેર થતો માલૂમ પડે છે. તેથી દૃષ્ટિ એવી સૃષ્ટિ છે. એ વાત વેદાન્તમાં સારી રીતે સ્વપ્નના દૃષ્ટાંતથી સમજાવવામાં આવેલી છે પણ પ્રો. આઈન્સ્ટાઈન માત્ર જાગૃતના અનુભવથી દૃષ્ટિ એવી સૃષ્ટિ સિદ્ધ કરે છે અને બીજા ગણીતથી તેની ખાતરી કરી આપે છે.

તરંગ અને કણ વચ્ચે ખાસ ફેર નથી. બન્ને એક વસ્તુના બે પર્યાય છે. તરંગ અમુક ગતિએ ફરે તો કણ જેવો લાગે છે અને કણ અમુક દૃષ્ટિએ તરંગ લાગે છે. છતાં જે દૃષ્ટિએ કણ દેખાય છે તે સાચી દૃષ્ટિ નથી. તે એમ બતાવે છે કે આપણું જ્ઞાન સાચું નથી. જે દૃષ્ટિએ તરંગ દેખાય છે તે દૃષ્ટિ એમ જણાવે છે કે કણ પોતે જ નિયત સ્થિતિવાળો નથી. સિદ્ધાંતમાં જે દૃષ્ટિએ જીવ દેખાય છે ત્યાં જ્ઞાન ખોટું છે. જે દૃષ્ટિએ બ્રહ્મ દેખાય છે ત્યાં એમ લાગે છે કે જગતનો સ્વભાવ અથવા જીવનો સ્વભાવ નિયત નથી.

કણુવાળી દૃષ્ટિ એમ કહે છે કે આપણી બહાર જગત અને જીવ રહેલાં છે અને તરંગવાળી દૃષ્ટિ એમ જણાવે છે કે જગત વિષે આપણું જ્ઞાન ફેરવી શકાય તેવું છે, તરંગની દૃષ્ટિ એ વસ્તુની દૃષ્ટિ નથી, પણ વસ્તુ વિશે આપણું જ્ઞાન કેવું છે તે બતાવે છે. કણની સ્થૂલતા નિયત નથી. કણની ગતિ ઉપર તેનો આધાર છે અને એ પણ દૃષ્ટાની ભૂમિકા ઉપર અવલંબી રહેલ છે.

જે વસ્તુ દેખાય છે તે કોને દેખાય છે અને કેવા ભાવથી અથવા કેવા જ્ઞાનથી, કઇ જગ્યાએથી દેખાય છે તે ઉપર દિક્નો આધાર છે. આપણા શરીરથી અમુક માણસ ૫ ફૂટ દૂર હોય અને બીજો માણસ ૧૦ ફૂટ દૂર હોય. એ દૂરપણું આપણા શરીરથી માપ્યું પણ શરીર એ હું નથી એમ જ્યારે લાગે છે ત્યારે આપણાથી કોઈ દૂર નથી. તેથી દિક્ અથવા દેશ (space) એ મનની કલ્પના છે. ગયા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે જેમ કાળ એક કલ્પિત તત્ત્વ છે તેમ દિક્ પણ એક કલ્પિત તત્ત્વ છે. દેશ અને કાળને આપણા શાસ્ત્રોની અંદર માયામાં સમાવેશ કરેલ છે. હાલનો સાપેક્ષવાદ પણ તેને માયા અથવા માપ (measure) માં સમાવે છે. દિક્ અને કાળ બન્નેનો આધાર દ્રષ્ટાની ભૂમિકા ઉપર છે. તે બહારની સાચી વસ્તુ નથી.

એ કારણને લઈને દિક્ અને કાળના રૂપ, દૂરપણું, વગેરે પણ સાપેક્ષ છે. આપણે જે જગતને જાણવા ઇચ્છીએ છીએ તે જગત જે માપથી જાણીએ છીએ તે માપ સમજ્યા વગર જગતનું તત્ત્વ સમજી શકાશે નહિ. પ્રમાણ વગર પ્રમેય સિદ્ધ થતું નથી. વળી પ્રમાણનો આધાર પ્રમાતા (observer) ઉપર છે. કોઇ માણસ એકલો હોય અને બીજું કાંઇ ત્યાં ન હોય તો તે કેટલો મોટો છે તે જાણી શકાશે નહિ.

દિક્ અથવા દેશ એવી કોઈ નિયત વસ્તુ નથી કે જેમાં જગત રહેલ હોય, કાળ પણ એવી કોઈ નિયત વસ્તુ નથી કે જેમાં બનાવ બનતા હોય, દરેક બનાવમાં તે વખતની દિક્ અને તે વખતનો કાળ રહેલો હોય છે. પ્રમાતાના અનુભવ ઉપરથી તેની દિક્ પણ કલ્પી શકાય છે. તેથી જગત અને જગત-કર્તા કોઇ ચોક્કસ દિક્માં અને ચોક્કસ કાળમાં રહેલાં નથી.

તેથી જે કાંઈ જડ જેવું જણાય છે તેનો આધાર પણ પ્રમાતા (observer)ની દશા ઉપર છે, તેની બુદ્ધિ અથવા તેનું પ્રમાણ જડ જેવું હોય તો બહાર જડ પદાર્થ દેખાશે. એ ભૂલ દૂર કરવા માટે મૂર્તિપૂજાનો ક્રમ શાસ્ત્રોમાં ગોઠવેલો છે. મૂર્તિમાં જડપણું આરોપિત છે. પ્રાણપ્રતિષ્ઠા વખતે તે કેટલેક અંશે દૂર થાય છે અને પછી પૂજા જો બરાબર ભાવનાથી કરી હોય તો તે વખતે તેમાંથી જડપણું દૂર થાય છે અને ત્યાં ભગવાનનાં અથવા ચેતનનાં દર્શન થાય છે.

જ્યારે આપણે દેહભાવ સાચો માનીએ છીએ ત્યારે આપણે જુદા મનુષ્ય હોઈએ તેવું લાગે છે. જ્યારે દેહ ભાવ છૂટે છે ત્યારે બ્રહ્મભાવે સર્વસાથે એકતા રહે છે. પહેલી દશામાં કલ્પિત દિક્ જણાય છે. બીજી દશામાં સર્વ વ્યાપકપણું છે,

તેવી એવી કોઈ દિક્ નથી કે જેનો નિષેધ ન થાય. તેથી અમુક માણસે અમુક રીતે શા માટે રહેવું જોઈએ એવી ટીકા બીજા માણસો કરે છે. નિંદાથી અને ટીકાથી માણસો કલ્પિત દિક્માંથી નીકળી શકે છે. કલ્પિત દિક્માં જે રહેલો હોય તેની નિંદા અથવા ટીકા ન થાય તો તે તેમાંથી નીકળી શકે નહિ. જે દિક્ જે દષ્યની અંદર છે તે દષ્યના બનાવ સાથે જ રહેલી હોય છે.*

તેથી જ્યારે કોઈ માણસ કહે કે જગત આવું છે ત્યારે એમ સમજવું કે તે તેના જગતની વાત કરે છે. તે સાચા જગતની વાત કરતો નથી. જગતરૂપી પ્રમેયને જાણવા માટે પ્રમાણ જોઈએ અને તે પ્રમાણ પ્રમાતાને જે કામ કરવાની ઇચ્છા હોય તેમાંથી ઉત્પન્ન થાય છે. જેમ કોઈ ફળ બહુ ખાટું હોય તેનાથી અણગમો ઉત્પન્ન થાય છે, તે અણગમો આપણા મનની અંદર છે તેમ જ તે ફળનો રંગ, ગંધ, દેખાવ વગેરે પણ આપણા મનની અંદર છે. શબ્દ પણ સાપેક્ષ છે.

* Perceptual space is within the perceptual event.

બધા માણસ બધા શબ્દ બરાબર સાંભળી શકતા નથી. જો આપણા જગતમાં બધા આંધળા અને બહેરા હોય તો બધે અંધારૂ અને શાંત વાતાવરણ જણાય.

સ્વપ્નામાં ખોટું જગત ઉત્પન્ન થાય છે એ બધાના અનુભવની વાત છે. સ્વપ્નાની દિક્ અને સ્વપ્નાનો કાળ જાગૃત દિક્ અને જાગૃતના કાળ સાથે મળતા આવતા નથી. એક બનાવ બીજા બનાવનું કારણ નિયમસર બને એ જાગૃત અવસ્થામાં બને છે. સ્વપ્નામાં એવો નિયમ નથી.

તેથી એક બનાવને જેટલા જોનારા હોય તેટલી જાતના બનાવ બને છે. જગતને જેટલા જોનારા છે તેટલાં જગત છે. વળી જોનારાની મનોદશા ફરે એટલે તેનું જગત ફરે છે. માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચું છે અને ચકલીની દૃષ્ટિથી ચકલીનું જગત સાચું છે. પણ બન્ને દૃષ્ટિનો બાધ થઈ જાય છે તેથી બન્ને ખોટી છે.

જ્યારે આપણે પ્રમાતા અને તેના અનુભવને બાધ કરીએ ત્યારે તેના દિક્, કાળ, પહોળાઈ, વગેરેનો પણ બાધ થઇ જાય છે.

જ્યારે આપણે દિક્ અને કાળ વિષે જગતને પૂછીએ છીએ ત્યારે જણાય છે કે જગતને તે બાબતની ખબર નથી. બધા જીવના સામાન્ય અનુભવમાં હોય તેવા દિક્ અને કાળ જગતમાં નથી. જ્યારે બે માણસ વચ્ચે વેર હોય ત્યારે તે પાસે ઊભા હોય તો યે આપણે કહીએ છીએ કે તે બન્ને વચ્ચે ઘણું અંતર છે. જ્યારે બન્ને એક બીજાને ચાહતા હોત ત્યારે તેઓ એમ કહે છે કે “ આપણે બન્ને કાંઈ જુદા છીએ? તમે કરો છો તે હું જ કરૂં છું એમ માનો.”

રેલ્વેના ડબામાં નવી જાતની દિક્ ઉત્પન્ન થાય છે. ત્યાં જમવા બેસીએ ત્યારે હાથ અને મોઢું બરાબર જમીન ઉપર હોઈએ તેવું કામ કરે છે. તેથી દરેક પ્રદેશ માટે તે પ્રદેશનું માપ હોય છે.

જો દિક્ અને કાળ અને તેની અંદરની વસ્તુઓ બીજી દશામાં બરાબર ફેરવવામાં આવે તો તે વખતે તેનું માપ પણ ફરી જાય છે અને તેની ખબર રહેતી નથી. કોઈ જગ્યાએ ગોળ અરીસા હોય છે તેમાં કોઈ માણસ પોતાનું શરીર જુએ તો બમણું મોટું લાગે છે. તે વખતે તે અરીસામાં દેખાતા માણસને પૂછવામાં આવે કે તું બમણો મોટો કેમ દેખાય છે અને તેનામાં જવાબ આપવાની શક્તિ હોય તો તે કહે છે કે તમારા હાથમાં ફૂટ રાખીને મને જુઓ. તેમ કરવાથી અરીસામાં ફુટ પણ બમણો મોટો થઈ જાય છે અને તેના ફૂટથી માપતાં અરિસાનો માણુસ મોટો થયો લાગતો નથી. તેથી દરેક બનાવ માટે જુદું માપ રહે છે અને માપનો સ્વભાવ સમજાય તો માયાનો સ્વભાવ પણ સમજાય. વસ્તુઓ નાની મોટી લાંબી ટૂંકી એ સરખામણીથી કહી શકાય છે. કોઈની સાથે તેની તુલના થઈ શકે તેવું ન હોય તો તે કેવી છે એ કહી શકાય નહિ.

તેથી માત્ર દશ્ય જોઈને જગત એવું છે, એમ કહી શકાતું નથી. જે દેખાય છે તે તે પ્રમાણુથી ઠીક લાગે છે પણ બીજા પ્રમાણુથી તે વસ્તુ જુદા પ્રકારની લાગે છે. તેથી જેની દષ્ટિ અલ્પ ક્ષેત્રમાં રહે છે તેને નાનું જગત્ જણાય છે, જેની દ્રષ્ટિ વિશાળ છે તેને વિશાળ દિક્ માલુમ પડે છે. જેવું પ્રમાણુ તેવી દિક્ જોવામાં આવે છે. પ્રમાતા પોતાને ઠીક પડે તેવું પ્રમાણુ લે છે અને જેવું પ્રમાણુ લે છે તેવું પ્રમેય જણાય છે. જ્યાં રાગદ્વેષ છે ત્યાં દિક્ પણ તે પ્રમાણે બની જાય છે.

તેથી જેટલા જોનારા છે તેટલાં કલ્પિત જગત છે; એટલે કે તેટલી કલ્પિત દિક્ છે, અને તે બધી તે વખતે સાચા જેવી જણાય છે. તેમાંથી જોનાર પોતાને ઠીક પડે તે ઉપર વધારે ધ્યાન આપે છે. એક ટેબલને જોનાર નવ માણસો હોય છે, ત્યાં એક ટેબલ

નથી પણ નવ ટેબલ છે. તે સાથેના ચિત્ર પ્રમાણે નવ જાતનું દેખાય છે, તેથી દરેક જોનાર પોતાના કલ્પિત જગતમાં



નવ રીતે દેખાતું ટેબલ

રહે છે. સ્વપ્નની અંદર જેમ પૃથ્વી, રસ્તો, પર્વત, તળાવ વગેરે જે દેખાય છે તે ખાલી દિક્ના જુદા જુદા ભાગ છે અને તે વખતના પ્રમાતાના પ્રમાણ પ્રમાણે દેખાય છે, તેવી જ રીતે જાગૃત અવસ્થામાં પણ જે કાંઈ દેખાય છે તે ખાલી દિક્ના ભાગ છે. હું, તું, તે એ બધી મનની કલ્પના છે. ઘોડી, ગધેડી, બિલાડી અને સ્ત્રી એ ચારે સ્ત્રી છે પણ માણસ એકને સ્ત્રી માને છે. ગધેડીની દૃષ્ટિમાં બિલાડી, ઘોડી, કે સ્ત્રી કેવાં હશે તે માણસની દૃષ્ટિથી કહી શકાય

નહિ. જેમ સ્વપ્નામાંથી જાગૃત થતાં સ્વપ્નાનું કાંઈ જગત રહેતું નથી તેમ આત્મજ્ઞાનની દશામાં અહં ઇદંવાળું જાગૃત પણ રહેતું નથી. ગીતામાં પણ ભગવાન કહે છે કે **यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः** સ્વપ્ન વખતે સ્વપ્ન સાક્ષીમાં જેમ સ્વપ્ન-શરીર અને સ્વપ્નપ્રપંચ કલ્પિત છે તેમ જાગૃતમાં પરિપૂર્ણ ચેતનમાં જાગૃતશરીર અને જાગૃતપ્રપંચ બન્ને કલ્પિત છે.

દરેક ક્ષેત્ર માટે એક કલ્પિત દિક્ રહે છે અને એક કલ્પિત કાળ રહે છે. કોઇ જીવમાં કેટલી શક્તિ રહેલી છે તેનો આધાર તેના જ્ઞાનની મર્યાદા ઉપર છે. તે વખતે તેનું માપ બરાબર હોય છે. તે ખોટું હોવા છતાં સાચા જેવું લાગે છે. તેનાથી વ્યવહાર થાય છે પણ બીજી દશામાં તે બાધ થાય છે. પણ એક ક્ષેત્રના માપથી બધા ક્ષેત્રના અનુભવ સમજી શકાતા નથી.

તેથી જ્યારે કોઇ માણસ એમ માને કે "મારા માનવા પ્રમાણે જ જગત ચાલવું જોઇએ" ત્યારે તે ખોટી દશામાં આવે છે, એટલે કે એ માન્યતા ખોટી છે.

કેટલીકવાર જ્યારે બે ટ્રેન એક સ્ટેશને ઊભી હોય અને બીજી ચાલતી હોય ત્યારે આપણી ટ્રેન ચાલતી હોય એવું લાગે છે. તે વખતે ત્રીજી કોઇ વસ્તુ જોઈએ અથવા સ્ટેશન તરફ દૃષ્ટિ કરીએ ત્યારે ભૂલની ખબર પડે છે. આપણી પૃથ્વી પણ સૂર્યની આસપાસ એક સેકન્ડના ૧૮ માઇલની ઝડપે ફરે છે છતાં આપણને તેની ખબર પડતી નથી. આપણી દિક્ (Spaees)ની સાથે આપણી દૃષ્ટિ બંધાયેલી છે, કોઇ વસ્તુની લંબાઇ, પહોળાઈ, ગતિ, વજન વગેરે નિયત નથી. પણ તેને જે જુએ છે તે જોનારાના દૃષ્ટિબિંદુ ઉપર અવલંબીને રહેલ છે. સૂર્ય પૃથ્વી ઉપરથી નાનો દેખાય છે, છતાં વાસ્તવમાં પૃથ્વી કરતાં મોટો છે. ચંદ્ર ઉપર બીજ, ત્રીજ, ચોથ નથી, છતાં પૃથ્વી ઉપર રહેલ માણસને દેખાય છે. સૂર્ય ઉપર રાત્રી

કે દિવસ નથી છતાં પૃથ્વી ઉપર રહેલ માણુસને રાત્રી અને દિવસ અનુભવમાં આવે છે. તેથી જે જે કાંઇ દેહભાવે દેખાય છે તે બધા સ્થાન ધર્મના અનુભવ છે, અને સ્થાન ધર્મના સંબંધ છે.

જ્યાં સુધી જોનારાનું સ્થાન ફરતું નથી ત્યાં સુધી જગત એવું ને એવું લાગે છે પણ જો તેને સ્વપ્નું આવે, અથવા ઉંઘ આવે તો તેના પ્રમાતા, પ્રમાણુ અને પ્રમેય ફરી જાય છે. જાગૃતમાં પણ નાની ઉંમરનું જગત મોટી ઉંમરે જણાતું નથી. નાની ઉંમરે જોયેલ ખુરશી મોટી ઉંમરે બહુ નાની લાગે છે.

જડ પદાર્થો પણ પ્રકાશના તરંગના બનેલા છે તેથી આપણું સ્થાન ફરે અથવા દૃષ્ટિ બિંદુ ફરે ત્યારે જડમાં પણ ફેરફાર માલુમ પડશે.

કેટલાક ચિત્રકાર એવાં સારાં ચિત્રો કરે છે કે તે જોતાં તેમાંનું દ્રશ્ય ઘણા માઇલ સુધી લાંબુ હોય તેવું દેખાય છે. તે દ્રશ્યની અંદરની વસ્તુઓનું પ્રમાણુ બરાબર રાખ્યું હોય તો તે બહારના દૃષ્ય જેવુંજ જણાય છે. સીનેમામાં એવું દેખાય છે. સ્વપ્નામાં પણ ઘણીવાર એવું બને છે. ત્યાં પર્વતને જોનાર કરતાં પર્વત બહુ મોટો લાગે એટલે કે પર્વત સાચો લાગે છે. જાગૃત થયા પછી ખબર પડે છે કે જોનાર મોટો હતો. જાગૃતમાં પણ જે પર્વત આપણા કરતાં મોટો લાગે છે તે આપણા દેહના અભિમાનને લઇને લાગે છે છતાં વિમાનમાં ઉંચેથી જોઈએ તો તે જ પર્વત બહુ નાનો લાગે છે. એ બધા સ્થાનધર્મ છે. માંડુક્ય ઉપનિષદમાં પણ એને સ્થાનધર્મ કહે છે. સ્થાનધર્મના ફેરફારથી દિક્ કાળ અને ગતિ વગેરેમાં ફેરફાર માલુમ પડે છે.

જ્યારે એક વસ્તુને જોનારા ઘણા હોય અને તેમની દૃષ્ટિ લગભગ સમાન હોય તો તેમનું જગત સમાન સ્વભાવવાળું લાગશે. ત્યાં ઘણાં કલ્પિત જગત હોય છે છતાં તેની ખબર પડશે નહિ. જેમ સ્વપ્ન વખતે સ્વપ્નમાં રહેલી ભૂલની ખબર પડતી નથી, તેમ જાગૃતમાં

સામાન્ય વ્યવહારમાં જાગૃતની ભૂલની ખબર પડતી નથી. છતાં જ્યાં એક જ વસ્તુ ઘણા જોનારાને અનેક પ્રકારની દેખાય છે ત્યાં તે સાચી વસ્તુ નથી. દરેક વસ્તુમાં પ્રકાશના તરંગ રહેલા હોય છે અને આપણી દૃષ્ટિ તેમાંથી કયે વખતે કેટલાક તરંગ અનુભવી શકે છે તેના ઉપર આપણા સંસારનો આધાર છે.

તેથી જડ અથવા અનાત્મા એ કોઈ પદાર્થ નથી પણ એક પ્રકાશનું ;દૃષ્ટિબિંદુ છે અથવા ખોટી વૃત્તિ છે. જ્યારે બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે આપણને લાગે છે કે પહેલાં જોયેલું જગત એ સાચું ન હોતું પણ માયા હતી. સામાન્ય વૃત્તિથી જે જગત દેખાય છે તેમાં દૃષ્ટિની ભૂલ છે. સ્વપ્નામાં જ્યારે ખબર પડે છે કે તે સ્વપ્નું છે ત્યારે તે સ્વપ્નું નથી. જ્યારે આત્માને ખબર પડે છે કે જાગૃત જગત એક સ્વપ્ના જેવું છે ત્યારે તે બ્રહ્મ ભાવમાં જાગવા માંડે છે.

તેથી જગતમાં એક સરખી દિક્ નથી અને એક સરખો કાળ નથી. પણ દૃષ્ટિ પ્રમાણે સાપેક્ષ દિક્–કાળ તૈયાર થાય છે. તેથી જગત વિશે આપણી કલ્પના ફેરવવી પડે છે.

મુંબાઈ એ શું એક ચોકસ જગ્યા છે? ના, કારણકે પૃથ્વી સૂર્યની આસપાસ એક સેકન્ડમાં (મુંબઈને લઈને) ફર્યા કરે છે. ત્યારે પૃથ્વી એ પણ શું એક ચોકસ જગ્યા છે? ના, તે સૂર્યની આસપાસ ફરે છે; તેથી જે વખતે જે જગ્યાનો વિચાર લેવો હોય તે વખતે તેટલી દિક્ અને તેટલા કાળથી વ્યવહાર થઈ શકે છે. છતાં તે સ્થાનધર્મ છે. તે માયા છે, તે નિયત વસ્તુ નથી. તેથી આપણે કોઇ પદાર્થની ગતિ ચોકસ નકી કરી શકતાં નથી. બધું સાપેક્ષ છે. તેથી દરેક બનાવ અને તેને જાણનારો તે વખતે કેવી દશામાં છે તેનો વિચાર પહેલાં કરવો જોઈએ. કોઇ પદાર્થ નિયત સ્વભાવવાળો નથી. બે પદાર્થ વચ્ચેનું અંતર પણ નક્કી નથી. બીજે કાળે અથવા બીજી જગ્યાએ જોતાં તે અંતરમાં પણ ફેરફાર લાગશે.

તેથી જગત મનોમય છે. બધી દિક્ મનોમય છે. એ બાબત હાલ સાપેક્ષવાદે ગણીતથી સિદ્ધ કરી આપેલ છે. જેવી વસ્તુ છે તેવી જાણવી હોય તો બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન કરવી જોઇએ. તે વખતે આપણે નવા જગતમાં છીએ એવું લાગશે.

જ્યારે કોઈ વસ્તુમાં રહેલા પ્રકાશના તરંગની આડે કાંઇ આવે ત્યારે તે તરંગ કણનું રૂપ ધારણ કરે છે. એ દૃષ્ટાંત પ્રમાણે બ્રહ્મ દૃષ્ટિ જ્યારે છૂટી જાય અને બીજું કાંઇ દેખાય ત્યારે બ્રહ્મ જીવ જેવી દશા ધારણ કરે છે. સર્વવ્યાપક દિક્ એ આત્માના સ્વભાવમાં છે. તેથી આત્મ ભાવે આત્મા સર્વવ્યાપક લાગશે. પણ અનાત્મ ભાવે એક જગ્યાની હદમાં બંધાયેલો લાગશે. મોટા મટીને નાના થવું એ દોષ છે: તેથી માયાની હદ સમજીને દૂર કરતાં આવડવું જોઇએ.

જે વસ્તુ પૂર્ણ પ્રકાશ સ્વરૂપે છે તેને ચેતન કહે છે, જે વસ્તુમાં પ્રકાશની અમુક હદ આવી જાય છે તે જડરૂપ જણાય છે. દરેક વસ્તુમાં પૂર્ણ પ્રકાશ જોવો હોય તો જોનારામાં પૂર્ણ પ્રકાશ હોવો જોઇએ, બ્રહ્માકાર વૃત્તિથી બધું બ્રહ્મરૂપ જણાશે.

જગત અખંડ એક સાથે રહેલું છે. તેમાં જોનારાની માયાની દૃષ્ટિથી ભેદ જણાય છે. જુદા જુદા ભાગ ભેગા થઇને એક અખંડ વસ્તુ બનતી નથી, અખંડ તો અખંડ જ રહે છે. જુદા જુદા ભાગ માણસની અલ્પ દૃષ્ટિથી દેખાય છે. સમુદ્રનું જળ બધું અખંડ એક સ્વરૂપ છે. તેમાં મોજાં અથવા તરંગને જુદાં જોવાં એ જોનારાની ભૂલવાળી દૃષ્ટિની ભૂલ છે. પ્રકાશ જ્યારે એક સાથે જોવામાં આવે છે, ત્યારે તે અખંડ જણાય છે. જ્યારે તેમાં ભેદ જેવું જણાય છે ત્યારે તે કણ (Particle)નું રૂપ ધારણ કરે છે.

જ્યારે આપણું માપ અમુક દૃષ્ટિમાં પરિમિત થતું નથી ત્યારે તે શુદ્ધ હોય છે. તેથી દરેક જીવ પોતાનું કલ્પિત જગત સાથે લઈને

ફરે છે. મેઘ ધનુષ્ય વર્ષાઋતુમાં દેખાય છે, ત્યારે દરેક જોનારાને તે તેના સ્થાન ધર્મ પ્રમાણે જુદા જુદા પ્રકારનું દેખાય છે. જ્યારે દ્રષ્ટા અને દશ્યના ભેદ પડે છે ત્યારે જગત હોય તેવું દેખાય છે; ત્યારે પ્રમાતા પ્રમાણુ અને પ્રમેય ઉત્પન્ન થાય છે, અખંડદિક્‌ના ખંડ નજરે પડે છે.

તેથી આપણી વચ્ચે અને જગતની વચ્ચે કલ્પિત ભેદ રહેલ છે. છતા એ કલ્પિત ભેદથી વ્યવહાર ચાલે છે. જગત વિશે જેટલી જેટલી દરેક :જોનારાની કલ્પનાઓ છે. તેમાંથી આપણે અમુક જ સાચી માની વ્યવહાર કરીએ છીએ અને તે સાચી માનવામાં બધી મુશ્કેલી ઉત્પન્ન થાય છે. જ્યારે પ્રમાતા પ્રમાણુ અને પ્રમેય ફરે છે ત્યારે તે જ જગત આપણને નવા રૂપે અનુભવમાં આવે છે.

દ્વૈત અથવા ભેદ એ કોઇ સાચી વસ્તુ નથી, જે કાંઈ જડ જેવું દેખાય છે તે પણુ મનોમય છે. સ્વપ્નામાં દેખાતી જડ વસ્તુ જેમ માનસિક છે તેમ જાગતમાં દેખાતી જડ વસ્તુઓ પણુ મનની કલ્પનારૂપ છે. એ બાબત સાપેક્ષવાદે હાલમાં ગણીતથી સિદ્ધ કરેલ છે,

આપણા સામાન્ય વિચારો દિક્ અને કાળના બંધનમાં રહેલા છે અને તેથી જે ખરું તત્ત્વ દિક્ અને કાળથી અતીત છે તે જણાવી શકતાં નથી. આપણું પરિમિત મન આખું અખંડ તત્ત્વ અનુભવી શકતું નથી. તેથી પરમ સત્યના અનુભવ માટે નિર્વિકલ્પ દશા કેળવવાની જરૂર છે.

જ્યારે લડાઈ શરૂ થાય છે ત્યારે ઘણા માણસો પોતાના દેશને માટે મરવા તૈયાર થાય છે. તેમ કરવાથી તેમની દિક્ ( space ) કાંઇક અંશે વધે છે અને છતાં તેનો દેશ પૂરો વધતો નથી. કારણુ કે બીજા દેશ તેની સામે રહી જાય છે. જેઓ બધા દેશના પ્રાણીને પોતાનાં માને છે તેમનો દેશ એટલે તેમની દિક્ બરાબર વધે છે, તેમની દૃષ્ટિમાં બીજાપણું નથી. જેઓ સ્વાર્થી હોય છે તેમણે

નિઃસ્વાર્થી થવા માટે પોતાના દેશ માટે મરવું જોઈએ. જેઓ નિઃસ્વાર્થી છે તે બધાના હિત માટે જીવે છે. તેથી આત્મવિદ્યાથી પુરી દિક્ મળે છે. તેથી આર્યોના સંસ્કાર યુરોપીયનોના સંસ્કારથી ચડીયાતા છે.

દષ્ટિ જેમ વ્યક્તિગત છે તેમ પોતાની દિક્ એ પણ વ્યક્તિગત છે. જેટલા જોનારા છે તેટલી પ્રકારની દિક્ છે. જગત વિશે આપણે જે કાંઇ જોઇએ તે આપણા મનની અંદર બને છે. તેથી જ્યારે કોઈ માણુસ યોગી અથવા જ્ઞાની થાય છે ત્યારે તેની દિક્માં ફેરફાર થાય છે.

પણ જ્યાં કાંઇક આકર્ષણ હોય, જ્યાં રાગદ્વેષ હોય ત્યાં દિક્ ટૂંકી થઇ જાય છે. આકાશમાં રેડીઓના મોજાં સિધાં વધ્યાં કરે છે પણ જ્યાં કોઇના ઘર ઉપર એરીઅલના તાર બાંધ્યા હોય ત્યાંના રેડીઓમાં તરંગની લંબાઈ જોઇએ તેવી મૂકી હોય તો ઘર ઉપર ફરતાં તરંગ વાંકા વળીને ઘરના સંચામાં દાખલ થઇ જાય છે. તેવી જ રીતે અવ્યક્ત સૂક્ષ્મ આકાશમાં ઘણા વિચારોના તરંગ રહેલા હોય છે અને આપણા મનરૂપી રેડીઓમાં જેવી વેવ–લેન્ગથ મૂકીએ તેવા વિચાર તેમાં દાખલ થઇ જાય છે. તેથી જડ તત્ત્વ પ્રકાશના તરંગવાળુ છે. તેને જેમ વાળીએ તેમ વળે છે. જેમ તે તરત વળે તેમ તે નાનું થઈ જાય છે. જેઓ ઉતાવળથી વિચાર કરવાળા હોય છે તેમનું વર્તુલ નાનું રહે છે, તેમની દિક્પણ નાની રહે છે.

પ્રકાશના જે તરંગ તરત વળી જાય છે તેમાંથી જડ જેવું શરીર બને છે. જે તરંગ વળતા નથી તે આત્માનું કામ કરે છે. તેથી જે તરંગ (રાગ દ્વેષથી) વળે છે તેને વળવા દેવા ન જોઇએ. જે જીવ દેહના અભિમાનમાં બંધાયેલો રહે છે તે પોતાને બ્રહ્મરૂપે વ્યાપકતાનો અનુભવ લઈ શકતો નથી. જીવ એ બ્રહ્મની અંદરનો ભાગ નથી. બ્રહ્મ જ ઉપાધિ ભેદે જીવ તરીકે વ્યવહારમાં આવે છે. તેથી જીવ એ કોઈ સાચી વસ્તુ નથી. અરીસો હોય ત્યારે બિંબ પ્રતિબિંબનો

વ્યવહાર થાય છે, અરીસો ન હોય તો તે વ્યવહાર બનતો નથી. તેથી ઉપાધિ હોય તો દ્વૈત જેવો વ્યવહાર થાય છે; ઉપાધિ ન હોય તો થતો નથી. જે વસ્તુ ઉપાધિવાળી છે, ઉપાધિના સંબંધવાળી છે તેને સાચી માનવાથી ખોટા પ્રમાતા પ્રમાણુ અને પ્રમેય ઉત્પન્ન થાય છે અને સત્ય મળતું નથી. સારું નરસું, શુભ કે અશુભ એ સાપેક્ષ ભાવે ઠીક છે પણ વાસ્તવ રીતે તે નિયત નથી. નિરુપાધિક તત્ત્વ ( absolute ) શુભ અશુભથી પર છે,

વ્યવહારમાં સાપેક્ષવાદ ઘણું કામ કરે છે. એક માણુસને જે સાચું લાગે છે. તે બીજાને ખોટું લાગે છે. બ્રહ્મચર્ય પાળવું એ બ્રહ્મચારી, વાનપ્રસ્થી અને સંન્યાસીનો ધર્મ છે, ગ્રહસ્થનો મુખ્ય ધર્મ નથી. તેથી બધાને માટે એક જ પ્રકારનું જીવન નક્કી કરી શકાય નહિ. મહાત્મા ગાંધીજીનો અહિંસાવાદ પણ સંન્યાસી બરાબર પાળી શકે. ગૃહસ્થો કે ક્ષત્રિયો ( કે જેનો ખોરાક હિંસાથી મળતો હોય તે) અહિંસા પાળી શકશે નહિ.

કોઈએ નિશો કર્યો હોય ત્યારે તેને જગત જુદી જાતનું દેખાય છે. નિશો ઊતરે છે ત્યારે નિશાવાળી દશાનું જગત રહેતું નથી. તેવી જ રીતે માણુસનું અભિમાન હોય ત્યાસુધી માણુસનું જગત રહે છે. તે અભિમાન ગયું એટલે માણુસનું જગત ગયું.

એક બગીચામાં રહેલા જુદી જુદી જાતના જનાવર ખરી રીતે એક બગીચામાં નથી. દરેકને તે બગીચો જુદી જુદી જાતનો લાગે છે. તેથી યોગ વસિષ્ઠમાં કહેલ છે તેમ વ્યવહાર દૃષ્ટિએ જેટલા જીવ છે તેટલી દિક્ છે એટલે કે તેટલા જગત છે અને પરમાર્થ દૃષ્ટિએ સ્વપ્નામાંથી ઊઠયાની માફક જીવ કે જગત કાંઈ છે જ નહિ, બધું બ્રહ્મમય છે. છેટેથી પર્વતનું શિખર દેખાય છે. પર્વત ઉપર ગયા પછી શિખર જેવું કાંઇ રહેતું નથી.

વળી પૃથ્વી ઉપર રહેલ માણુસને ઉત્તર દિશા અને દક્ષિણુ દિશા

છે પણ પૃથ્વીને પોતાને દિશા નથી. તેવી જ રીતે પરિપૂર્ણ ચેતનમાં દિશા કે કાળ રહેતો નથી. બાળક ફુદડી ફરે છે અને અટકી જાય તો તેની દૃષ્ટિ થોડીવાર એવી થઈ જાય છે કે જાણે પૃથ્વી ફરતી હોય. તેવી જ રીતે સ્થાન ભેદથી દિક્ કાળ અને ક્રિયા જણાય છે.

સ્વપ્નમાં અમાસની રાત્રે સૂતેલો માણસ હરદ્વારમાં બપોરે બાર વાગે ગંગામાં સ્નાન કરે છે અને ઘણાને સ્નાન કરતાં દેખે છે. તે સૂર્ય ક્યાંથી આવ્યો? તેને આંખો અને પગ ક્યાંથી આવ્યાં? પાણી અને જમીન ક્યાંથી આવ્યાં? હરદ્વાર જવાનો કાળ અને પાછા આવવાનો કાળ ક્યાંથી આવ્યો? તે બધું જેમ સ્વપ્નાનો સ્થાનધર્મ છે તેમ જાગૃતમાં જેને બ્રહ્મને બદલે બીજું દેખાય છે તે ખોટા ધર્મીનો ખોટો ધર્મ છે.

કોઈ એક ખાલી ઘરમાં કોઈ ચોર જાય તો તેને લાગે કે આંહી કાંઈ નથી. કોઇ તે ભાડે લેવા જાય તો પુરુષ જુએ છે કે તેને માટે એડક બરાબર છે કે નહીં, સ્ત્રી જુએ છે કે રસોઈ કરવાની જગ્યા છે કે નહિ. બિલાડી ત્યાં જાય તો ઊંદરને શોધવા લાગે છે એમ ખાલી ઘરમાં જ્યાં કાંઈ નથી ત્યાંપણ જોનારની ભાવના ખડી થઈ જાય છે. વ્યક્તિના આવા માપનું સ્વરૂપ સમજાય તો માયાનું સ્વરૂપ સમજાય.

જે જેને જાણે તે તેથી જુદો હોય છે. ક્ષેત્રને જાણવાવાળો ક્ષેત્રથી જુદો હોય છે પણ ક્ષેત્રજ્ઞથી ક્ષેત્ર જુદું નથી. તેની દ્રષ્ટિ જ્ઞાનમય થાય તો બધે પોતાનું સ્વરૂપ લાગે છે.

જ્ઞાનીને પ્રપંચ બ્રહ્મરૂપે લાગે છે. અજ્ઞાનીને બ્રહ્મ પ્રપંચરૂપે જણાય છે. જ્ઞાની પ્રપંચમાં બ્રહ્મજ્ઞાનથી સુખી છે. અજ્ઞાની બ્રહ્મમાં પ્રપંચબુદ્ધિથી દુ:ખી છે. વાસ્તવમાં બ્રહ્મથી અતિરિક્ત કાંઈ છે જ નહિ.

# પ્રકરણ ૩

## ગતિ ( motion )

કુદરતની રચના અથવા માયાની રચના એવા પ્રકારની છે કે કોઈ ગતિ નિરપેક્ષ રીતે જાણી શકાતી નથી અથવા કોઇ વસ્તુની નિરપેક્ષ ગતિ જાણી શકાતી નથી. કોઇ વસ્તુની ગતિ માટે દિક્ ( space ) અને કાળ જોઇએ. ગયા પ્રકરણોમાં બતાવ્યું તે પ્રમાણે દિક્ અને કાળ બન્ને સાપેક્ષ છે. એ બન્ને કોઇ નિયત વસ્તુ નથી. તેથી ગતિ પણ સાપેક્ષ અનુભવમાં આવશે. કોઇ બંદરમાં એક વહાણ લંગર નાખી સ્થિર પડયું હોય એવું એક દષ્ટિથી લાગે પણ સૂર્ય ઉપરથી કોઈ માણસ જુએ તો આખી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તેની સાથે તે વહાણ પણ ફરે છે અને સૂર્ય પોતે પણ બીજા કોઈ તારાની આસપાસ ફરતો હોય તેમ કલ્પી શકાય છે.

આપણે જે ઓરડામાં બેઠા તે એક દ્રષ્ટિએ સ્થિર લાગે અને પૃથ્વી ફરે છે એવો વિચાર આવે ત્યારે આપણો ઓરડો પણ ફરે છે તેથી દરેક જીવ પોતાની કલ્પનાનું જગત પોતાની સાથે રાખી રહે છે.

આપણા માથામાં જું હોય, આપણે ગામમાં ફરતા હોઇએ, છતાં તે જુને એમ લાગે નહિ કે હું ફરૂં છુ. એક ઝાડ ઉપરથી ફળ નીચે પડયું તે જોઇને ન્યુટનને એમ લાગ્યું કે આપણી પૃથ્વીમાં એક પ્રકારનું ગુરુત્વાકર્ષણ છે કે જેથી ફળ પૃથ્વી ઉપર પડયું. હવે પ્રોફે. આઈન્સ્ટાઇન એમ સિદ્ધ કરી આપે છે કે એક દષ્ટિથી જે ફળ નીચે પડતું લાગે છે તે બીજી દષ્ટિથી ઊંચું જતું પણ લાગે. જેમકે મુંબઇમાં કોઇ માણસ લીફટમાં ઉપર ચડતો હોય તેના હાથમાં મોસંબી હોય અને તે તેના હાથમાંથી પડે તો તે ફળ લીફટમાં પડે

છે. છતાં જમીન ઉપર ઊભેલા માણસની દૃષ્ટિમાં તે ફળ ( લીફ્ટ સહીત ) ઉપર જાય છે.

દિક્ અને કાળ ( Space and time ) એક સાથે રહેલાં છે તેથી જે કાંઈ દેખાય છે તે કઈ જગ્યાએથી ક્યારે દેખાય છે અને કોને દેખાય છે એ બાબત વિચારમાં લીધા સિવાય તત્ત્વનો નિર્ણય થઈ શકશે નહિ. જ્યાં દિક્ સર્વવ્યાપક હોય અને તેમાં ભેદ ન હોય ત્યાં કાળમાં પણ પરિવર્તન થતું નથી. બ્રહ્મમાં જેમ સર્વવ્યાપકતા છે તેમ નિત્યતા છે. એ બન્ને ભાવ એક સાથે રહે છે. જીવમાં પરિચ્છિન્ન દિક્ છે અને તેથી અનિત્યતા પણ રહે છે. તેથી જેટલા જેટલા જુદા નામ અને રૂપ છે તે બધા અનિત્ય છે. તેથી બ્રહ્મમાં જો કોઇપણ પ્રકારનું પરિવર્તન કરવું હોય અથવા ગતિ ઉત્પન્ન કરવી હોય તો તેમાં કાંઈક માયાનો અંશ દાખલ કરવો જોઇએ. સો ટચનું સોનું એટલું પાતળું હોય છે કે તેમાંથી ઘાટ ઉત્પન્ન થતો નથી. ઘાટ કરવો હોય તો તેમાં થોડુક ત્રાંબુ અથવા રૂપુ નાખવું જોઈએ. તે જ પ્રમાણે જ્યારે બ્રહ્મની ઇચ્છા અવતાર લેવાની થાય ત્યારે થોડીક માયા પહેલાં ઉત્પન્ન કરવી જોઈએ, આ કારણને લઇને જ્યારે શ્રી કૃષ્ણ ભગવાનને અવતાર લેવાની ઇચ્છા થઈ ત્યારે પહેલાં માયાને બોલાવી હતી. શુદ્ધ બ્રહ્મ પોતે આકાશની માફક સર્વવ્યાપક હોવાથી તેને ગતિ કરવા માટે જગ્યા નથી. તેથી પોતે જ્યારે માયા સ્વીકારી પોતાની જગ્યા ટૂંકી કરે ત્યારે તેને ફરવા માટે જગ્યા મળે છે. છતાં એ માયા કલ્પિત છે, તેનાથી બ્રહ્મના વાસ્તવ સ્વરૂપને કાંઈ થતું નથી.

આખું જગત ચિન્મય છે. તેમાં દિક્, કાળ, ગતિ, કાર્ય-કારણભાવ, લંબાઈ, પહોળાઈ બધું સાપેક્ષ ભાવે જણાય છે; એટલે કે એક દૃષ્ટિથી જે દેખાય તે બીજી દૃષ્ટિથી દેખાતું નથી. તેથી એ બધી સાચી વસ્તુઓ નથી, એ ધર્મ નિયત નથી. જોનારાની અથવા પ્રમાતાની મનોદશા ફરે એટલે એ બધા ધર્મ ફરવા લાગે છે. ધર્મીનો અધ્યાસ થયા પછી ધર્મનો અધ્યાસ થાય છે. ધર્મીનો અધ્યાસ

નીકળી જાય તો ધર્મનો અભ્યાસ પણ નીકળી જાય છે. જ્યાં બે વસ્તુ નથી ત્યાં સંબંધ બનતો નથી. જ્યાં સંબંધ નથી તે ખરું તત્ત્વ છે. તેથી નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરે છે અને સગુણ બ્રહ્મ ભેદનો અભેદ કરે છે. બન્નેનું ફળ સરખું જ છે. બન્ને રીતે પ્રેમ રહી શકે છે.

ધર્મી ફરવાથી ધર્મ ફરે છે તેથી જો ધર્મી (પ્રમાતા) બ્રહ્મ જ્ઞાનથી બ્રહ્મ રૂપે રહેવા માંડે તો તેનામાં બ્રહ્મના ધર્મ આવવા માંડે છે એટલે કે વિશાળતા, જ્ઞાન, આનંદ, શક્તિ વગેરે વગેરેનો અનુભવ થવા લાગે છે, પરિચ્છિન્ન ભાવમાં જેટલું સુખ છે તે કરતાં અપરિચ્છિન્ન ભાવમાં અનંતગણું સુખ છે. (**यो वै भूमा तत्सुखं**) સંસારના પ્રેમમાં પણ જ્યારે બે મટીને એક થાય છે ત્યારે પ્રેમનો રસ મળે છે. બ્રહ્મ જ્ઞાનથી બધા એક થઇ શકે છે; અહં અને ઇદં બધું એકરૂપ લાગે છે. તેથી અભેદમાં સુખ છે, ભેદમાં દુઃખ છે.

તેથી વસ્તુઓ સામાન્ય દૃષ્ટિથી જેવી દેખાય છે તેવી જ સાચી નથી. સામાન્ય દૃષ્ટિથી જે દેખાય છે તે સાપેક્ષ છે. તે સ્થાન ધર્મની માયા છે. વ્યાપક ધર્મનું ફળ તે વખતે મળતું નથી. જે જે રૂપ રંગ દેખાય છે તે જોનારની દશા ઉપર આધાર રાખે છે, આંધળાને દેખાતાં નથી. દરેક પરમાણુનું ખરું તત્વ શું છે તે સામાન્ય દૃષ્ટિથી જાણી શકાશે નહિ. તેમાંથી નીકળતાં પ્રકાશના થોડાંક તરંગ સામાન્ય દૃષ્ટિથી પકડી શકાય છે અને તે જોનારાનું જગત છે. પ્રકાશના તરંગ (Waves) નો સ્વભાવ એવો છે કે જ્યારે તેની સામે કાંઇક પ્રતિબંધ આવે ત્યારે તે કણ (particle) નું રૂપ ધારણ કરે છે. જીવ પણ જ્યારે પોતાથી જુદું જગત જુએ છે ત્યાંસુધી જીવ ભાવે રહે છે. જ્યારે બધું એક રૂપ લાગે છે અને કોઇ સામે રહેતું નથી ત્યારે જીવ બ્રહ્મરૂપ થઇ જાય છે. પ્રકાશના કેટલા તરંગ આપણી દૃષ્ટિમાં આવે છે તેનો આધાર જોનારના જ્ઞાન ઉપર છે.

કુદરત પોતે આપણા જીવનમાં કાંઇ ખાસ દખલ કરતી નથી. પણ આપણે જે ન જોવું જોઇએ તે જોવા જઇએ ત્યારે આપણા-

જીવનમાં વિઘ્ન ઉત્પન્ન થાય છે. તેથી કોઈ વસ્તુમાં ભેદ નથી પણ જોનારની દૃષ્ટિમાં ભૂલ હોય તો તે દૃષ્ટિ ભેદ ઉત્પન્ન કરે છે. સામાન્ય દિક્ ફેરવી શકાય તેવી છે એ જાણીને આત્મજ્ઞાનથી તે ફેરવવાનો પુરુષાર્થ કરવો જોઈએ. તેથી જે જગત દેખાય છે તેને નવી દૃષ્ટિથી જોવાની જરૂર છે. જેટલા જોનારા છે તેટલા જગત છે. જોનારાને છોડીને કોઇ વસ્તુ સિદ્ધ કરી શકાતી નથી.

જગતમાં જણાતી બધી ગતિ એ જ પ્રમાણે સાપેક્ષ છે. ગતિ સાપેક્ષ હોવાથી જગત કયારે ઉત્પન્ન થયું .અને કયારે તેનો અંત આવશે તે કહી શકાય તેવું નથી. પણ દરેકને જે જગત દેખાય છે તે અજ્ઞાનથી શરૂ થાય છે અને જ્ઞાનથી તેનો અંત આવે છે. જેમ સ્વપ્નમાં જે જગત દેખાય છે તે અજ્ઞાન વખતે દેખાય છે અને જાગે તો તે જગતનો અંત આવી જાય છે તેવું જાગૃતમાં પણ બને છે. તેથી જો જગતનો બરાબર વિચાર કરવો હોય તો જગતને જોનારનો વિચાર પણ સાથે જ કરવો પડશે. લાકડી ગ્રહણ કરવી હોય તો એક છેડો ગ્રહણ કરીને બીજો છેડો પડતો મૂકી શકાશે નહિ. તેમ દૃશ્યને ગ્રહણ કરવું હોય તો દ્રષ્ટાનો વિચાર પડતો મૂકી શકાશે નહિ.

ગતિ અને સ્થિતિ, ઉપર જણાવ્યું તેમ સાપેક્ષ છે. એક જ વસ્તુ એક દૃષ્ટિએ ગતિમાં લાગશે અને બીજી દૃષ્ટિએ જોતાં સ્થિર લાગશે. એક જ માણસ એક ક્ષેત્રમાં બેઠેલો લાગશે અને તે જ વખતે બીજા ક્ષેત્રથી જોતાં ચાલતો લાગશે. સૂર્ય ચાલતો નથી છતાં ચાલતો લાગે છે. પૃથ્વી ચાલે છે છતાં ચાલતી લાગતી નથી. આપણી ટ્રેનની સાથે બીજી ટ્રેન ઊભી હોય અને તે ચાલવા લાગે તો આપણી ટ્રેન ચાલતી લાગે છે.

કોઇ ટ્રેન એક કલાકના ૬૦ માઈલની ગતિએ ચાલતી હોય. તેમાં દરેક ડબામાં સળંગ આવવા જવા માટે બારણા હોય. તે ટ્રેનનો ગાર્ડ ટિકિટ તપાસતો એન્જિન તરફની દીશામાં કલાકના ૫

માઈલની ગતિએ ટ્રેનમાં ચાલતો હોય. તે વખતે નીચે જમીન ઉપર ઊભેલા માણસની દૃષ્ટિએ તે ગાર્ડ ૬૫ માઈલની ગતિએ ચાલતો લાગે પણ તે ગાર્ડની દૃષ્ટિમાં પોતે ફક્ત ૫ માઈલની ગતિએ ચાલતો લાગે છે. તેથી કયા ક્ષેત્રમાંથી આપણે ગતિ માપીએ છીએ તેના ઉપર બધો આધાર છે.

કોઈ પોપટ મરી જાય અને બીજા જન્મમાં મોર થાય તો તેને તે વાતની ખબર રહેશે નહિ. તે એક ક્ષેત્રમાંથી નીકળી બીજા ક્ષેત્રમાં જઈ બીજા ક્ષેત્રના ધર્મ ધારણ કરી લે છે. તેની દિક્, તેના કાળ, તેની ગતિ વગેરે બધું નવા જીવનમાં ફરી જાય છે. તેવી જ રીતે માણસ જ્યારે બ્રહ્મરૂપ થાય છે ત્યારે તેનું પ્રમાણ ફરી જાય છે.

તેથી ખરો ફેરફાર ત્યારે જ થાય છે કે જ્યારે સુખના પ્રકારમાં ફેરફાર થાય. નવા જીવનમાં નવી શાંતિ અનુભવમાં આવશે. મનની અંદર કેટલા વખતમાં કેટલી કલ્પનાઓ આવે છે તે ઉપર ઘણો આધાર છે.

ક્ષેત્રના ધર્મ પોતાના માનવાથી પોતાના જીવનમાં તેની ઘણી અસર થાય છે અને નવી ટેવ એ નવી પ્રકૃતિનું રૂપ ધારણ કરે છે. જેને વહાણમાં કોઈવાર મુસાફરી કરી ન હોય અને વહાણમાં ફેર આવતા હોય તે આખા દિવસની મુસાફરી કરી સાંજે વહાણમાંથી જમીન ઉપર ઉતરે તો તેને જમીન પણ થોડો વખત દરિયાની માફક ચાલતી લાગે છે. એક દિવસની મુસાફરીમાં ક્ષેત્રધર્મની એવી અસર રહી જાય છે તો જે જીવ ઘણા વર્ષ સુધી "દેહ હું છું" એમ માનીને બેઠો હોય તેનામાં ખોટા ધર્મ સાચા જેવા જણાવા લાગે તો તેમાં શી નવાઈ છે?

દરેક જીવને પોતાના કલ્પિત દિક્—કાળનું ક્ષેત્ર સાથે હોય છે તે વખતે બીજા પ્રકારના પણ દિક્—કાળ પણ હોઈ શકે તેવું તેને જ્ઞાન થવું મુશ્કેલ છે, તેથી જો તે પોતાની માન્યતા જ સાચી માની બેસી રહે તો તેને સાચું જ્ઞાન થતું નથી. એક જ દૃષ્ટિથી જોતાં

જગતનું ખરું તત્વ સમજી શકાશે નહિ, આપણે "અહીં" છીએ એ સાક્ષેપભાવ છે, એટલું બોલવામાં પણ પૃથ્વી ઘણે દુર ગતિ કરે છે અને આપણી જગ્યાને સાથે લઇ જાય છે. તેથી આપણું સ્થાન નિયત (ચોક્કસ) રહેતું નથી.

તેથી અનુભવ એ એક વસ્તુ છે, એ અનુભવ સાચો છે કે નહિ એ જાણવું એ બીજી વસ્તુ છે. તેથી કઈ દષ્ટિથી આપણે તત્વની શોધ કરીએ છીએ એ જાણવું પહેલું જરૂરનું છે. દષ્ટાને દૃષ્ટિથી જુદો પાડી શકાય પણ દષ્ટિને દષ્ટાથી જુદી પાડી શકાશે નહિ.

સામાન્ય માણસ બહારની વસ્તુઓનો થોડો ભાગ જોઈ શકે છે છતાં તે કહે છે કે મેં તે વસ્તુને જોઇ છે. વધારે તપાસ કરતાં જણાશે કે તેણે જે વસ્તુ જોઈ હતી તે બહાર નહોતી પણ તેના મનમાં હતી.

સિનેમામાં ઘણા ખોટા દેખાવ સાચા હોય તેવું બતાવવામાં આવે છે અને માણસ તે સાચા માની પોતામાં અનુકૂળતા અને પ્રતિકૂળતા ઉત્પન્ન કરે છે. સિનેમા ધીમે ચાલતો હોય તો જુદું દૃષ્ય દેખાય, વધારે ઝડપથી ચાલતો હોય તો તેજ દૃષ્ય જુદું દેખાય છે. સિનેમા ઊલટો મૂકયો હોય તો જુવાન માણુસ બાળક બની જાય. જે દેખાય છે તે પડદા ઉપર નથી પણ માણસના મનની અંદર છે. પડદા ઉપર સિંહ દેખાય તેને ગોળી મારો તો તે સિંહને લાગતી નથી પણ પડદાને લાગે છે. એક વખત એક નાનો બાળક સિનેમા જોવા ગયો. સિનેમામાં બીજો બાળક તેના જેવો જોવામાં આવ્યો એટલે તે બાળક સિનેમાના બાળકને પકડવા માટે દોડયો. કૂતરાને અને ચકલીને અરીસામાં બીજો સાચો કૂતરો અને સાચી ચકલી લાગે છે.

માણસનું જગત એ ૫ ઇંદ્રિયનું જગત છે. કોઈ આંધળો માણસ હોય તો તેને ૪ ઇંદ્રિયનું જગત છે, પૃથ્વી ગોળ છે અને છતાં સપાટ

દેખાય તો તે ભૂલ જોનારામાં છે. પૃથ્વી ચાલે છે છતાં ચાલતી ન લાગે તો તે ભૂલ પણ જોનારામાં છે. માણસની ઇંદ્રિયો અને દેહનું અભિમાન તેને ભૂલમાં નાખે છે. તે જ્યાં જાય ત્યાં તેનું ખોટું માપ સાથે જાય છે.

સાચી દૃષ્ટિ એ બ્રહ્મ દૃષ્ટિ છે. બધું એક સાથે અખંડ જોવું એ ખરું જ્ઞાન છે. તે જ્ઞાનમાં બધું સમાઈ જાય છે. ( **एकविज्ञानेन सर्वं विज्ञातं भवति** ) સામાન્ય દૃષ્ટિથી બહાર જે કાંઈ દેખાય છે તે માનસિક ચિત્ર છે. મન અજાણતાં વસ્તુને પોતાથી બહાર મૂકે છે અને પછી બહાર મૂકેલી વસ્તુને જુએ છે. આપણા વિચાર તે વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે, પણ તે વિચારને ચોકસ જગ્યા નથી. એક આંધળા માણસે આંખ માટે શસ્ત્ર ક્રિયા કરાવી, તે પછી તે દેખતો થયો ત્યારે બધી વસ્તુ તેની આંખને અડતી હતી એવું લાગતું હતું. બહાર અનેક વસ્તુઓ દેખાય છે તેનું કારણ આપણે ઘણા અનુભવમાંથી થોડાક ગ્રહણ કરીએ છીએ. આપણે કાંઈ કામ કરતાં હોઈએ અને ઘડીઆળ વાગે છે. પણ આપણે તે વખતે તે સાંભળતા નથી. જે વસ્તુ ઉપર અથવા જે બનાવ ઉપર આપણે ધ્યાન આપતા નથી તે આપણે માટે બનતો નથી અને જેના ઉપર આપણે ધ્યાન આપીએ છીએ તેની અસર ધ્યાન પ્રમાણે થાય છે. તેથી જગત મનોમય છે. કલ્પનાઓ અનુભવ પ્રમાણે આવતી નથી પણ કલ્પનાઓ અનુભવ ઉત્પન્ન કરે છે. મન માણસને બાંધે છે અને મન તેને છોડે છે. ખોટી વૃત્તિથી આવરણ ઊભું થાય છે અને સાચી વૃત્તિથી આવરણ ભંગ થાય છે સાપેક્ષવાદે સૃષ્ટિ-દૃષ્ટિ વાદ ઉડાવી દીધો છે.

સૃષ્ટિ દૃષ્ટિવાદ કોઈ રીતે નભી શકતો નથી અને તેનાથી માણસ આગળ વધી શકતો નથી. તત્વવેત્તાઓ સૃષ્ટિને જોતા નથી પણ સૃષ્ટિને જોનારાને જુએ છે, દરેક જોનાર જગતને કેવી રીતે જુએ છે તે તત્ત્વજ્ઞાની જુએ છે. તેઓની દૃષ્ટિમાં કાંઈ ભૂલ રહી

ગયેલ હોય તો તેની તેમને ખબર પડે છે. સાધારણ માણસને પોતાની ભૂલની ખબર પડતી નથી. પણ પોતાને જે દેખાય તે જ સૃષ્ટિના નિયત કાયદા હોય તેમ માની બેસે છે. જ્યારે દૃષ્ય જગત આપણી નજર બહુ રોકી રાખે છે ત્યારે આત્મજ્ઞાનમાં આગળ વધી શકાતું નથી. તત્વજ્ઞાની પુરુષ ઇંદ્રિયોનો અનુભવ સાચો માનતા નથી. હાલના સાપેક્ષવાદવાળા સર આ. એડીંગટન કહે છે કે નિરપેક્ષ જગત એવા પ્રકારનું છે કે તે દૃષ્ટિએ જોતાં સાપેક્ષ જગત તદ્દન સ્વપ્ના જેવું છે.

સ્વપ્નામાં ક્ષણ કલ્પ થાય છે. જેમકે કોઈને "હું મરણ પામી જન્મ્યો, જુવાન થયો, સો યોજન ચાલ્યો" એવી રીતનું સ્વપ્ન આવે છે. ત્યાં કાળ અને તેની ગતિ બન્ને કલ્પિત તૈયાર થાય છે, તે સ્થાન ધર્મ વાળા છે. કોઈને સ્વપ્નામાં એક ગામથી બીજે ગામ ટ્રેનમાં જવાની ઇચ્છા થઈ. તે સ્વપ્નામાં દોડતો દોડતો સ્ટેશને પહોંચ્યો. ત્યાં પગ નવા થયા છે અને દોડવાની ગતિ પણ નવી થયેલ છે.

યોગ વસિષ્ઠમાં કહે છે કે "જેમ સ્વપ્નામાં રહેલો પુરુષ સ્વપ્નને સ્થિર જુએ છે તેમ સર્ગ સ્વપ્નમાં રહેલા બ્રહ્મા સર્ગને સ્થિર જુએ છે. જગતને અતિ સ્થિર જાણવાવાળો જીવ એક ભ્રમમાંથી બીજા ભ્રમમાં પડી જાય છે અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાય છે અને મોહ પામે છે."

જે ભ્રાંતિરૂપ હોય તેનો નાશ કે ઉત્પત્તિ કે સ્થિતિ બને નહિ. સ્વપ્નમાં જોયેલું નગર ક્યારે સ્થિર હતું! તે તો કેવળ ભ્રાંતિરૂપ જ હતું. સ્વપ્ન વગેરેમાં દ્રવ્યની શોભા જ્યાંસુધી પોતાની પાસે જમેલી હોય છે ત્યાંસુધી જ સ્થિર જણાય છે પરંતુ તે ભ્રાંતિરૂપ છે. તેમ આ જગતની શોભા પણ વાસ્તવિક નથી પરંતુ ભ્રાંતિરૂપ છે. જાગૃત થયેલા પુરુષને જેમ સ્વપ્ન સંબંધી દેશ કાળ અને ગતિ બાધ કરતાં નથી તેમ પરલોક મેળવનારા જીવને અથવા જેને આત્મજ્ઞાન થયું છે તેમને આ લોકના દેશ અને કાળ બાધ કરી શકતા નથી.

તેથી જ્યાં અખંડ બ્રહ્મનું પૂર્ણ જ્ઞાન હોય ત્યાં નામ અને રૂપનું જ્ઞાન રહેતું નથી. તેથી જગત એ બ્રહ્મ સ્વરૂપ છે. તેમાં કાંઈ વધતું નથી કે ઘટતું નથી.

આવા પૂર્ણ સ્વરૂપનો અનુભવ લેવો હોય તો પૂર્ણ રીતે વિચાર કરવો જોઈએ. તેવી રીતે બોલવું જોઈએ અને તેવી રીતે વર્તવું જોઈએ. આપણા મનની કલ્પના કરવાની રીતમાં ઘણો ફેરફાર કરવો જોઈએ.

દિક્ અને કાળ બન્ને પરસ્પર એક બીજા ઉપર આધાર રાખે છે. જ્યારે દિક્નો વિચાર થાય ત્યારે કયે વખતે તેનો વિચાર કરીએ છીએ તે ધ્યાનમાં રાખવું જોઈએ. જ્યારે કાળનો વિચાર થાય ત્યારે કયા સ્થાનેથી વિચાર કરવામાં આવે છે તે પણ જાણવું જોઈએ. વળી એ બન્નેને ગતિ સાથે સંબંધ છે. જ્યારે ગતિ જાણવી હોય ત્યારે કઈ જગ્યાએથી કયા વખતે જાણવામાં આવે છે તે સમજવું જોઈએ. આપણે જે વસ્તુઓ જુદી જુદી જોઈએ છીએ તે ખરેખરી જુદી નથી. છતાં જુદી જોઈએ ત્યારે જુદા દિક્–કાળ ઉત્પન્ન થાય છે. જો આપણે પૃથ્વીને સૂર્યથી જુદી ન જોઇ શકીએ તો કાળનું માપ નીકળી શકશે નહિ. આપણું મન દરેક બનાવની પાછળ એક પ્રકારની કલ્પના લઈને બેઠું હોય છે.

રંગ પણ કોઇ વસ્તુનો સ્વભાવ નથી. સામાન્ય રીતે સફેદ રંગ સર્વત્ર છે પણ જ્યાં દષ્ટા દ્રવ્ય ઉત્પન્ન થાય છે ત્યાં તે રંગ ભેદ પામીને બીજા રંગ બતાવે છે. તે રંગ વસ્તુમાં નથી છતાં જોનારાના દષ્ટિ બિંદુથી તેવો દેખાય છે. સૂર્ય અસ્ત થાય છે ત્યારે ધરતી અંદર પ્રકાશ ઓછો થાય છે અને તેમાં રહેલી વસ્તુનો રંગ ફરવા લાગે છે, વળી એક જ તેજનું કિરણ જ્યારે જુદી ગતિએ ફરતું હોય ત્યારે જુદો રંગ ધારણ કરે છે. તેથી વસ્તુનો રંગ એ દર્શન કરનારની ભૂમિકા ઉપર સાપેક્ષ છે.

ગતિ પણ એવી રીતે સાપેક્ષ છે. વિમાન હાંકનાર (પાઇલટ)

જ્યારે પૃથ્વી ઉપર ઝડપથી ઊતરે છે ત્યારે પૃથ્વી તેને પોતાની તરફ આવતી દેખાય છે. ઝડપથી ચાલતી ટ્રેનમાં મુસાફરી કરનારને તારના થાંભલા ચાલતા દેખાય છે. પૃથ્વી ઊપરથી સૂર્ય ચાલતો દેખાય છે, અને સૂર્ય ઉપરથી જોઇએ તો પૃથ્વી ચાલતી દેખાય છે.

સિનેમાની અંદર પણ કોઈ દૃષ્ય ચાલતું નથી છતાં ચાલતું દેખાય છે. દરેક જાતના જુદા ફોટા ત્યાં એવી ઝડપથી બતાવવામાં આવે છે કે જાણે કાંઇક બનાવ બનતા હોય. એ બનાવનો ચાલુ સંબંધ ચિત્રોમાં નથી અને પડદામાં પણ નથી પણ જોનારની દૃષ્ટિમાં છે. એક ક્ષણ પહેલાં જે બની ગયું તે વિષય જો જોનાર યાદ ન રાખે તો શું બને છે તે જાણી શકાશે નહિ. તેવી જ રીતે જગત વિશે આપણી કલ્પનાની બાબત સમજવાનું છે. જગતને વારંવાર જોઇને આપણે આપણા સ્વપ્ના યાદ રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. એ સ્વપ્ના યાદ રાખવાથી વ્યવહાર થાય છે. સ્વપ્ના ( જાગીએ ત્યારે ) આપણને આશ્ચર્યમાં નાખે છે. સ્વપ્ના વખતે ઘરમાં ચોરી થઈ, તે વખતે એવો પસ્તાવો થયો કે પૈસા ગુપ્ત રાખ્યા હોત તો ચોરાઈ ન જાત. જાગ્યા પછી એવો હર્ષ થયો કે વાસ્તવમાં ચોરી થઈ નહોતી અને કાંઈ ધન ગયું નથી.

જાગૃતમાં પણ જ્યારે બ્રહ્મ જ્ઞાન થાય છે ત્યારે ખબર પડે છે કે કાંઈ બનતું નથી અને બગડતું નથી. સ્વપ્નામાં જેમ વાસ્તવમાં એક જ વસ્તુ છે, બે નથી. તેમજ જાગૃતમાં પણ વાસ્તવમાં એક જ વસ્તુ છે, બે નથી. તેને જ બ્રહ્મ અથવા ભગવાન કહે છે.

તેથી બહાર અને અંદર જે દેખાય છે, જે ચાલે છે એવું લાગે છે તેને બરાબર જોવાની ટેવ પાડવી જોઈએ. સાધારણ દૃષ્ટિથી ઘણી બાબતો આપણા ધ્યાન ઉપર આવતી નથી.

ટપાલ ઓફિસમાં કેટલાક એવા કાગળો ભેગા થાય છે કે જેનું સરનામું ન મળવાથી પડયા રહે છે. તેવી જ રીતે જે અધિષ્ઠાન ચેતન સર્વવ્યાપક છે તે તરફ સામાન્ય માણસનું લક્ષ દોરાતું નથી.

જે વસ્તુ અથવા જે ગતિ પોતાને કામની હોય તે તરફ જ લક્ષ રહે છે. જ્યાં સુધી દષ્ટિબિંદુ ન બદલે ત્યાંસુધી અમુક વસ્તુ અને અમુક ગતિ બરાબર લાગે છે, અને ઘણા માણસ એક જ બનાવને એક જ પ્રકારે જોતા હોય ત્યારે દૃષ્ટિની ભૂલ પકડી શકાતી નથી પણ જ્યારે દષ્ટિબિંદુ ફરે છે ત્યારે વસ્તુ અને ગતિમાં ફેરફાર માલૂમ પડે છે, તેથી કોઈ દષ્ય અથવા કોઈ ગતિ નિયત નથી. જોનારની ભૂમિકા ઉપર તેનો આધાર છે.

થોડી દિક્ વિકાસ પામી શકે પણ સમસ્ત દિક્નો વિકાસ થઇ શકે નહિ. જ્યારે થોડી ગતિ જોવામાં આવે ત્યારે પણ તે ક્ષેત્રને લગતી તે ક્રિયા હોય છે. આપણા પેટમાં જંતુ હોય, આપણે ગામમાં ફરતા હોઇએ પણ તે જંતુને આપણી ગતિ જાણવામાં આવશે નહિ. તે જંતુ આપણા પેટમાં ફરતા હોય છતાં તેની ગતિ આપણા જાણવામાં આવતી નથી. તેથી જોનાર કેટલું ક્ષેત્ર પોતાની દષ્ટિમાં લે છે તે ઉપર બધો આધાર છે. જ્યારે આપણે કોઇપણ ગતિનો વિચાર કરીએ છીએ ત્યારે એમ માનીએ છીએ કે તે વસ્તુ એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે પણ જગ્યા અથવા દિક્ સાપેક્ષ હોવાથી ગતિ પણ સાપેક્ષ રહે છે.

આપણા મનની દિક્ અને આપણી પૃથ્વીની દિક્ જુદા પ્રકારની હોય છે તેથી જ્યારે કોઇપણ માણસ ચાલતી ટ્રેને ઊતરવાની ઇચ્છા રાખે છે ત્યારે તેણે પોતાની દ્રષ્ટિના દિક્–કાળમાં ફેરફાર કરીને જે દિશામાં ટ્રેન જતી હોય તે દિશામાં ઊતરવું જોઇએ નહિ તો પડી જવાશે.

સાપેક્ષવાદ કહે છે કે કોઇ ગતિ નિરપેક્ષ નથી, કોઈ કાળ નિરપેક્ષ નથી, અને કોઈ દિક પણ નિરપેક્ષ નથી, એ બધા સાપેક્ષ છે અને તેનો આધાર જોનારના દષ્ટિબિંદુ ઉપર છે. તેથી વ્યવહારનું બધું જ્ઞાન સાપેક્ષ છે. વ્યવહારમાં અમુક પ્રમાણ લઈને ચાલવું પડે છે. તે પ્રમાણ તે કામ માટે તે વખતે ઠીક હોય છે પણ બીજા કામ

માટે બીજે વખતે બીજું પ્રમાણ લેવું પડે છે. આખી જિંદગી એક પ્રમાણથી અથવા એક માપથી અથવા એક દૃષ્ટિ પ્રમાણે ગાળી શકાતી નથી.

મારે કોઇને મળવું હોય તો હું તેને ઘેર જાઉં અથવા તે મારે ઘેર આવે, બન્ને રીતે મળી શકાય છે. તેમ ભગવાન ભક્ત પાસે આવે અથવા ભક્ત ભગવાન પાસે આવે. બન્ને રીતે મેળાપ થઇ શકે છે અને બન્ને રસ્તા સાચા છે. એકને યોગ માર્ગ કહે છે. બીજાને ગીતામાં સાંખ્ય માર્ગ કહે છે.

એક જ વસ્તુનાં અનેક કલ્પિત ચિત્ર બની શકે છે. પણ તે કલ્પિત છે એમ તે વખતે ખબર પડતી નથી. દિવસમાં ઘૂવડને અંધારૂં લાગે પણ તે અંધારું કલ્પિત છે એમ તે વખતે ખબર પડતી નથી. કોઈ જગ્યાએ મોટર ઝડપથી જતી હોય ત્યારે કુતરાને એમ લાગે છે કે કોઇ હાથી જેવું જીવતું પ્રાણી દોડતું જાય છે પણ કૂતરાની દૃષ્ટિમાં રહેલી ભૂલ કૂતરો જાણી શકતો નથી. ખેતરમાં ઊગેલા દાણાની રક્ષા માટે અને હરણ વગેરે તે બગાડી ન નાખે તે માટે કોઈ લાકડાના બે ચાર કટકા ભેગા કરી એક ચાડીઓ અથવા ઓડું ઉભું કરવામાં આવે છે, તે માણસના જેવું લાગે છે અને હરણ તેનાથી બીને નાસી જાય છે. તે દશામાં તેમને તેમની ભુલ પકડવી મુશ્કેલ પડે છે. તે વખતે તે ચાડીઆમાં બોલવાની શક્તિ હોય તો હરણને એમ પણ કહી શકે કેઃ—

અમને કર્યા તમારે માટે,
પણ તમે રહ્યા તમારી લાજે;
જો તમે આવો આંહી,
તો અમમાં નથી કાંઇ.

માયાનું સ્વરૂપ પણ એ ચાડીઆના જેવું છે, માયાની તપાસ કરો તો તે જતી રહેશે. તેની તપાસ ન કરવાથી તે સાચા જેવી બની રહે છે. તેથી માયા અથવા જગત આપણી કલ્પનામાં છે. જોનારની દૃષ્ટિ છોડીને જગત કેવું છે તે કહી શકાશે નહિ.

દરેક જીવ પોતાના વાસ્તવ સ્વરૂપે બ્રહ્મરૂપ સર્વ વ્યાપક હોવા છતાં પોતાને એક જગ્યાએ રહેલો માની બેસે છે અને તે દૃષ્ટિએ જોવાની ટેવ પાડે છે ત્યારે તેમાંથી કેટલાક મિથ્યા સ્થાનધર્મ ઉત્પન્ન થવા લાગે છે. ધર્મીનો અધ્યાસ થયા પછી ધર્મનો અધ્યાસ થાય છે. જેમકે કોઈ મોટર જતી હોય, તેના આડું કોઈ માણસ આવ્યું, ત્યારે ડ્રાઈવરે તેનું ભુંગળું વગાડવું ચાલુ રાખ્યું. તે વખતે પાછળની જગ્યાના માણસને તે ભૂંગળાનો અવાજ ઓછો થતો લાગશે. જે દિશામાં મોટર જાય છે તે દિશાના માણસને તે અવાજ વધતો નથી તેમજ ઘટતો પણ નથી. પહેલો માણસ ડ્રાઈવરને પૂછે કે તું અવાજ કેમ ઓછો કરતો હતો તો તે કહેશે કે "એ તમારા ભૂંગ-



"મોટરનું ભૂંગળું"

ળાની વાત છે? બીજો માણસ ડ્રાઈવરને પૂછે છે કે તું અવાજ કેમ વધારતો હતો તો ડ્રાઈવર કહેશે કે "તે તમારા ભૂંગળાની વાત છે "મારા ભૂંગળાની વાત નથી." તેવી જ રીતે જેઓ કહે છે કે જગત આવું છે કે તેવું છે તે તેમના કલ્પિત જગતની વાત કરે છે, તે સ્થાનધર્મ છે અને સાથે કાળધર્મ છે, એ વસ્તુધર્મ નથી.

કાળની ગતિ પણ બહુ વિચિત્ર પ્રકારે કામ કરે છે. યોગ-વાસિષ્ઠ નામના પ્રસિદ્ધ ગ્રંથમાં એક એવો પ્રશ્ન શ્રી રામચંદ્રજીએ પૂછેલ છે કે:—એક જ બ્રહ્માંડ વિષે મનુષ્યનું વર્ષ એ દેવતાનો દિવસ કેમ? કોઈ ક્ષુદ્ર પ્રાણીનો મોટો કાળ એ બ્રહ્મદેવનો ક્ષય કેમ? કાળ એક છતાં ભિન્ન પ્રતીતિ કેમ થાય છે? તેના ઉત્તરમાં વસિષ્ઠ મુનિ કહે છે કે:—

"જો અર્થસત્તાને અનુસરીને પ્રતીતિ હોય તો તમારા કહેવા પ્રમાણે કાળનો વિરોધ આવે, પરંતુ પ્રતીતિને અનુસારે અર્થ સત્તા છે અને તે પણ અનીર્વચનીય છે; માટે જે, જ્યારે, જે પ્રકારે, જે પદાર્થની ભાવના કરે ત્યારે તે પ્રકારે તે પદાર્થને અનુભવે છે, તાત્પર્ય કે દ્રષ્ટાના ભેદથી કાલનો ભેદ વિરુદ્ધ જેવો લાગે છે. વિષ-કીટની પેઠે વિષમાં સદા અમૃતની ભાવનાથી વિષ પણ અમૃત થાય છે, તેમ જ મિત્ર ભાવનાથી શત્રુ પણ મિત્ર થાય છે. પદાર્થોનું સ્વરૂપ જે પ્રકારે ભાવના કરાયેલું હોય છે તે જ ભાવનાને અનુસારે ચિરકાલના અભ્યાસથી પદાર્થો વિષે અર્થ ક્રિયાનો નિયમ થાય છે, સંવિત સ્ફુરણ સ્વભાવવાળું છે, તે દષ્ટાના સંસ્કાર પ્રમાણે પદાર્થ-રૂપે જણાય છે. માટે એક જ કાળ વિષે સંસ્કારે કરીને કોઈને નિમેષનું જ્ઞાન અને કોઈને કલ્પનું જ્ઞાન થાય છે, તે વિરુદ્ધ નથી. જો નિમેષ વિષે ઘણા કલ્પની ભાવના કરે તો એ જ નિમેષ કલ્પ થાય છે અને જો કલ્પ વિષે નિમેષની ભાવના કરે તો કલ્પ એ નિમેષ થાય છે કારણ કે ભાવનાનો એવો સ્વભાવ છે. રાત્રી દુ:ખી-યાને કલ્પ જેવી જણાય છે અને તે જ સુખીઆને ક્ષણ જેવી જણાય છે.

પણ જો બધું જગત મનથી કલ્પિત હોય તો બધાને સૂર્ય, ચંદ્ર અને તેમની ગતિ સરખાં કેમ દેખાય છે? તેનો જવાબ સાપેક્ષવાદવાળા અને ક્વાન્ટમ થીયરીવાળા એવો આપે છે કે પ્રકાશના તરંગને વ્યક્તિત્વ નથી. તે સમુદ્રના મોજાની માફક આકાશમાં તરે છે, જ્યારે તેને કાંઈ પ્રતિબંધ નડે છે ત્યારે તેમાંથી કણ ( Partiole ) જેવું જણાય છે. તેથી તરંગવાળું જગત અખંડ છે. તેમાં આપણી દૃષ્ટિથી જે હદ બંધાય છે તે આપણા જ્ઞાનની હદ છે કે જે અજ્ઞાનનું રૂપ ધારણ કરે છે.

જ્યારે આપણે પોતાને અમુક દેશમાં અને અમુક કાળમાં રહેલા જોઈએ છે ત્યારે આપણે એક વ્યક્તિ છીએ એવું લાગે છે,

જ્યારે દેશ અને કાળથી અતીત પોતાને જોઇએ છીએ ત્યારે વ્યક્તિપણું નીકળી જાય છે અને બ્રહ્મભાવ અનુભવમાં આવે છે. દેશ અને કાળ એ આપણા મનની બનાવટી કલ્પનાઓ છે,

એનો અર્થ એમ નથી કે વ્યવહારમાં કોઈ હદ નથી. છતાં એવી કોઈ હદ નથી કે જે ઓળંગી ન શકાય, એટલે બધી દિક્ અને બધો કાળ કલ્પિત છે. તેથી એક માણસના કર્મ ઉપર બીજા ટીકા કરે છે. આનાથી એક બીજાની કલ્પિત હદ તૂટવા લાગે છે.

જો આપણે આકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો જોઈ ન શકીએ તો આપણી પૃથ્વી ચાલે છે કે નહિ તેની ખબર રહે નહિ. એક જગ્યાએથી શરૂ કર્યા વગર ગતિ માપી શકાતી નથી. કાળની બાબતમાં પણ એક ક્ષણથી શરૂ કર્યા વગર કાળ માપી શકાતો નથી. દિક્ અને કાળ બન્ને સાપેક્ષ હોવાથી કયાંથી શરૂઆત થાય છે તે ઉપર ગતિનો આધાર છે, અને ગતિની સાથે આપણે જોડાઇએ નહિ તો આપણને ગતિ લાગશે નહિ. આપણે દેહનું અભિમાન રાખીએ નહિ તો આપણને જન્મ નથી તેમ જ મરણ પણ નથી. તેથી ગતિ સાપેક્ષ છે.

આત્મા પોતાથી સિદ્ધ છે. અનાત્મા અન્યની કલ્પનાથી છે. દોરડીમાં સર્પ ભૂલથી દેખાય ત્યારે સર્પની સ્થિતિ જેટલી છે તેટલી સ્થિતિ બ્રહ્મમાં જીવ અને જગતની છે. ગતિ, હેતુ વગેરે જેમ સ્વપ્નામાં કલ્પિત છે તેમ જાગૃતમાં પણ કલ્પિત છે. જ્યાં અવિદ્યા નથી ત્યાં ક્રિયાકારક અને ફળ લક્ષણવાળો પ્રપંચ જ રહેતો નથી.



# પ્રકરણ ૪ થું

## કાર્યકારણ ભાવ (Causation)

પહેલાં જે સંજોગો બને તેને કારણ કહે છે અને તેની અસરથી પાછળ જે બનાવ બને તેને કાર્ય કહે છે. તેથી જ્યાં એક બનાવ પછી બીજો બને ત્યાં કારણ-કાર્ય ભાવ ઉત્પન્ન થાય છે. એવું બનવામાં એક પ્રકારનો સમાન કાળ જોઈએ. એવો કોઈ નિયત કાળ નથી એમ ગયા પ્રકરણોમાં સ્પષ્ટ કરેલ છે. આ જગતમાં એવો કોઈ એક કાળ ન હોવાથી કાર્ય કારણ ભાવ અથવા કારણ કાર્ય ભાવ એ કોઈ નિયત વસ્તુ નથી પણ સાપેક્ષ છે. જાગૃત અવસ્થામાં એક બનાવ પછી તેના કાર્યરૂપે બીજો બનાવ બને પણ સ્વપ્નામાં એવું બનતું નથી. જાગૃતમાં ૧૯૪૪ની સાલ પછી ૧૯૪૫ની સાલ આવે છે પણ સ્વપ્નામાં ૧૯૪૪ પછી ૧૯૨૦ના બનાવ પણ આવે છે.

દિક્ અને કાળ જે જે રૂપ લે છે તે પાછળ નથી તેમ આગળ પણ નથી. જે વખતે જે જીવ તેનો અનુભવ લે છે તે વખતે દિક્ અને કાળ તે અનુભવ સાથે રહેલાં હોય છે. બીજા અનુભવ વખતે જુદાં પ્રકારનાં દિક્ અને કાળ રહે છે.

બહાર જે દિક્ જણાય છે તેનું કારણ કોઇ શક્તિ છે પણ બહારનું દૃશ્ય દ્રષ્ટા વગર અનુભવમાં આવતું નથી. તેથી જ્યારે દ્રષ્ટાની વૃત્તિનો વિચાર કરવામાં આવે ત્યારે દિક્ ફરી જાય છે, એટલું જ નહિ પણ બધી શક્તિ દ્રષ્ટામાંથી જ ઉત્પન્ન થતી હોય તેમ જણાય છે.

તેથી જે જગતમાં જીવ એક નાના પ્રાણી તરીકે સાપેક્ષ ભાવે રહે છે ત્યાં તે જીવને સ્વતંત્રતા મળતી નથી. તેથી વ્યવહારમાં કોઈ જીવ સ્વતંત્ર નથી.

વળી જે બનાવ એક પછી એક એમ બને છે તે વચ્ચે પરસ્પર ખાસ સંબંધ નથી. એમ માનો કે કોઇ માણસ પૂજા વખતે માળા ફેરવવા બેઠો. તેની ઇચ્છા તે વખતે બીજા કોઇ સંકલ્પ કરવાની નથી. આંખ ઉઘાડી રાખી ફક્ત ભગવાનની છબિ તરફ નજર રાખે છે. પાસે ઘીનો દીવો બળે છે. તેના ઉપર તેની નજર પડી એટલે ઘી યાદ આવ્યું અને ઘીનો ભાવ યાદ આવ્યો. ઘીનો ભાવ વધી ગયેલો હોવાનું કારણ લડાઈ હોવાથી લડાઈ યાદ આવી. લડાઈ યાદ આવવાથી ઘીનો ભાવ શા માટે વધ્યો તેનો વિચાર આવ્યો. થોડી વાર એમ લાગ્યું તે લડાઇનું કારણ હિટલર છે. પછી એમ યાદ આવ્યું કે હિટલરે તો ફક્ત આફ્રિકામાં પોતાના કોલોની અંગ્રેજો પાસેથી પાછા માંગ્યા હતા, અંગ્રેજોએ તે આપ્યા નહિ કારણ કે તે આપે તો આફ્રિકામાં અને એશિયામાં અંગ્રેજોની સત્તા ઓછી થઈ જાય. પછી એશિયામાં વધારે વસ્તી ચીનની છે એમ યાદ આવ્યું. ચીના લોકો જાગૃત થાય તો એશિયાનું શું બને તે યાદ આવ્યું. વગેરે વગેરે.

હવે અહિં ચીનની જાગૃતિ સાથે પૂજા વખતે બળતા ઘીના દીવા સાથે કાંઈ સંબંધ નથી છતાં તે જાગૃતિનું પરંપરા કારણ તે છે એમ એક દૃષ્ટિથી માની શકાય. છતાં દીવો જોનાર ભક્તે તે પ્રકારના વિચાર ન કર્યાં હોય તો તે કારણ કાર્ય ભાવ સાચો રહેત નહિ. તેથી કારણ–કાર્યનો ખરો અર્થ જોનારની દશામાંથી નીકળે છે, જે જોયું તેમાંથી નીકળતો નથી.

તેથી દરેક માણસ પોતાનું કારણ પોતાની સાથે ફેરવે છે. જો તેની દશા ફરી જાય તો કારણનો વિચાર પણ ફરી જાય. કેટલાક માણુસ એમ પણ પ્રશ્ન કરે છે કે જો જગત ભગવાને બનાવ્યું તો ભગવાનને કોણે બનાવ્યા?

ઈ. સ. ૧૯૨૭ ની સાલમાં જર્મન પ્રોફેસર હીસનબર્ગે કવા-

ન્ટમ થીયરી પ્રસિદ્ધ કરેલ છે. તેની મદદથી તે સિદ્ધ કરી આપે છે કે કાર્ય–કારણ–ભાવ સાપેક્ષ છે. કુદરતમાં કોઈ બનાવ નિયત નથી, એટલે કે ભવિષ્યમાં અમુક બનવું જ જોઈએ એવું નક્કી નથી. બને પણ ખરૂં અને ન પણ બને. જ્યોતિષ શાસ્ત્ર જાણવાવાળા કુશળ જોશીઓ કેટલુંક ભવિષ્ય ગણીને કહી શકે છે. તે દેહનું અભિમાન લેનાર જીવને લાગુ પડે છે. વીજળીનો પંખો બંધ કરીએ તો પણ તે થોડો વખત ફરશે એવું આગળથી કહી શકાય છે, છતાં તેને લાકડીની મદદથી એકદમ બંધ પણ કરી શકાય છે. હીસનબર્ગ કહે છે કે કોઈ પણ કણ ( Particle )ની સ્થિતિ અને ગતિ એક જ વખતે જાણી શકાતી નથી. દરેક કણ અમુક દશામાં તરંગનું રૂપ ધારણ કરે છે અને તે વખતે જોનારની જેવી દશા હોય તે પ્રમાણે પ્રકાશના તેટલા તરંગ તેના અનુભવમાં આવે છે અને બાકીના તરંગ તેના અનુભવની બહાર રહે છે. આવા તરંગની લંબાઈ ચોક્સ હોતી નથી. જીવ અમુક દશામાં અમુક તરંગ જ પકડી શકે છે, તેથી તેનું જગત તેની સાથે રહે છે. તેથી ઘણે ભાગે તે પ્રારબ્ધને આધીન રહે છે. પણ જ્યારે જીવને પોતાની ભૂલની ખબર પડે છે અને તે પોતાનું જ્ઞાન સુધારે છે અને તે પ્રમાણે જીવન ફેરવવાની ઈચ્છા કરે છે ત્યારે તેનું પ્રારબ્ધ ચોકસ રહી શકતું નથી. તેના સંજોગો ફરવા લાગે છે. માત્ર દૃશ્યનો વિચાર કરવાને બદલે હવે તે દ્રષ્ટા અને દૃશ્ય બન્નેનો વિચાર કરે છે. જેમ સામાન્ય માણસનો જીવ માત્ર હાથમાં કે પગમાં રોકાઈ રહેલ નથી પણ જેટલું તેણે પોતાનું માન્યું ત્યાંસુધી વ્યાપે છે તેમ જ્ઞાની પુરુષ પોતાના જ્ઞાનની વ્યાપ્તિ સુધી વ્યાપી શકે છે.

પ્રકાશના તરંગનો જથ્થો તરંગના ફેરફારની ગતિ ઉપર આધાર રાખીને રહે છે. તેથી જ્યાં એક જ પ્રકારના તરંગ હોય અને તેમની એક જ પ્રકારની ગતિ હોય ત્યાં એક જ પ્રકારનું

જીવન રહે છે પણ જ્યારે તેમાં ચેતનની શક્તિ દાખલ થાય છે ત્યારે તે ચોક્સ સ્વભાવમાં ફેરફાર થવા લાગે છે. તેથી કાર્ય–કારણ–ભાવ એ ચોક્સ વસ્તુ નથી અને કર્મનું બંધન એ સાચું બંધન નથી.

ક્વાન્ટમ થીઅરી દરેક તરંગના જથ્થાનું જ્ઞાન શી રીતે થાય છે તેનો વિચાર કરે છે. તે કહે છે કે જગતને સમજવું હોય તો જગત વિષે આપણું જ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સમજવું પડશે.

ગીતામાં કહેલ છે કે પ્રકૃતિની અંદર કાર્ય–કારણ–ભાવ છે, એટલે કે અમુક કાર્યનું અમુક કારણ હોવું જ જોઇએ. એટલે કે જીવ જ્યાંસુધી પ્રકૃતિના ક્ષેત્રમાં રહે છે ત્યાંસુધી ઘણા કારણની અસર નીચે દબાય છે અને પ્રારબ્ધને આધીન રહે છે. એ કારણો જ્યોતિષ જાણવાવાળા શોધી કાઢે છે અને તે જીવનું ભવિષ્ય ઘણે અંશે કહી આપે છે. જ્યોતિષ શાસ્ત્ર એમ માને છે કે જે વખતે જે જગ્યાએ જે દશામાં તે માણસનો જન્મ થયો તે પ્રકારે તેની આખી જિંદગી પસાર થવી જ જોઈએ. તેમાં તે માણસનો પુરુષાર્થ કાંઇ ચાલતો નથી, તે તદ્દન પ્રારબ્ધને આધીન છે. પણ જો કેવળ પ્રારબ્ધ સાચું હોય તો વૈદક શાસ્ત્ર અને ધર્મ શાસ્ત્ર એ બન્ને નકામાં થઈ પડે છે. જેમ જીવ પ્રકૃતિના ક્ષેત્રમાં પ્રારબ્ધથી બંધાયેલો છે, તેમ તે પ્રારબ્ધ ભોગવતી વખતે તેમાં કેટલો રસ લેવો એ માટે તે જીવને કાંઇક સ્વતંત્રતા રહે છે. તેને ચા કે બીડી પીવાની ટેવ પડી ગઈ હોય તોપણ તે છોડવાની સત્તા તેનામાં છે. જો તેનામાં ટેવ જીતવા માટે થોડીક શક્તિ રહેલી છે એમ માની શકાય તો વધારે શક્તિ કેળવી ખોટી ટેવ તે કેમ ન જીતી શકે? માટે જ્યાં સુધી તેને તેની શક્તિનું ખરું ભાન થયું નથી ત્યાંસુધી પ્રારબ્ધ જોર કરે છે આત્માની શક્તિ જાગૃત થાય ત્યારે કેટલુંક પ્રારબ્ધ દૂર થવા લાગે છે.

પ્રકૃતિમાં રહેલા પ્રકાશના તરંગ એ જડ છે, તેમાંથી આપણે જેટલા આપણા કરીએ તેટલા ઉપર આપણી સત્તા ચાલે છે. કન્યા પરણીને અજાણ્યા કુટુંબમાં જાય છે ત્યાં સસરાના ઘરમાં જેટલા માણસોને તે પોતાના કરી શકે છે તે પોતાના થાય છે. જેટલા સાથે વેર રાખે છે તે પોતાનાં થતાં નથી. તેથી સાસરાના ઘરમાં તેનું પ્રારબ્ધ ઘડવા માટે તેનામાં અમુક પુરુષાર્થ કરવાની શક્તિ રહેલી જ છે. બધા સાસરા અમુક પ્રકારના કારણ-કાર્ય ભાવથી બંધાયેલા નથી. કન્યા ધારે તો પોતાનું સાસરું ઘણે અંશે પોતાને ઠીક પડે તેવું કરી શકે છે પણ તેનો આધાર તેના પુરુષાર્થ ઉપર છે. એટલે કે તે કન્યાના જ્ઞાન ઉપર છે. તદ્દન અજાણ્યા માણસોની વચ્ચે પણ જો બધા પોતાના માને તો બધા તેને પોતાના ઘરનું માણસ માને પણ જો તે કન્યા સસરાના ઘરને પોતાનું ન માની શકે તો તેના વિરોધમાં ઘણા રહી જાય છે અને તેને પ્રારબ્ધની અસર લાગ્યા કરે છે. આત્મા એકતા કરે છે, પ્રકૃતિ ભેદ કરે છે. એ બે ઘોડામાંથી કયા ઘોડા ઉપર બેસવાની જીવની ઇચ્છા છે તે ઉપર તેના પ્રારબ્ધનો આધાર છે. આત્મા કોઈનું કારણ કે કોઈનું કાર્ય બનતો નથી. તે પ્રારબ્ધથી પર રહે છે. છતાં આત્માનું જ્ઞાન ન હોય ત્યારે "હું" ને કોઇ જગ્યાએ રાખવો જોઈએ, તેથી સામાન્ય માણસ દેહને હું માની પ્રારબ્ધને વશ થાય છે, છતાં દેહ રહેતો નથી તેથી દેહાત્મજ્ઞાન પણ હંમેશાં ટકતું નથી. દેહને આત્મા માનવાથી થતાં દુઃખનું જ્ઞાન જીવમાં આવે છે અને તે જ્ઞાન તેને પુરુષાર્થ તરફ વાળે છે.

આત્મા બ્રહ્મરૂપે સર્વત્ર સર્વદા છે તેથી તે કોઈ કારણ કે કાર્યની પહેલાં નથી તેમ જ પછી નથી. એક રૂપ બીજા રૂપની પહેલાં કે પછી હોઈ શકે પણ અરૂપી આત્મા કોઇની પહેલાં કે પછી નથી. ત્યાં કાળની ગતિ નથી. તે નિત્ય તૃપ્ત હોવાથી તેને પોતાના સુખ માટે બહાર જવાની જરૂર નથી તેથી તે કાળની અસર નીચે આવતો નથી.

કાર્ય-કારણ ભાવમાં અથવા કારણ-કાર્ય ભાવમાં એક ક્ષણ પછી બીજી ક્ષણ આવે છે. આવા ક્ષણિક ફેરફાર એ કોઈ નિયત કાળનું પરિણામ નથી. તેથી એ બન્ને સાપેક્ષ રહે છે. કાર્ય-કારણ ભાવમાં નિયત ( uniform ) કાળ જોઇએ. પણ એવો કાળ મળતો નથી. છતાં અમુક અનુભવની દશામાં કાર્ય કારણ ભાવ ( અથવા કારણ કાર્ય ભાવ ) બરાબર કામ કરે છે. એક માણસ ઝેર ખાય તો જરૂર મરી જાય એ સામાન્ય નિયમ તરીકે સાચી વાત છે, છતાં કેટલાક ઝેર પચાવી શકે છે અને મરતા નથી અને મીરાંબાઈ જેવા કોઈ ભક્તને ભક્તિની દશામાં ઝેર ચડતું નથી. તેથી ઝેરથી દરેક માણસ મરવાજ જોઈએ એવો નિયમ નથી. તેથી જે બનાવ ચેતનની અંદર બને છે અને જે જડની અંદર બને છે તે બન્ને વચ્ચે કાર્ય-કારણ ભાવ ( causal relation ) બની શકતા નથી. ચેતન જ્યારે કારણ થાય છે ત્યારે ત્યાં ચેતનની શક્તિનો ઉપયોગ છે. ચેતનની શક્તિમાં પણ અવાંતર ભેદ હોય છે. તેની પોતાની શક્તિ બધા ભેદને દૂર કરે છે, પણ તેમાં રાગ રહેલા હોય તો ભેદ રાખે છે.

સામાન્ય માણસની વૃત્તિ દૃશ્યમાં અનુરક્ત થઇને રહે છે. તેથી દેશ, કાળ અને કાર્ય-કારણ ભાવ સ્વપ્ના જેવા રહે છે. તે વખતે સાચા જેવું કામ લાગે છે. પણ તે બીજી દશામાં બાધ પામે છે. ખરો કળાવાન જીવનનું તત્ત્વ સમજે છે અને દરેક કામમાં પોતાના ચેતનનો ઉપયોગ કરે છે. તે વખતે પ્રકૃતિના બંધન તુટવા લાગે છે. તેથી કોઇ પણ જાતનું પ્રારબ્ધ ચાલુ રહી શકતું નથી. જો માત્ર પ્રકૃતિ અથવા કર્મ સાચાં હોય તો પ્રારબ્ધ સાચું માની શકાય પણ બીજી મોટી સત્તા તેની વચ્ચે દખલ કરી શકે છે.

કોઇ એક માણસ કોઈ નવા ગામમાં ગયો, ત્યાં તેને પહેલાં કોઇ ખરાબ સ્વભાવવાળો માણુસ મળ્યો. તે ઉપરથી તેણે એમ

નક્કી કર્યું કે આ આખું ગામ ખરાબ છે. ખરી રીતે તેણે આખા ગામના માણસોને જાણેલ નથી; તેથી જે બનાવની વાત ચાલતી હોય તે બનાવ પરત્વે કાર્ય કારણ ભાવ રહે છે. બીજા બનાવ વખતે પહેલી માન્યતા સાચી તરીકે રહે પણ ખરી અને ન પણ રહે.

કારણ એ કારણ રહેવું જોઈએ પણ કારણ ઘણીવાર કાર્ય થઈ જાય છે. બી માંથી ઝાડ થાય ત્યારે બી કારણ છે પણ ઝાડ-માંથી બી થાય ત્યારે બી કાર્ય થઇ જાય છે, અને ઝાડ અને બી બન્ને પૃથ્વીની ગંધ તન્માત્રામાંથી નીકળેલ છે એવું સમજીએ ત્યારે ઝાડ અને બી બન્નેનું કારણ પૃથ્વી છે. પૃથ્વીનું કારણ જળ છે એમ કરતાં કરતાં બ્રહ્મમાં બધાનું લય ચિંતન થઈ શકે છે. જ્યારે બ્રહ્મને ભૂલીયે ત્યારે બધા બનાવ કાળની ગણત્રીમાં આવે પણ બધા બનાવનું અધિષ્ઠાન (બ્રહ્મ) ધ્યાનમાં લઈએ ત્યારે બધા બનાવ કલ્પિત થઈ જાય છે અને તે સાથે કારણપણું પણ દૂર થાય છે.

સવારે કૂકડો બોલ્યા પછી સૂર્ય ઊગે છે પણ તેથી એમ ન કહી શકાય કે સવારે કૂકડો સૂર્યને ઉગાડે છે. સૂર્ય ઉગવાનું કારણ કૂકડો નથી. સ્વપ્નાનો બાપ અને સ્વપ્નાનો દીકરો સાથે ઉત્પન્ન થાય છે અને છતાં બાપ પહેલો અને દીકરો પછી થયો હોય એમ માની લેવામાં આવે છે. તે દીકરાનું કારણ તેનો બાપ નથી. પણ જેને સ્વપ્નુ આવ્યું છે તે છે.

જાગૃતમાં પણ એવી જ ભૂલ થાવ છે. એક છોકરાને પિતા છે, તે પિતાને પણ પિતા છે, તેનો પણ કોઈ પિતા હશે તો પહેલો પિતા શી રીતે ઉત્પન્ન થયો હશે? હવે બરાબર જોઇએ તો વર્તમાન પિતા જન્મ્યો ત્યારે તે કોઈનો પિતા નહોતો પણ પુત્ર હતો. મોટી ઉંમરે તેને પુત્ર થયો ત્યારે તે પિતા થયો અને બીજા પણ તેને કહેવા લાગ્યા કે હવે તો "ભાઇ બાપા થયા"—એ પ્રમાણે સિદ્ધ

થાય છે કે જ્યારે દીકરો થયો ત્યારે બાપ થયો, પહેલો બાપ પણ એવી જ રીતે થયો.

દોરડીમાં ભૂલથી સર્પ દેખાય ત્યારે તે સર્પ કેટલા વખત થયાં ત્યાં પડયો હશે તેનો વિચાર પણ આવે છે. તેનું કારણ દોરડીનું



દોરડીમાં ભુલથી દેખાતો સર્પ

અજ્ઞાન છે. તેમ ક્ષણવારનું બ્રહ્મ વિસ્મરણ એ કલ્પકાળનું ચિત્ત કહેવાય છે. એ આધારે જ ગોપીઓએ ગોપીકા ગીતમાં કહેલ છે કે **त्रुटि र्युगायते त्वामपश्यताम्** તમને ન દેખતાં એક ક્ષણ એક યુગ જેવી લાગે છે.

બ્રહ્મમાં દેશ અથવા કાળ નથી છતાં બ્રહ્મમાંથી આકાશ વગેરેની ઉત્પત્તિ થઇ એવું કહેવાય છે. તે પ્રતીતિ માત્ર છે. બ્રહ્મથી ભિન્ન કોઇ વસ્તુ નિત્ય નથી, તેથી દેશ અને કાળ નિત્ય નથી. બ્રહ્મમાં કહેવામાં આવતું કારણપણું દેશ અને કાળમાં પ્રતિત થાય છે. બ્રહ્મ બધાનું કારણ હોય તો દેશકાળ કારણ અને જગત કાર્ય એમ એક કારણ અને એક કાર્ય પ્રતીત થવા ન જોઇએ. માટે અજ્ઞાત બ્રહ્મ કારણ છે, અન્યથા જ્ઞાત બ્રહ્મ કાર્ય છે અને વિજ્ઞાત બ્રહ્મ કાર્ય કારણથી પર શુદ્ધ બ્રહ્મ છે.કાર્ય કારણ કલ્પિત છે. જો કારણમાં કાર્ય સ્વધર્મથી રહે તો પ્રલય જ બને નહિ. કાર્ય કારણ અનન્ય હોવાથી કાર્ય સ્વધર્મથી કારણમાં રહે નહિ. કાર્ય અને તેના ધર્મ આરોપિત હોવાથી કારણને સંસ્પર્શ કરતા નથી. જે પરિહાર ચાલુ

સ્થિતિમાં છે તે જ પરિહાર પ્રલયમાં પણ બને છે. એક અખંડ બ્રહ્મ વસ્તુમાં કાર્ય કારણ ભાવ અને કાળની ઉત્પત્તિ અજ્ઞાન સિવાય બનતી નથી. બ્રહ્મમાં આદિ મધ્ય કે અંત નથી. તેનાથી અધિક કે ન્યૂન બીજું કાંઈ નથી.

બ્રહ્મમાં કલ્પિત ભાગ સ્વીકારીને આપણે કારણની અને કાર્યની કલ્પના કરીએ છીએ; પણ એ દશામાં તત્ત્વ મળશે નહિ. જ્યારે મનમાં ઇતિહાસના જેવી દૃષ્ટિ ઉત્પન્ન થાય છે ત્યારે મન પ્રકૃતિના ક્ષેત્રમાં આવી જાય છે. જ્યારે તે આત્મા તરફ વળે છે ત્યારે ઈતિહાસ જેવું કાંઈ જણાતું નથી. આત્મા બધાની એકતા કર્યા વગર રહી શકતો નથી. જેમ કપડાનો તાકો વીંટાળ્યો હોય ત્યારે અને વીંટાળ્યો ન હોય ત્યારે એ જુદી વસ્તુ થઇ જતી નથી. તેમ કારણ અને કાર્ય એ બે વસ્તુ નથી. એક બ્રહ્મ હમેશાં અદ્વૈત રહે છે. તેથી કારણ કે કાર્ય એ માત્ર દેખાવ છે, પર્યાય છે.

એક પ્રસંગમાં આપણને રસ આવે અને તેમાં કાર્યરૂપ તે પછીના પ્રસંગમાં પણ આપણને રસ આવે તો કારણ–કાર્ય ભાવ ઉત્પન્ન થાય છે. જેને જે બાબતમાં રસ નથી ત્યાં તે કારણનો વિચાર કરતો નથી. તેથી જગત અચોકસ સ્વભાવવાળું છે. એમ માનવા કરતાં માણસનું મન અચોકસ સ્વભાવવાળું છે એ માનવું વધારે ઠીક છે. આત્મિક દશા પ્રાપ્ત કરવી હોય તો બહારના સંજોગો કરતાં તે સંજોગો આપણને કેવી અસર કરે છે તે ઉપર બધો આધાર છે.

ઊંચા પ્રકારના જીવનમાં એટલે આત્મિક જીવનમાં વિરોધ રહેતો નથી. સામાન્ય જીવનમાં જ્યાં કાંઈ નવું કરવું હોય ત્યાં ખાસ પ્રયત્નની જરૂર રહે છે પણ આત્મિક જીવનમાં પ્રયત્ન વગર બધું સહેજ બન્યા કરે છે. જ્યાં ઓછો વિરોધ છે અથવા બિલકુલ વિરોધ નથી ત્યાં કામ સારૂં થાય છે અને સહજ થાય છે. તેથી આત્માની સ્વતંત્રતામાં દેશ કાળ કે કાર્ય કારણ ભાવનું બંધન જ નથી.

કોઈપણ વસ્તુ સાચી હોય તો આપણે તેનું સાચું કારણ શોધવાનો પ્રયત્ન કરી શકીએ, પણ જે વસ્તુ આપણે જોઈએ છીએ તેની જેવી અસર આપણા મન ઉપર થાય છે તે ઉપરથી આપણે તે વસ્તુ નક્કી કરીએ છીએ. તેથી બધી વસ્તુ સ્વપ્ના જેવી થઈ જાય છે.

સ્વપ્નામાં કાંઈ રોગ થયો, તેના કારણ શોધવાની તે વખતે મહેનત કરી, ૪–૫ કારણ ધ્યાનમાં આવ્યા પણ ખરા કારણની ખબર પડી નહિ. તેના ઉપાય કરવા દાક્તરને બોલાવ્યા. બે ત્રણ દાક્તર આવ્યા તોયે તેમને રોગનાં કારણની ખબર પડી નહિ. એટલામાં જાગી જવાયું. હવે તે રોગનું કારણ શોધવાની જરૂર રહી નહિ, કારણ કે રોગ પોતે જ સાચી વસ્તુ ન હોતી. સ્વપ્નામાં બનતા બનાવોનું કારણ માત્ર જાગૃતના સંસ્કાર નથી. જાગૃતનો કાળ સ્વપ્નામાં આવતો નથી, જાગૃતની ઇંદ્રિયો પણ સ્વપ્નામાં રહેતી નથી. આંધળો માણસ પણ સ્વપ્નામાં ઘણું જગત (દેખતો હોય તેવી રીતે) દેખી શકે છે. સ્વપ્નાનું કારણ શોધવું હોય તો ત્યાં ફક્ત પોતાના સ્વરૂપનું અજ્ઞાન છે. જાગૃતની ભૂલોનું મુખ્ય કારણ પણ પોતાના સ્વરૂપનું અજ્ઞાન છે.

ઈ. સ. ૧૯૨૭ થી પ્રોફે. હીસનબર્ગે જે ક્વાન્ટમ થીઅરી પ્રસિદ્ધ કરેલ છે તે કારણ કાર્ય ભાવ ( Causation ) ઉપર બહુ પ્રકાશ પાડે છે. તે કહે છે કે કાળનો પ્રવાહ અને કારણ કાર્ય ભાવ બન્ને કલ્પિત છે. તેનો આધાર જોનારાની કલ્પના ઉપર રહેલો છે. અમુક વસ્તુનું અમુક જ કારણ છે એમ નક્કી કરી શકાતું નથી.

સામાન્ય માણસ માને છે કે બધું જગત ભગવાને રચેલ છે. બીજો કોઈ તેમાં એવી શંકા કરે છે કે જો બધું ભગવાને રચ્યું છે તો લડાઈ કજીઆ, ધરતીકંપ, દુકાળ વગેરે કેમ આવે છે? ત્યારે ત્રીજો કોઈ જવાબ આપે છે કે એતો જીવોનાં કર્મનાં ફળ

ભોગવાવવાં માટે આવે છે. ત્યારે ચોથો કોઇ એમ પૂછે છે કે જો કર્મ સ્વતંત્ર હોય તો ભગવાનની સત્તા રહેતી નથી અને ભગવાન સ્વતંત્ર હોય તો કર્મની સત્તા રહેતી નથી. એ પ્રમાણે બરાબર ખુલાસો થઇ શકે તેવું નથી.

ખરી રીતે કર્મ અથવા પ્રકૃતિ જડ વસ્તુ છે. તેની તરફ આપણે ધ્યાન આપીએ અને તેમાં આપણે રસ લઈએ તો તે ચેતન જેવું કામ કરે છે. તેથી જીવનનું ખરું તત્ત્વ સમજવું હોય તો દરેક માન્યતામાં, દરેક દૃષ્ટિમાં, દરેક ટેવમાં માણસની પોતાની માન્યતા કેટલી પેસી જાય છે તેની તપાસ કરવી જોઇએ. જેમ આંધળો માણસ કુદરતનું સૌંદર્ય ભોગવી શકતો નથી, બહેરો હોય તે સુંદર સંગીત સાંભળી શકતો નથી, તેમ જેઓ પોતાની ક્ષુદ્ર માન્યતામાં બંધાયેલા હોય તે જગતનું ખરૂં રહસ્ય સમજી શકતા નથી. બીજી કોઇ પૃથ્વી ઉપરથી કોઈ મહાત્મા આવીને આપણને કોઈ સાચી વાત સમજાવે તો પણ આપણે તે સમજી શકશું નહિ. કારણ કે બન્ને વચ્ચે એક ભાષા મળશે નહિ, અને એક વિચાર પદ્ધતિ મળશે નહિ. જેમ ઊંદરના જીવનમાં બનતા બનાવ આપણે સમજી શકતા નથી, આપણા જીવનમાં બનતા બનાવ આપણા ઘરની ગાય સમજી શકતી નથી તેમ જે મહાત્માઓ આત્માની દશામાં રહેતા હોય છે તેમનું જીવન સામાન્ય માણસ સમજી શકતા નથી. આપણી ભાષામાં ઘણું દ્વૈત રહેલું હોય છે. મહાત્માઓના જીવનમાં અદ્વૈત ભાવ રહેલો હોય છે. તેથી ઘણા મહાત્માઓને માણસો સાથે વાત કરવાની ઇચ્છા થતી નથી. તેથી સાચા મહાત્માઓ વધારે મૌન રાખે છે.

દરેક વસ્તુનું કદ, તેની ગતિ, તેનું કારણ, તેનું વજન વગેરે સાપેક્ષ છે. તેનો આધાર જોનારાના સંબંધ ઉપર છે. ચાનો પ્યાલો સફેદ લાગે છે તેનું કારણ તે સફેદ છે એમ નહિ પણ જોનારને

તે સફેદ દેખાય છે. કમળા વાળાને પીળો દેખાય છે. બિલાડીને અથવા ઊંદરને જુદા પ્રકારના રંગવાળો દેખાય. જેવી વસ્તુ છે તેવી જોવી હોય તો જુદા પ્રકારના વિચારની ટેવ પાડવી જોઇએ. કોઇ નાના બાળકને આપણે કહીએ કે આપણી પૃથ્વી ગોળ છે તો તે તરત સામો જવાબ આપશે કે જો પૃથ્વી ગોળ હોય તો નીચેના માણસો અથવા અમેરિકાના માણસો પડી જાય અને સમુદ્રનું પાણી ગોળ પૃથ્વી ઉપર રહી શકે નહિ. પણ મોટી ઉંમરે બરાબર અભ્યાસ કરી દેશ, કાળ, ગુરુત્વાકર્ષણ વગેરેનો વિચાર કરતાં પૃથ્વી ગોળ માનવામાં કાંઈ અગવડ આવતી નથી. તેવી જ રીતે જો કોઈ જ્ઞાની પુરુષ કોઈ સામાન્ય માણસને કહે કે આ જગત ઉત્પન્ન થવાનું કાંઈ કારણ નથી તો તે માણસ સમજી શકશે નહિ, પણ જ્યારે તે આત્મજ્ઞાનને રસ્તે વળશે ત્યારે તેને લાગશે કે જગત જેવી કોઈ સાચી વસ્તુ નથી અને જે સાચી વસ્તુ નથી તેનું કારણ શોધવું નકામું છે. સ્વપ્નામાં ઘણી વસ્તુઓ સાચા જેવી લાગે છે. તે દરેકના કારણ મળી શકે નહિ. તે કારણ મેળવવા હોય તો પ્રમાતા, પ્રમાણ, અને પ્રમેયનો વિચાર કરવો જોઇએ.

જડ વસ્તુઓ પણ મનની કલ્પના રૂપ હોય છે તેથી જ્યારે જોનારની દશાનો વિચાર કરીએ ત્યારે કોઈ નિયત કારણ–કાર્ય ભાવ મળી શકતો નથી. તેથી જો આપણે એટલું સમજી શકીએ કે દરેક જીવ પોતાના કલ્પિત જગતમાં રહે છે તો આગળ જ્ઞાન વધારવામાં ઘણી સગવડ થાય છે.

કાર્ય–કારણના વિચારમાં એક સમાન કાળ માનવો પડે છે. જે ઘડીઆળ પ્રમાણે કારણ બને છે તે જ ઘડીઆળ પ્રમાણે કાર્ય બને છે એમ માનવું પડે છે. એમ માનવામાં કાળનું સાચું સ્વરૂપ સમજાતું નથી. ગયા પ્રકરણોમાં સમજાવ્યું તે પ્રમાણે કાળ એ કોઇ સાચી વસ્તુ નથી. તેનો આધાર જોનાર ઉપર છે તેથી જોનારાની જેટલી અવસ્થા છે તેટલા પ્રકારના કાળ છે; તેથી જો કે

અમુક અવસ્થાના ક્ષેત્રમાં કાર્ય-કારણ ભાવ કામ કરી શકે છે પણ તે અવસ્થા સાચી ન હોવાથી કાર્ય-કારણ ભાવ સાચો રહી શકતો નથી.

જ્યાં બે જુદી વસ્તુ નથી ત્યાં સાચો સંબંધ બનતો નથી. સ્વપ્નામાં ઘણા રૂપરંગ, વસ્તુ, બનાવ, બનતા જણાય છે છતાં એ બધાં એક મનરૂપ છે. ત્યાં વસ્તુ એક (મન) છે. કોઈ વખતે બે વસ્તુ થઈ નથી. તેથી કારણની વાત સ્વપ્નામાં રહેતી નથી. તે માત્ર ત્યાં કલ્પના છે. સ્વપ્નામાં કોઈ સાચો ફેરફાર થતો નથી. પણ સ્વપ્ન જે જીવોને દેખાય છે તેમની દૃષ્ટિથી વાત કરીએ તો તે વખતે અનેક વસ્તુ અને અનેક બનાવ જણાય છે, એટલું જ નહિ પણ અમુક કાર્ય બને છે, અને તે વખતે કારણનો વિચાર સાચો છે. જાગૃતમાં પણ એવી જ દશા છે. માણસોની સામાન્ય દૃષ્ટિમાં અમુક કાર્ય ઉત્પન્ન થયું. જણાય છે. પણ આત્માની દૃષ્ટિથી જોતાં કાંઈ બનતું નથી. જો જગતને સાચુ માનીએ તો જગતના બનાવ, તેમાં રહેલા માણસો, તેમના જીવનના બનાવ વગેરે સાચા માનવા પડશે પણ જો ઊંચા કોષમાં રહીને બધું જોઈએ કે જ્યાં માત્ર આત્મા જ છે તો ત્યાંથી જગત અને કાર્ય-કારણ-ભાવ એ માત્ર કલ્પના જ લાગશે. એ દશામાં કર્મ નથી, કર્મનું બંધન નથી, અને તેમાંથી છૂટવાની વાત નથી.

સાપેક્ષવાદ આખા જગતને, તેમાં બનતા બનાવોને અને તેની અંદર રહેલ બધી વસ્તુઓને હિસાબથી મનોમય બનાવી દે છે. આપણને સામાન્ય રીતે જે જોવામાં આવે છે તે પાંચ ઈંદ્રિયોના વિષય છે. તે પ્રમાણની બહાર જેટલું જગત છે તે તે ઈંદ્રિયો પકડી શકતી નથી. વળી ઇંદ્રિયોનું જ્ઞાન પણ રોજ સરખું રહેતું નથી. નાની ઉંમરે મળેલું જ્ઞાન મોટી ઉંમરે રહેતું નથી. તેથી હમેશાં એક જગત દેખાતું નથી.

આગલા કાળમાં જગતનું મનોમયત્વ સ્વપ્ન અને સુષુપ્તિના દૃષ્ટાંતોથી જાણવામાં આવતું નથી. જ્યારે પ્રોફે. આઈન્સ્ટાઈને સાપેક્ષવાદની શોધ કરી છે ત્યારે જાગૃતના દૃષ્ટાંતોથી અને ગણિતથી પણ જગતનું મનોમયત્વ સિદ્ધ કરી શકાય છે, સાપેક્ષવાદ આપણા બધા સાધારણ અનુભવની સત્યતા ઉપર શંકા લાવી તેમને મનોમય કરી બતાવે છે.

એમ માનો કે કોઈ બ્રહ્મચારીને સ્વપ્નુ આવ્યું. સ્વપ્નામાં તે પરણ્યો, તેને છોકરાં થયાં, તે છોકરાં મોટાં થયાં, તેને પણ છોકરાં થયાં. સ્વપ્નામાં તે પોતાના છોકરાનું કારણ હતો અને તે છોકરા તેના છોકરાનું કારણ હતાં. જાગૃત થતાં ખબર પડી કે બધાનું કારણ પોતે હતો. સ્વપ્ન અવસ્થામાં જે કારણ–કાર્ય ભાવ સાચો લાગ્યો હતો તે જાગૃત થતાં ખોટો માલૂમ પડયો હતો. સ્વપ્નામાં બાપ અને દીકરો સાથે દેખાય છે છતાં બાપ પહેલા અને દીકરો પછી એમ માની લેવામાં આવે છે. સ્વપ્નામાં કોઈ કુંભારને ઘડો બનાવતાં આપણે જોયો. જાગૃત થતાં ખબર પડી કે કુંભારને પણ આપણે બનાવ્યો હતો અને ઘડાને પણ આપણે બનાવ્યો હતો. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે એક અવસ્થાનું કારણ બીજી અવસ્થામાં રહેતું નથી. જાગૃતમાં પણ એ પ્રમાણે બને છે. જાગૃતનો બાપ પહેલા અને દિકરો પછી એમ બનતું નથી. જે વખતે દીકરો થાય છે તે વખતે તેના બાપને બાપની સંજ્ઞા મળે છે, સ્વપ્ન વખતે જેમ સ્વપ્ન ખોટું લાગતું નથી તેમ જાગૃત વખતે જાગૃત ખોટું લાગશે નહિ. જે મનથી જે જગત ઉત્પન્ન થયું છે તે મન તે જગતને શી રીતે ખોટું માની શકશે? તેથી સ્વપ્ન અને જાગૃતના અનુભવની તુલના કરવાથી જ ખરા તત્ત્વની ખબર પડે છે. જાગૃત થતાં જેમ સ્વપ્નું જતું રહે છે તેમ સ્વપ્ન શરૂ થતાં જાગૃત જતું રહે છે. બન્ને મનની દશા છે. આત્મજ્ઞાની બન્ને દશાને કલ્પિત સમજે છે. પણ જ્યારે મન અથવા જગત આપણું ધ્યાન

રોકી લે છે ત્યારે આત્મજ્ઞાનનું સ્ફુરણ બંધ થાય છે.

દરેક માણસ પોતાના કલ્પિત જગતમાં રહેતો હોવાથી જ્યાં આશ્રમ, દળ, સંઘ કે સંસ્થા હોય ત્યાં તેમના કાયદા પ્રમાણે રહેવાથી વ્યક્તિનો મોક્ષ તરત થતો નથી. ઘણા માણસનો સંઘ જ્યાં રહે છે ત્યાં વ્યક્તિ પોતાની ભૂલ તરત જોઇ શકતો નથી.

તેથી દેશ સેવાના કાર્યમાં અને સમાજ સેવાના કાર્યમાં, એક અપૂર્ણ જીવનો બીજા અપૂર્ણ જીવ સાથે સંબંધ થાય છે. એવા કામથી પુન્ય થાય છે. અથવા નિષ્કામ ભાવે કર્યા હોય તો અંતઃકરણની શુદ્ધિ સારી થાય છે પણ આત્મજ્ઞાન માટે આત્મજ્ઞાનીના સંગની જરૂર રહે છે. હાલના માણસો ખોટું શિક્ષણ શીખે છે અને નિત્ય સુખ અને અનિત્ય સુખનો ભેદ બરાબર સમજી શકતા નથી.

જેમ સ્વપ્નાનું જગત તેમાં રહેલા બધા માણસનું સામાન્ય નથી. તેમ જાગૃતનું જગત પણ સામાન્ય નથી. દરેક પોતાના કલ્પિત જગતમાં રહે છે છતાં એમ માને છે કે અમે સામાન્ય એક પ્રકારના જગતમાં રહીએ છીએ. જે બનાવ રોજ બન્યા કરે છે તેને યાદ રાખનાર કોઇ ન હોય તો તે એક પછી એક એવી રીતે બને છે એ શી રીતે જાણી શકાય! તેથી કારણનો વિચાર દ્રષ્ટાની ભૂમિકા ઉપર અવલંબીને રહેલ છે.

કોઇ રમતનું અમુક જ પરિણામ બનશે એમ કોઇ કહી શકતું નથી. તેથી જે રમત ચાલે છે તે રમતની ખાતર રમાય છે. તેમાં અમુક કારણ છે અને અમુક કાર્ય થશે એમ કહી શકાતું નથી. ક્રિકેટનો કેપ્ટન રમવામાં બહુ હોશિયાર હોય છે અને છતાં કોઇવાર પહેલે દડે આઉટ થઇ જાય છે. જગત પણ એવી રમત છે. આપણને જે રીતે રમવું હોય તે રીતે રમવાની છૂટ છે.

કુંભાર માટીનો પિંડો લઇને તેને થાબડીને લાંબો ટૂંકો કરીને

ઘડા જેવો તૈયાર કરે છે. ઘડો થયા પછી માટી કારણ કહેવાય છે અને ઘડો કાર્ય કહેવાય છે, પણ ખરી રીતે તે માટીનો જ બીજો દેખાવ છે. જ્યારે એક જ પદાર્થ હોય ત્યારે કારણ-કાર્ય ભાવ લાવવાની જરૂર નથી તેવી જ રીતે જ્યારે ભગવાન જગતરૂપે દેખાય છે અને મૂળ દ્રવ્ય ફરતું નથી ત્યારે ભગવાન કારણ અને જગત કાર્ય એવું કહેવાની જરૂર નથી.

ભગવાન જે કરે છે તે પોતામાંથી કરે છે. જીવ બહારના સાધનમાં ગૂંચવાઈ જાય છે, તેથી પરતંત્ર બને છે, તેથી દરેક વસ્તુનું સાચું સ્વરૂપ જાણવાની જરૂર છે.

તેથી કારણ-કાર્ય ભાવ માયામાં રહે છે. તે સાપેક્ષ છે. દાખલા તરીકે હાલની લડાઈનું મુખ્ય કારણ પોલાંડ છે, તે પોલાંડ પહેલાં નહોતું અને હવે પછી પણ કદાચ ન હોય. કોઈ પણ ક્રોધ પોતાની બીજી ક્ષણના બનાવ ઉપર પોતાની અસર કરે છે પણ તે બનાવ પછીની ક્ષણોના બનાવ ઉપર તેવી જ અસર કરતો નથી. કોઈવાર ક્રોધ બહુ વધે તો થોડાક કલાક સુધી અથવા થોડાક દિવસ સુધી કે મહિના સુધી અસર રાખી શકે છે પણ કાયમ કોઈનો ક્રોધ નભી શકતો નથી. તે દૂર કરવાની વસ્તુ હોવાથી આ જન્મમાં અથવા આવતા જન્મમાં પણ દૂર થવાનો એ ચોક્સ છે. દરેક બનાવમાં પહેલાના સંસ્કારનું કાંઈક રૂપાંતર થાય છે, તેથી દરેક કારણથી દરેક કાર્ય બરાબર નિયમિત થશે નહિ. તેથી કારણ કાર્ય ભાવ સાપેક્ષ છે.

જે બુદ્ધિ દરેક બાબતનું કારણ માંગે છે તે બુદ્ધિ પાગલ છે. તે બુદ્ધિ પોતાને માટે પણ કારણ માગશે અને તે કારણનું પણ કારણ માગશે. સૂર્યમાં અંધારૂં રહેવા માટે કાંઈ કારણ નથી અને છતાં ઘૂવડને બપોરના બાર વાગે ખરા તડકામાં પણ અંધારૂં લાગે છે. તેવી જ રીતે ભગવાનના સ્વરૂપમાં જગતના કલેશ રહેવાનો

સંભવ નથી અને છતાં માણસની દૃષ્ટિમાં જ્યાં ભગવાન છે ત્યાં જગત અને જગતના ક્લેશ દેખાય છે.

એક ત્રીસ વર્ષના માણસને સ્વપ્નું આવ્યું. તેનાં માબાપ મરી ગયાં હતાં, છતાં તેણે સ્વપ્નામાં મા બાપ ઉત્પન્ન કર્યાં અને તેની પાસે ખાવાનું માગ્યું. માબાપમાંથી દીકરો ઉત્પન્ન થઇ શકે પણ દીકરામાંથી પણ (સ્વપ્નમાં) મા બાપ ઉત્પન્ન થઇ શકે છે. એનું કારણ શું છે? એ સમજવા માટે દેશ, કાળ અને વસ્તુનો સ્વભાવ સમજવો જોઇએ. તેની કેટલીક વિગત ગયા પ્રકરણોમાં આપેલી છે તે એકથી વધારે વાર વાંચવાથી સમજી શકાય તેવી છે.



# પ્રકરણ ૫ મું.

## સાપેક્ષવાદનું આધ્યાત્મિક રહસ્ય.

કોઈ પશુ મરીને માણુસ તરીકે જન્મે તો તેના જ્ઞાનમાં જેટલો ફેરફાર થાય તે કરતાં વધારે ફેરફાર માણુસ મટીને બ્રહ્મ થાય છે ત્યારે થાય છે, હાલનો સાપેક્ષવાદ ( theory of relativity ) એમ સિદ્ધ કરી આપે છે કે જગતનો કર્તા દેશ અને કાળથી અતીત છે. જે માણુસ દેશ અને કાળના બંધનમાં રહેલ છે તે જે જગતને જુએ છે તે ખરું જગત નથી, તે તેની કલ્પનાનું જગત છે, તેની ઈંદ્રિઓરૂપી પ્રમાણુનું પ્રમેય છે. મિથ્યાત્વ એ કોઇ બનાવમાં નથી કે કોઇ વસ્તુમાં નથી તેમજ માણુસને જે દેખાય છે તેમાં નથી. ( કારણુ કે તે તેને માટે સત્ય છે)પણુ તેને જે દેખાય છે તે જ સાચું છે એમ માનવામાં ભૂલ અને માયા ઘૂસી જાય છે, અને તે વખતે તે ભૂલની ખબર પડતી નથી.

જયાંસુધી આપણું ધ્યાન અનાત્મામાં રહે છે ત્યાંસુધી ખરી શક્તિનો અથવા ખરા જ્ઞાનનો અનુભવ થતો નથી. તેથી બહારનું જગત સુધારવાનું નથી. તે જગત તરફ આપણી જે મનોદશા છે તે ફેરવવાની જરૂર છે. દરેક પ્રકારના દેખાવ જુદા પ્રકારના રહે છે, તે તેને જોનારાની સાથે જ રહે છે. તેમાં બીજા માણુસ સંપૂર્ણ રીતે ભળી શકે નહિ.

સાપેક્ષવાદ વાળા સિદ્ધ કરી આપે છે કે દરેક બનાવને ઘણાં નામ અને રંગ છે અને તેનો આધાર તેને જેટલા જાણુનારા છે તેમના દૃષ્ટિ–બિંદુ ઉપર છે. તે ઉપરથી એટલું વધારે નક્કી થઇ શકે કે તે દૃષ્ટિ–બિંદુ ઉપરાંત બીજાં જે દૃષ્ટિ–બિંદુ કલ્પી શકાય તેટલાં

વધારે નામ, રૂપ અને ઘાટ તે બનાવમાં રહેલાં છે. એક જ બનાવ એક માણસને માટે ભૂતકાળમાં હોય છે, બીજાને તે ભવિષ્યમાં લાગે છે અને ત્રીજાને વર્તમાન કાળમાં લાગે છે. કાળના સ્વભાવના પ્રકરણમાં (પાનું ૧૪૭) એક રાજાની સ્વારીનો દૃષ્ટાંત આપી તેનો ખુલાસો કરવામાં આવેલ છે.

જે આપણને દેખાય છે તેને આપણે અનુભવ કહીએ છીએ પણ એ અનુભવ સાચો છે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ, નહિતર અનુભવમાં અને વહેમમાં શો ફેર છે તેની ખબર પડશે નહિ. જ્યારે માયાવાળી બુદ્ધિ થોડો વખત શાંત બેસી રહે ત્યારે જ ચેતનનું સ્વરૂપ અનુભવમાં આવે છે. યોગની સિદ્ધિઓ મનોમય, પ્રાણમય, અને વિજ્ઞાનમય કોશમાં કામ કરે છે, તે ફક્ત સૂક્ષ્મ જગતનો અનુભવ આપે છે; તેથી વસ્તુ કેવી રીતે બને છે તેની ખબર પડે છે પણ તે શા માટે બને છે તેની ખબર પડતી નથી. યોગ સિદ્ધિથી સૂક્ષ્મ જગત અને સ્થૂલ જગતને વશ કરવાની શક્તિ આવે છે પણ અંતિમ તત્ત્વ શું છે તેની ખબર પડતી નથી. સિદ્ધિથી આપણું જગત વિશાળ લાગે છે, તેમાં લાગણી અને વિચારને કામ માટે વધારે જગ્યા મળે છે છતાં તેમાં નામ અને રૂપની માયા રહેલી છે, તેમાં પરમ તત્ત્વનો અનુભવ નથી.

પરમતત્ત્વના અનુભવ વખતે જણાશે કે આપણાથી ભિન્ન કાંઇ નથી એટલું જ નહિ પણ આપણે જે કાંઈ જોઈએ છીએ તે (સ્વપ્નાની માફક) આપણે જ છીએ. તેનો અર્થ એમ નથી કે આપણે એક નવા જગતમાં પ્રવેશ કરીએ છીએ. ખરી રીતે તે જગત નથી, આપણો તેમાં પ્રવેશ નથી, તેમાં કોઈ પ્રવેશ જેવું જણાય તો પણ તે આપણે નથી. આપણા હાલના જગતની કોઈ શબ્દ રચના તે અનુભવને સમજાવી શકશે નહિ.

આપણી દૃષ્ટિમાં જે દેખાય છે તેને આપણે જગત માનીએ છીએ. કોઈ બાળકને કહીએ કે બુધનો તારો આપણી પૃથ્વી કરતાં મોટો છે

તો તે પૂછશે કે ત્યારે બહુ નાનો કેમ દેખાય છે? મોટી ઉંમરે ખગોળવિદ્યાનો અભ્યાસ કર્યા પછી તેને તે વાતમાં શંકા રહેતી નથી. ગ્રામોફોનમાં માણસનો અવાજ ઉતરવામાં આવે છે છતાં તે બરાબર માણસ જેવું જ બોલતું નથી. ફોટોગ્રાફમાં પણ માણસનું રૂપ બરાબર આવતું નથી. માણસનો પાછળનો ભાગ આગળના ભાગ સાથે દેખાતો નથી. છતાં માણસ માને છે કે તે પોતાનો ફોટો છે. તેથી જે દેખાય છે તેમાં ભૂલ રહેલી હોય છે અને તે ભૂલ શોધવી એ સહેલું કામ નથી.

ઘૂવડ માણસ થાય ત્યારે તેને અંધારાને બદલે અજવાળું દેખાય છે. તે વખતે તેણે ઘૂવડ તરીકેનું પોતાનું જીવન ભૂલી જવું જોઈએ. તેવી જ રીતે આત્મજ્ઞાન સ્થિર કરવા માટે માણસે સામાન્ય જીવનને ભૂલી જવું જોઇએ. તે દશામાં બે વસ્તુ વચ્ચે સંબંધ નથી, કારણ કે બે વસ્તુ જ નથી. બધી જગ્યાએ એક વસ્તુ રહેલી છે. તેથી જગતમાં કરવાના સુધારા એ સ્વપ્નામાં કરવાના સુધારા જેવા છે. બ્રહ્મમાં કોઈ બીજું બાધક તત્ત્વ નથી, તેથી મુક્તિ સહજસિદ્ધ રહે છે.

હાલમાં આપણા સામાજિક અને રાજકીય પ્રશ્નો અને બનાવો એવા છે કે માણસની આગળની પ્રગતિને રોકી રાખે છે. તેથી સાધુવૃત્તિના માણસોને તે બોજારૂપ લાગે છે. જંગલી માણસને માટે અહંકારની જરૂર છે પણ સંસ્કારી માણસને માટે આગળ વધવા માટે અહંકાર એ વિઘ્નકર્તા છે. આગળ પ્રગતિ માટે ત્યાગ, નિઃસ્વાર્થતા, સેવાભાવ, જ્ઞાન, ભક્તિ એ કેળવવાં જોઇએ.

સમાજના ધારાધોરણ હમેશા સાપેક્ષ (relative) રહે છે. પણ જ્યારે બધા મળી એક પ્રકારે વિચાર કરીએ ત્યારે એ સાપેક્ષતાથી ખબર રહેતી નથી. આપણી કેટલીક વાતો આપણે સાચી માની લઈએ છીએ પણ તે સમાજની ટેવથી સાચી થઈ ગઇ હોય

છે, જેમ કે હાલમાં એક કલાકનો જે વધારો થયો છે તે હવે સાચા જેવો લાગ્યા કરે છે; તેવી જ રીતે સમાજના બીજા ધારા ધોરણનું સમજવાનું છે.

સમાજમાં રહેલાં સામાન્ય માણસો એકદમ ઊંચી વાતો સમજી શકતા નથી. તેથી તેમને માત્ર એક પગલું આગળ વધારવા જેટલું જ સાધુ પુરુષો બતાવે છે. માણસનું આખું જીવન સમાજના ધારાથી બાંધી શકાય નહિ. જ્યારે આત્માની અંદર સુખ લેતાં ન આવડે ત્યારે બહારના સુખની જરૂર પડે છે. તે વખતે સમાજના વ્યવહારની જરૂર પડે છે અને સમાજના નિયમ પાળવા પડે છે. સમાજનો પ્રેમ એ આત્માનો પ્રેમ સમજવા માટે એક પગથિયું છે, તેનાથી પૂર્ણ એકતા પ્રાપ્ત થતી નથી. ભગવાનનો પ્રેમ અથવા આત્માનો પ્રેમ પૂર્ણ એકતા પ્રાપ્ત કરી આપે છે. તે વખતે માણસ પોતાના સ્વાર્થમાંથી પૂરો નીકળે છે અને સમસ્ત જીવન પોતાનું માને છે.

જે બનાવ કોઈ જીવના જીવનમાં બને છે તેમાં માત્ર ચાલુ ફેરફાર થતો નથી પણ તેના ચેતનની કાંઈક અસર તેના સંજોગો ઉપર જરૂર રહે છે. તેથી જો તે માણસ સમજે તો પોતાનું ભવિષ્ય કેટલેક અંશે ફેરવી શકે છે.

જ્યારે કાંઈ પણ ક્રિયા વગર અને ફેરફાર વગર આનંદ લેવાની શક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે તે માણસ ખરેખર આગળ વધેલો છે એમ માની લેવું.

માત્ર ઇંદ્રિઓના ભોગનું જગત એ આખું અખંડ જગત નથી. તેના ભોગમાં જીવનના ઉત્તમ તત્ત્વો અનુભવની બહાર રહી જાય છે.

ખરું જગત એ કોઇ પરિમિત જીવના અનુભવની વસ્તુ નથી. પણ જે જીવ અપરિમિત રૂપે અથવા બ્રહ્મભાવે રહે છે તે તેના અનુભવની વસ્તુ છે. પરિમિત જીવની દૃષ્ટિ પરિમિત અને વ્યવહારિક રહે છે. અપરિમિતની દૃષ્ટિ અપરિમિત રહે છે. પહેલા પ્રકારની દૃષ્ટિ ઈંદ્રિઓની અસરથી ઉત્પન્ન થાય છે.

સાચી દિક્ સિદ્ધ છે. પહેલી દિક્માં ઇંદ્રિઓના ભાગ ભર્યા વગર ચાલતું નથી. સાચી દિક્માંથી ખોટી વસ્તુ કાઢી નાખવી પડે છે, સાચી દિક્માં જીવ પહેલો અને દિક્ પછી ઉત્પન્ન થાય છે. પહેલી દિક્માં દિક્ પહેલી રહેલી છે અને જીવ તેમાં પાછળથી પ્રવેશ કરે છે. અખંડ સાચી દિક્ ચાલતી નથી, ફરતી નથી. તે પૂર્ણ હોવાથી તેને ફરવાની જરૂર પડતી નથી.

તેથી કેટલીક વાર સૂક્ષ્મ તત્ત્વોના અનુભવ માટે સ્થૂલ જીવન તરફ કાંઇક બેદરકારી રાખવી પડે છે, જો સ્થૂલ પદાર્થો ઉપર બહુ ધ્યાન રહેશે તો પશ્ચિમના દેશોની માફક સૂક્ષ્મ તત્ત્વો તરફ બેદરકારી ઉત્પન્ન થશે. આપણા દેશમાં આત્મા તરફ બહુ ધ્યાન આપવાને લીધે બહારના જીવન ઉપર બેદરકારી રહી ગયેલ છે અને તેથી પરદેશી રાજ્ય લાંબો વખત ટકી રહેલ છે. બન્ને જીવન સાથે સુધરે એવી પ્રણાલિકા શોધવાની મહેનત ઘણા મહાત્માઓએ કરેલી છે; છતાં કોઈ બરાબર સફળ થયા નથી. મહાત્મા ગાંધીજીએ પણ સ્વરાજ ઉપર અને સંસારના સુખ ઉપર બહુ ભાર દીધેલ હોવાથી લોકોમાં ખરો ભક્તિરસ ઉત્પન્ન કરી શકયા નથી. બીજા મહાત્માઓ જેઓ ભક્તિ અને જ્ઞાનમાં આગળ વધેલા છે તેઓ સ્વરાજ મેળવવા તરફ બેદરકાર રહેલા છે.

જે શક્તિથી આત્મા બહારના દૃશ્યમાં આસક્ત રહે છે, તે શક્તિ આત્માની અંદરનાં તત્ત્વો ખુલ્લાં થવા દેતી નથી.

જ્યારે આત્માના સ્વરૂપની આડે આવે એવું પરિમિત જીવન ન રહે ત્યારે તે માણસમાં સર્વોત્તમ ભાવ ઉત્પન્ન થાય છે. ઇંદ્રિયોની મદદથી આપણે અમુક દિક્માં રહીએ છીએ. પણ આત્માની મદદથી એમ જણાશે કે કોઈ એવી દિક્ નથી કે જે હઠાવી ન શકાય. તેથી અંદરની જગ્યા વધતાં વધતાં એવી વધે છે કે તે બહારની જગ્યાને

પોતામાં સમાવી લે છે. જેમ મરઘીનું બચ્ચું પહેલાં ઈંડાંમાં હોય છે ત્યારે તેની જગ્યા (તેની દિક્) જેટલી પરિમિત રહે છે તે કરતાં જ્યારે તે ઈંડામાંથી નીકળે છે ત્યારે તેને ફરવા માટે દિક્ (space) વધારે રહે છે, તેવી જ રીતે માણસ જ્યારે પિંડના અભિમાનમાંથી બહાર નીકળે છે ત્યારે તે ગમે ત્યાં જઈ શકે છે, તેથી જ્યારે અંદરથી બહાર જવાની શક્તિ આવે છે ત્યારે જીવનનું રહસ્ય ફરી જાય છે. તે વખતે બધું દશ્ય આપણા સ્વરૂપની સાથે જોડાયેલું લાગશે. સામાન્ય જીવનમાં ઘણું તત્ત્વ અજાણમાં રહી જાય છે. ચાલુ જીવનમાં કેટલા વખતમાં સામે રહેલ વસ્તુ જાણી શકાય છે તે ઉપર આધાર છે, આ વખતમાં કાંઈ પણ ફેરફાર થાય એટલે સામેની વસ્તુમાં પણ ફેરફાર જણાશે, સામે દેખાતી વસ્તુઓનું ભૌતિક સ્વરૂપ એ આપણી ઈંદ્રિયોના પ્રમાણ ઉપર અવલંબીને રહેલું છે.

તેથી બહારનું જગત આપણા મનનું પ્રમેય છે, તેનું સુખ મનનું કલ્પિત છે. લોહચુંબક પોતાની આસપાસનું વાતાવરણ કાંઈક ફેરવી શકે છે. તેવી જ રીતે દરેક જીવની આસપાસ તેના સ્વભાવ પ્રમાણે કાંઈક આકર્ષણ રહે છે. તેથી આપણને જે જગત દેખાય છે તે જોનારને સમજ્યા વગર સમજી શકાશે નહિ.

તેથી જગતને અનાત્મા સમજવાનું નથી. સામાન્ય દૃષ્ટિથી જે જગત દેખાય છે તે અનાત્મા છે, પણ ખરું જગત અને તેને જોનારો અભિન્ન છે. સામાન્ય માણસની દૃષ્ટિમાં ભૂલો રહેલી જ છે. તેમાં ભેદ બુદ્ધિ રહેલી હોય છે, આપણા એવા દ્વૈત ભાવનાવાળા વિચારની કોઈ કિંમત નથી એમ સમજવું જોઈએ. શ્રીમદ્ ભાગવતમાં ભગવાન ઉધ્ધવજીને કહે છે કેઃ—

सुप्तस्य विषयालोको ध्यायतो वा मनोरथः ।
नानात्मकत्वा द्विफलस्तथा मेदात्मधी गुणेः ॥

११–१०–३

સુતેલા માણસને સ્વપ્નામાં દેખાતા પદાર્થ અને ચિંતવન કરવાથી ઉત્પન્ન થતા મનોરથમાં ભેદ હોવાથી જેમ મિથ્યા છે તેમ ત્રણ ગુણવાળી ભેદ બુદ્ધિ પણ મિથ્યા છે. આપણી દેહ દૃષ્ટિ ત્રણ પરિમાણ વાળી રહે છે. તે ત્રિગુણાત્મક માયાને આધિન રહી વર્તે છે. સમાજ સેવાથી પણ ભેદ બુદ્ધિ દૂર થઈ શકતી નથી. તેમાં અપૂર્ણનો સંબંધ અપૂર્ણ સાથે થાય છે. તેમાં દ્વૈતપણું દૂર થઇ શકતું નથી. આપણે દરેક વ્યક્તિને ખુશ કરી શકીએ નહિ, દરેકને સંતોષ આપી શકીએ નહિ, કારણ કે દરેકનું માનસ જુદા પ્રકારનું હોય છે. તેથી સમાજમાં સેવકની જેટલી જરૂર છે તે કરતાં સમાજમાં ગુરુની વધારે જરૂર છે. સમાજમાં ખાસ કરીને હાલના કાળમાં અનીતિ અને જુઠાણું બહુ પેસી ગયું છે અને તે ઘણા માણસોને ઘણી જગ્યાએ નજરે પડે છે. તે દૂર કરવા દરેકની ઇચ્છા થાય છે. તે ઇચ્છાને લઈને ઘણા સમાજ સેવામાં પડે છે, છતાં અનીતિ અને અસત્ય વધતાં જાય છે, અને સમાજસેવક હારી જાય છે એટલું જ નહિ પણ ખોટા સંગથી સમાજ સેવક પોતાનો સારો સ્વભાવ પણ ખોઈ બેસે છે. જ્યાં લોકોને અસત્ય અને અનીતિ ગમે છે ત્યાં તે ખુલ્લાં કરવાથી શો ફાયદો છે? જ્યારે લોકોને તે તરફ અરુચિ થશે ત્યારે તે આપોઆપ દબાવા લાગશે. બિલાડી ઊંદરને મારે છે તે માટે આપણે બિલાડીનો સ્વભાવ સુધારવાની મહેનત કરતા નથી. કરીએ તો પણ તેમાં ફળીભૂત થતા નથી. હાલના માણસો એવા કોઈ પશુઓમાંથી આવેલા છે એમ પશ્ચિમની કેળવણીવાળા કહે છે. કાંઇક અંશે તેમાં સત્યતા પણ હોય. હાલના દીકરા કે દીકરી માબાપની આજ્ઞા માનતાં નથી અને તેથી ઘણાં માબાપને એવા વિચાર આવે છે કે આવી પ્રજા આવી ક્યાંથી? નવા વિદ્યાર્થીઓ ગીતાને બદલે ન્યુઝપેપરો વાંચે છે, રાજકીય પ્રશ્નોની ચર્ચા બહુ કરે છે અને છતાં તેનો નિવેડો લાવી શકાતો નથી. હાલની રાજનીતિ બધા દેશોમાં બારવટીઆના જેવી થઈ ગઈ છે. ગમે તે દેશ (તેની પાસે સત્તા હોય તો) ગમે તે બીજા દેશની મિલકત

પડાવી લઈ શકે છે. રાજદ્વારી માણસો કેટલો વખત ભક્તિમાં ગાળતા હોય છે?

વિચાર એ એક મોટો સંચો છે. જ્યાંસુધી હલકા વિચારની ટેવ પડી ગઈ છે ત્યાંસુધી આત્માના વિચાર જાગૃત થઈ શકતા નથી. હાલના માણસોના ઘણા વિચાર હલકી ભૂમિમાંથી આવતા હોય તેવું જણાય છે. બધા દેશોમાં હાલમાં પ્રજા વધી ગયેલી છે અને તે ખોટા સંસ્કારવાળી વધી છે. તેથી પ્રજાનો ઘણો ભાગ આગળ વધી શકતો નથી. એટલું જ નહિં પણ જો કોઈ ડાહ્યા પુરુષો અથવા મહાત્મા સાચો રસ્તો બતાવે તો તેમને મારે જેલ તૈયાર હોય છે, છતાં સાચા સુધારાની સાચી દીશા તો મહાત્મા જ બતાવી શકે છે.

નવી જાતના માણસોને નવી જાતના સુખ ગમે છે. બહારના સુખનાં સાધન એટલાં વધ્યાં છે કે તે માણસોની દૃષ્ટિ રોકી રાખે છે. આત્મજ્ઞાન જેને જોઈતું હોય તેને આપી શકાય છે. જેઓ સાધુ સંન્યાસીનો સંગ કરતા નથી તેમના જીવન ફેરવી શકાતા નથી. ભવિષ્યમાં જે પ્રજા જન્મ લેશે તેમના સંસ્કાર ઉપર તે વખતના જીવનનો આધાર છે.

જીવન ફેરવવા માટે પ્રમાણ ફેરવવું જોઈએ. જે પ્રમાણથી સામાન્ય જીવન ચાલી રહેલું હોય છે તેમાં ફેરફાર કરવો જોઈએ. તેને જ સાપેક્ષવાદવાળાં change of instrument of measurement કહે છે. માણસની અંદર દરેક પ્રકારના કોશ છે, દરેક પ્રકારના પ્રમાણ છે, પશુથી શરૂ કરી બ્રહ્મ થવાની યોગ્યતા છે. જગતમાં બધી શક્યતા રહેલી જ છે, પણ સામાન્ય માણસની બુદ્ધિ સાધુઓનું જીવન સમજી શકતી નથી. સાધુઓ સમાજના ખોટા બંધનમાં રહી શકશે નહિ. તેમને માટે શાસ્ત્રોએ બીજાં બંધન રાખેલાં છે. તે તેમની આગળ પ્રગતિ થવા માટે છે, તેથી સમાજે સાધુઓના કહેવા પ્રમાણે ચાલવું જ જોઈએ. તેથી જ હિંદુસ્તાનમાં બ્રાહ્મણોને પ્રથમ પંક્તિમાં મૂકેલા છે. હાલના ઘણા બ્રાહ્મણો બ્રાહ્મણપદને લાયક રહેલ નથી. પણ જે હેતુથી તેમને પહેલી પદવી આપવામાં આવી હતી તે હેતુ સમજવો

જોઈએ. તેઓ પોતાના નિર્વાહ માટે સમાજ પાસેથી થોડું લેતા અને બદલામાં સમાજને વગર ફીએ ઊંચામાં ઊંચું જ્ઞાન આપતા.

સાચું જ્ઞાન સાચા અને ખોટાને જુદા પાડી બતાવે છે. તત્ત્વજ્ઞાન દૃષ્ટિએ જોતાં બધી જગ્યાએ કલ્પિત સંબંધ રહેલા છે. આત્મજ્ઞાનથી કલ્પિતનો બાધ થતાં બાકી એક અખંડ તત્ત્વ રહે છે.

માયા અથવા અજ્ઞાન ક્યાંથી આવ્યાં તે માયામાં અથવા અજ્ઞાનમાં રહીને જાણી શકાશે નહિ, એ સાપેક્ષવાદનો મુખ્ય સિદ્ધાંત છે. જો માયા સાચી હોય, તેનામાં કાંઇ સત્તા હોય તો જગતમાં બે સત્તા થઈ જશે. એક ભગવાનની સત્તા અને બીજી માયાની સત્તા હોય. બે સત્તા સાચી હોય તો એક જ્યારે કહેશે કે મારે જગત ઉત્પન્ન કરવું છે ત્યારે બીજી સત્તા કહેશે કે મારે જગતનો નાશ કરવો છે, તેથી વાસ્તવમાં બે સત્તા નથી, એક સત્તા સાચી છે અને બીજી ખોટી છે છતાં સાચા જેવી લાગે છે. તે બીજી સત્તા આત્મજ્ઞાનથી દૂર કરી શકાય છે. તેથી અજ્ઞાન ક્યાંથી આવ્યું ? તેનો પૂરો ખુલાસો મળી શકશે નહિ. પ્રશ્ન જે પૂછે છે તે કઇ દશામાં રહીને પ્રશ્ન પૂછે છે તેના ઉપર બધો આધાર છે.



દૂરબીનમાંથી જોતો માણસ

કોઇ માણુસ દૂરબીનમાંથી જગતને જોતો હોય અને તેમાં જે દેખાય તે સાચું માને તો જેવી દશા થાય તેવી સામાન્ય માણુસોના જ્ઞાનની દશા છે. દૂરબીનમાં જેટલું જગત દેખાય છે તેની સાથે જ બીજું ઘણું જગત રહેલું હોય છે. તેવી જ રીતે માણુસની સામાન્ય દૃષ્ટિથી જે દેખાય છે તેની સાથે જ બીજું ઘણું રહેલું હોય છે.

આપણાથી જુદું કાંઇ નથી, પણ એ વાત આપણે ક્ષણે ક્ષણે ભૂલી જઈએ છીએ. આપણી કલ્પના જે ખબર આપે તેટલું જ સાચું માની વ્યવહાર કરીએ છીએ. તે એક પ્રકારની ટેવ છે. નકામા વિચારની ટેવ અને ખોટા વિચારની ટેવ એ હાલના કાળમાં મોટામાં મોટો દોષ છે. જેણે આગળ વધવું હોય તેણે એવી ટેવ ફેરવવા માટે કોઇ પણ પ્રકારની યોગ સાધના કરવી જોઇએ.

બધા હંસ ધોળા હોય છતાં કોઈ કાળા હંસ જોવામાં આવે અને તે વાત સાચી હોય તો પણ સામાન્ય માણુસ માને તેમ નથી. તેવી જ દશા આત્મજ્ઞાનની છે.

કર્મયોગી એમ કહે છે કે આપણી આસપાસ જે જે બનાવ બને છે તે તરફ આપણી મનોદશા ફેરવવાથી આપણા જીવનમાં ઘણા ફેરફાર થઇ શકે છે.

મંત્રયોગમાં પ્રાણુની વાસનાને નિયમમાં રાખવા તરફ વધારે લક્ષ આપવામાં આવે છે, કારણુ કે આત્મસાધનામાં વધારે વિક્ષેપ એ દિશામાંથી આવે છે.

જ્ઞાનયોગ સાધકને એમ કહે છે કે તારા મનનો વિશ્વાસ કર નહિ. તારી ઈંદ્રિયો, તારા વિચાર, તારી વાણી, ઉપર સતત ચોકી રાખ અને તેમાં જે ભૂલ જણાય ને દૂર કરતો જા.

એમ કરતાં જગતનું સત્ય સ્વરૂપ કેવું છે તે જણાશે. સત્યને દિશા નથી, ભાગ નથી, ભેદ નથી, તે બ્રહ્મસ્વરૂપ છે. તેના અનેક કલ્પિત રૂપ

દરેક જગ્યાએ જોનારાની ભૂમિકા પ્રમાણે જણાય છે. પણ બરાબર વિચાર કરવાની ટેવ પડે તો જીવનની ઘણી મુશ્કેલીઓનું કારણ સમજાઈ જાય છે અને મુશ્કેલીઓનો અંત આવતો જાય છે.

તેથી નવા પ્રકારના વિચારની ટેવ પાડવી જોઇએ. બધું એક સાથે રહેલું છે એવી દૃષ્ટિ કેળવવી જોઇએ. ઉત્તમ વિચારની શ્રેણી જાગૃત થશે ત્યારે જણાશે કે બધું ચિન્મય છે, બધું બરાબર ચાલે છે. બધામાં વિચારની શક્તિ છે, લાગણીની શક્તિ છે, અને આપણી સાથે એક થઈને વાત કરે તેવું છે. તેથી મોક્ષ એટલે મરજી પડે તેમ વર્તવું એવું નથી પણ નવી સાચી શક્તિ અને સાચું જ્ઞાન મેળવવું અને આત્યંતિક દુઃખ નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ કરવી.

આપણા પ્રશ્ન સાચા હોય તો સાચા ઉત્તર મળે. જે પ્રશ્ન બરાબર વિચાર પૂર્વક તૈયાર કરેલ હોય છે, તેમાં તેનો જવાબ સાથે જ રહેલો હોય છે. પણ તે જવાબ આપણી માન્યતા પ્રમાણે આવશે નહિ. તે જુદી ભૂમિકામાંથી આવશે. દરેક વસ્તુનું સાચું સ્વરૂપ, દરેક કર્મનું સાચું સ્વરૂપ એક અખંડ બ્રહ્મ સાથે જોડાયેલું છે. સૃષ્ટિમાં તેનો શો ઉપયોગ છે તે ઉપર બધો આધાર છે. તેથી જગતને બરાબર જોવામાં એક મુખ્ય સરત એ હોય છે કે બધું અખંડ (whole) જોવું. જ્યારે એવી દૃષ્ટિ કેળવાશે ત્યારે જીવનનો છેડો જીવનની શરૂઆતમાં રહેલો જણાશે. કોઈ દોષ અખંડ એક વસ્તુમાં નથી પણ અખંડમાંથી ખંડ પાડી તેની સાથે ખોટો વ્યવહાર કરવામાં દોષ રહેલો છે.

જે માણસે પોતાની જિંદગીનું ધ્યેય નક્કી કરેલ નથી તે જીવનમાં પાછળ રહી જશે. તે માત્ર દુઃખથી અને અગવડથી સુધરશે. સામાન્ય માણસોનું જીવન મિથ્યા વસ્તુના મોહમાં ભમે છે, આપણી પૃથ્વીનું જીવન સુધારવા માટે ઘણા માણસ ફળ તરફ નજર

રાખે છે પણ તેનાં કારણુ શોધતા નથી. તેથી નવા દોષ માટે નવાં કારણુ ઉત્પન્ન થાય છે. દોષના કારણુ વર્તમાન કાળમાં નથી પણુ ભૂતકાળમાં છે, ખોટી કેળવણીમાં છે. જીવ, જીવ તરીકે પૂર્ણું થઈ શકતો જ નથી. સાચી વસ્તુ અખંડ બ્રહ્મ સ્વરૂપ છે અને તેના સિવાય બીજું કાંઈ નથી. તેથી જ્યાં બીજું કાંઈ દેખાય તે મિથ્યા છે, તે સત્ય નથી.

હાલની અપાતી વિદ્યાકળા પશ્ચિમની જંગલી ઢબની છે, તેમાં ઘણો ફેરફાર કરવો પડશે. પશ્ચિમના દેશોમાં માણસોને સંયમમાં રાખે એવા બહુ થોડા કાયદા છે. તેથી ત્યાં વસ્તી વધી ગઈ છે. અને માણસોમાં સાચી બુદ્ધિ નથી તેથી કમીટીઓ અને કોન્ફરન્સો ભેગી કરી વિચાર કરે છે. આગલા કાળમાં એક ડાહ્યા મહાત્મામાં એટલું જ્ઞાન હતું કે તેના વચનથી સાચું જીવન અને સાચો રસ્તો જણાતો અને પ્રજા તે માન્ય રાખતી હતી. હાલના કાળમાં બહુ મતીનું રાજ્ય છે, તેને ડેમોક્રસી કહે છે, તેમાં જ્ઞાની માણસને એક મત આપવાનો હક હોય છે અને અજ્ઞાનીને પણ એકમત આપવાનો હક હોય છે. એ મોટી ભૂલ છે. વળી જ્ઞાની કોણુ છે તેની પસંદગી અજ્ઞાની કરે એ બીજી ભૂલ છે. અજ્ઞાની માણસોએ પસંદ કરેલા પાર્લામેન્ટના સભ્યોમાં નિઃસ્વાર્થ બુદ્ધિ જણાતી નથી.

જ્ઞાન માટે ચિત્તમાં ખરી શાંતિની જરૂર છે. **स्थिरे चित्ते बुद्धयः संभवन्ति.** જ્ઞાની પુરુષ કોઈના દોષ કાઢતો નથી, કોઈની સ્તુતિ કરતો નથી, કોઈની ફરીઆદ કરતો નથી, પોતે જ્ઞાની છે એવું જણાવા દેતો નથી. જ્યારે તેના જીવનમાં કાંઈ વિઘ્ન આવે ત્યારે તેમાં પોતાનો જ દોષ જુએ છે.

સાપેક્ષવાદ કહે છે કે દરેક બનાવ માટે જેટલા જોનારા છે તેટલા પ્રકાર છે. તેથી કોઇ બનાવ માત્ર એક જ કર્મ નથી. તેને જેટલી રીતે જોઈ શકાય તેટલાં કર્મ તેમાં (સાપેક્ષ ભાવે) રહેલાં

છે. તેનો આધાર જોનાર ઉપર છે, તેની દૃષ્ટિની સાથે રહેલ દિક્ અને કાળ પણ સાપેક્ષ છે.

તેથી જેમણે આત્મજ્ઞાન મેળવવું હોય તેમણે જન–સમુદાયથી દૂર રહેવાની ટેવ પાડવી જોઈએ. જન–સમુદાયની દૃષ્ટિ એ સાચી દૃષ્ટિ નથી. તે સાધકે એમ માનવું કે આજથી તે મરી ગયો છે અને બાકીના દિવસ આત્મજ્ઞાનમાં ગાળવાના છે. જ્યારે બે માણસો ભેગા થાય છે અને વ્યવહારની વાતો કરવા માંડે છે ત્યારે ભગવાન ત્યાંથી નાશી જાય છે. જ્ઞાની માણસને કોઇ મુર્ખ માનીને છોડી દે તો તેમાં જ્ઞાનીને લાભ છે. તેના પરિણામે તેને આત્મવિકાસ માટે પૂરતો વખત રહે છે. જે પોતાના વિચાર ઉપર સંયમ રાખી શકે છે તે જીવ જગતનું તત્ત્વ સમજવાને શક્તિમાન થાય છે, તે અનાત્મને આત્મારૂપ કરી શકશે.

આત્માનો આનંદ આપણને મળતો નથી તેનું કારણ એ છે કે આપણે તે ચાહતા નથી. આપણે બહારના સુખ માગીએ છીએ. સત્તા, માન, પૈસો, આરોગ્યતા, વગેરે માગીએ છીએ પણ સાચું સુખ માગતા નથી. દુઃખનું એક કારણ એ છે કે બીજાના જીવન જોવામાં ઘણો વખત જાય છે, પણ પોતાનું જીવન ઠીક કરવામાં કાળજી રાખવી જોઈએ. સમાજને આપણું જીવન આપી દેવાથી ઘણા અજ્ઞાનીનો સંગ થાય છે. એકાંતમાં જે સારા વિચારો સ્ફુરે છે તે ઘણા માણસોની વચ્ચે સ્ફુરતા નથી. ઘણા મૂર્ખ માણસ ઉપર સત્તા ભોગવવી એ સારા જીવનનો માર્ગ નથી. કોઇપણ આત્મજ્ઞાની માણસ એવી લપમાં પડતો નથી.

આપણે કેવા ભાવથી દરેક કામ કરીએ છીએ તે ઉપર ઘણો આધાર છે. કર્મ શરૂ કર્યા પહેલાં કર્તાપણું ભગવાનને અર્પણ કરવું અને તે પૂરાં થયા પછી ભગવાનને તેનું ફળ અર્પણ કરવું. ત્યાગ ત્રણ પ્રકારનો ગીતામાં કહેલો છે. સાત્ત્વિક, રાજસ અને તામસ. પોતાનું જે કર્તવ્ય હોય તેનો મોહથી ત્યાગ કરવો એ તામસ ત્યાગ

છે. અમુક ફરજ કરવાની હોય, છતાં શરીરના ક્લેશના ભયથી ત્યાગ કરવો એ રાજસ ત્યાગ છે અને સંગ અને ફળનો વિચાર છોડીને પોતાનું કર્તવ્ય કરવું એ સાત્ત્વિક ત્યાગ છે. માત્ર સ્વદેશ પ્રેમથી જ અખંડ જીવન પ્રાપ્ત થતું નથી. તે વખતે જો બીજા દેશ ઉપર રાજ-દ્વેષ રહી જાય તો જીવનમાં પૂર્ણતા આવતી નથી.

આત્મજ્ઞાની પાસે જે કામ આવે તે તે આત્મભાવે કરે છે. કોઇ સારો ગાવાવાળો પોતાનો આનંદ શરૂ કરી પછી ગાયન શરૂ કરે છે. સાંભળવાવાળો ગાયન સાંભળીને પછી આનંદ પામે છે.

સામાન્ય માણસ ઉપર તેના વખતના ઇતિહાસની અસર થાય છે. જો કાળની આવી સત્તા તે જીતી શકે તો તેના જીવનમાં ઘણું પરિવર્તન થઇ શકે. અખંડ બ્રહ્મ સ્વરૂપમાં ભૂત, વર્તમાન, કે ભવિષ્યકાળ નથી. તે હમેશાં એવું ને એવું જ છે. તેને દેશ કે કાળનું બંધન નથી. તેથી હાલ જે જીવન આપણને વર્તમાન કાળમાં દેખાય છે તેનું ખરૂં તત્ત્વ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. ખરો જ્ઞાતા ભાસક કોટીમાં રહે છે તે ભાસ્ય કોટીમાં આવતો નથી.

ઉપાધિમાં ભેદથી જ્ઞાનમાં ભેદ હોય તેવું જણાય છે. વાસ્તવમાં જ્ઞાનમાં કાંઈ ભેદ નથી, અભેદ માટે ભેદવાળું માપ કામ લાગે નહિ. તેથી જેટલું જીવન અભેદભાવે આપણું કરતાં જઈએ તેટલું આપણું થાય છે. જે બહાર છે તે આપણાથી જુદું નથી, આત્મિક દશાના ધર્મ અનાત્માના ધર્મ જેવા નથી. તેથી બહારના પદાર્થ કાંઈ સત્ય આપતા નથી. આપણી વૃત્તિ પ્રમાણે સત્ય જણાયા કરે છે, જેવો પ્રમાતા અને તેનું પ્રમાણ તેવું પ્રમેય જણાય છે.

જ્યાં એક સ્થાનધર્મનો સ્વીકાર થયો છે ત્યાં કલ્પિત દેશ અને કાળ ઉત્પન્ન થવા લાગે છે. પૂર્ણ વસ્તુના અનુભવ માટે એક સ્થાનનું અભિમાન છોડવું જોઈએ એટલે કે અહંકાર છોડવો જોઈએ, જાગૃત દશા એ એક સ્થાનધર્મ છે, સ્વપ્નાની માફક તે અપૂર્ણ જીવન

બતાવે છે. જોનારની ભૂમિકા ઠીક કર્યા વગર જે દેખાય તે કોઈ વસ્તુ નથી, તેના જગતનું અસ્તિત્વ નથી. તેથી જીવનમાં ભૂલ નથી પણ સામાન્ય માણસ જે પ્રકારે જીવનને સમજે છે તેમાં ભૂલ છે. આત્મજ્ઞાનથી જગતનો નાશ થતો નથી. કારણ કે જે જગત સામાન્ય રીતે દેખાય છે તે સાચું નથી, રજ્જુમાં સર્પ જોયા પછી રજ્જુના જ્ઞાનથી સર્પનો નાશ થતો નથી. સર્પ ત્રણે કાળે નહોતો એવી રીતે જેમ સર્પનો બાધ થાય છે તેમ જ્ઞાન કાળે જગતનો બાધ થાય છે. ઘડા જેવી વસ્તુ હોય તેને દંડ મારવાથી નાશ થાય પણ મૃગજળ જેવી વસ્તુને સૂર્ય સુકાવી શકે નહિ. તે જ્ઞાનથી સુકાઈ જાય છે. જ્યાં અનેક નથી અને અનેક દેખાય તે માયાની દૃષ્ટિ છે. બ્રહ્મ દૃષ્ટિએ ભેદ નથી. મનની દ્વૈતવાળી કલ્પના ભેદને ઉત્પન્ન કરે છે. તેથી આપણે બ્રહ્મ ભાવના કેળવવી જોઈએ. એ જ આત્મિક જીવન છે.

જ્યારે આપણે બે કર્મની તુલના કરવા બેસીએ ત્યારે પણ ભેદ ઉત્પન્ન થાય છે. અભેદમાં તુલના બનતી નથી. જે વસ્તુ દૃષ્ય થઈ ન શકે ત્યાં સંખ્યા કામ કરતી નથી.

જ્યાં જ્ઞાન પ્રમાણે કર્મ થતું નથી ત્યાં કર્મ પ્રમાણે જ્ઞાન થઇ જાય છે. જ્યાં સાધારણ ભૂગોળ અને ઈતિહાસની વાત ચાલે છે ત્યાં મિથ્યા જગતની વાત જોવામાં આવશે, તેમાં આત્મિયભાવ રહેલો નથી. કાળ એક સરખો નથી અને તેથી ઇતિહાસ એક સરખો નથી. બિલાડી પોતાના જીવનના બનાવ સમજવા પ્રયત્ન કરે અને તે પ્રમાણે પોતાનો ઈતિહાસ રચે તો તે માત્ર કલ્પિત ઇતિહાસ થાય. એક બિલાડીને રાત્રે એક અરિસામાં ઓરડો દેખાણો, તે ઓરડામાંથી નીકળવા માટે તેણે કૂદકો માર્યો, અરિસામાં તેનું માથું પછડાયું પણ તે નીકળી શકી નહિ. અજ્ઞાની માણસોની દશા તેમના જગત પ્રત્યે એવા પ્રકારની રહે છે. નીતિમાં પણ કેટલોક ભેદ રહી જાય છે, માત્ર આત્મિક દશામાં બધા ભેદ દૂર થાય છે. તેથી આત્માની કિંમત સાધારણ માણસ સમજી શકતા નથી.

ખરીરીતે જોઈએ તો ઘણી વાતોનો વિચાર કરવાની જરૂર નથી કારણકે વસ્તુ અનેક નથી. જ્યારે અનેક દેખાય છે ત્યારે આપણે તેઓનું ખરૂં સ્વરૂપ પકડતા નથી. તેથી ખરો વિચાર એકનો છે કારણ કે ખરી વસ્તુ એક છે. તેથી દૃષ્ય અને દૃષ્ટાને ભેગાં કરવાનાં નથી. દૃષ્ય એ કોઈ સાચી વસ્તુ નથી. બન્નેનું સાચું સ્વરૂપ બ્રહ્મ છે.

કોઈ પણ સુંદર વસ્તુનું સૌંદર્ય જોનારની દૃષ્ટિમાં રહેલું છે. જો એ દૃષ્ટિ બરાબર કેળવવામાં આવે તો સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, તારા વગેરે બધામાં સરખું સૌંદર્ય નજરે પડે. સાચો વિચાર આત્મજ્ઞાન ઉત્પન્ન કરે છે. એવા ઘણા વિચારથી સાચી નિષ્ઠા બંધાય છે. દિક્ અને કાળથી અતીત જીવન એ જ ખરૂં જીવન છે. તેથી નવા સંચા શોધવાની જરૂર નથી પણ જીવનનું ખરું રહસ્ય બરાબર સમજાવે તેવી કેળવણીની જરૂર છે, માત્ર ઈંદ્રિઓના જ્ઞાન ઉપર જીવનની રચના કરવાથી અભિમાન વધે છે, તેમાંથી તત્ત્વજ્ઞાન નીકળતું નથી. આત્મા કાળની હદમાં આવતો નથી. જ્યાં હદ નથી ત્યાં સિદ્ધિ કે શક્તિની જરૂર નથી. ત્યાં અખંડ પ્રેમ છે. પ્રેમી પોતાના પ્રેમમાં એવો મશગૂલ થઈ જાય છે કે બીજું કાંઇ વિઘ્ન તેને માટે રહેતું નથી. વાસ્તવમાં વિઘ્ન કરે એવું બીજું નથી. તેથી જ નિર્ગુણ બ્રહ્મમાં ક્રિયા વગરનું સુખ છે. જ્યાં ભેદ છે ત્યાં અલ્પતા છે અને દુઃખ છે. ત્યાં કુટુંબનું, દેશનું અભિમાન ઘુસે છે. જ્યાં અભિમાન નથી ત્યાં બધા જીવનની એકતા છે, પૂર્ણતા છે અને આનંદ છે.

સંબંધના જ્ઞાનમાં પણ બે વસ્તુ રહી જાય છે, દ્વૈત રહી જાય છે અને એક અખંડ વસ્તુ સાથે તદ્દન એકતા થતી નથી. તેથી અંતરાત્માની પ્રેરણાથી જીવવું જોઈએ. આત્માનું જ્ઞાન દિક્ અને કાળનાં બંધન છોડાવી દે છે. આપણી દૃષ્ટિ થોડીક ફરે તો પણ આપણા જગતમાં મોટો ફેરફાર લાગશે. બ્રહ્મ જગતરૂપે થઇ જતું નથી. દરેક દૃષ્ય વસ્તુ મનોમય છે, સ્વપ્નાની માફક તેનાથી વ્યવહાર

થાય છે, પણ દરેક સામાન્ય જીવ પોતાના કલ્પિત જગતમાં રહે છે. તેથી જગત જેવી કોઈ વસ્તુ નથી. તેથી માત્ર બ્રહ્મ છે અથવા ભગવાન જ છે. પૂર્ણ દૃષ્ટિએ દરેક જગ્યાએ પૂર્ણતા લાગશે. ભગવાન સુધરતા નથી અને બગડતા નથી, જગત સુધરે છે અને બગડે છે. એ અલ્પ વસ્તુ છે. અલ્પમાં સુધારો અને બગાડો થાય. અલ્પભાવે જીવ પૂર્ણ તત્ત્વ સમજી શકે તેવું નથી. અજ્ઞાન જીવ આવ્યા પછી આવ્યું અથવા અજ્ઞાન આવ્યા પછી જીવ ભાવ આવ્યો એ પ્રશ્નના ઉત્તરમાં હમેશાં મુશ્કેલી રહે છે. અજ્ઞાન અને જીવ એ બન્ને એક જ દશાના એક સાથે રહેલ પર્યાય છે. જેવો પ્રમાતા, તેવું પ્રમાણ, અને તેવું પ્રમેય, એ ત્રણે એક સાથે રહેલ છે. એ સિદ્ધાંત સાપેક્ષવાદની રીતે હાલ ગણિતથી પણ સિદ્ધ થયેલ છે. જેમ ત્રિકોણ અને તેની બાજુ જુદી પાડી શકાતી નથી, દીકરો થાય છે ત્યારે બાપ થાય છે, તેમ જીવ અને અજ્ઞાનનો વિચાર એક સાથે જ રહે છે. અરીસો દેખાયા કે તેમાં આપણું પ્રતિબિંબ તરત દેખાય છે. ઉપાધિ આવી કે સાથે જ બિંબ અને પ્રતિબિંબનો વ્યવહાર ઉત્પન્ન થાય છે. ઉપાધિ અથવા અરીસો લઈ લો તો ઉપાધિ નથી અને પ્રતિબિંબ પણ નથી, માત્ર બિંબ છે.

તેથી અલ્પ ભાવમાં રહીને પૂર્ણ તત્ત્વ સમજી શકાશે નહિં. જીવભાવે રહીને ભગવાનનું સ્વરૂપ સમજી શકાશે નહિ, બધા પ્રકારના તત્ત્વજ્ઞાનની બધી પ્રણાલિકા આપણને પૂર્ણભાવ ગ્રહણ કરવાનું કહે છે. તેને જ અદ્વૈત કહે છે, ભગવાન કહે છે, પરમાત્મા કહે છે, બ્રહ્મ કહે છે, સત્ ચિત્ આનંદ કહે છે.



શ્રી હરિઃ

આત્માને ઓજસ્ આપનાર નવા બહાર પડેલાં

# શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયનાં

## ગૃહસંસ્કાર અને ચારિત્ર્યનું ઘડતર કરતા એકવીસ ગ્રંથરત્નો

| | | |
|---|---|---|
| ૧ | તે કોણ? અથવા ભક્તિ-પ્રભા ... | ૩-૦-૦ |
| ૨ | હું કોણ? ... ... | ૨-૮-૦ |
| ૩ | વિનય પત્રિકા ... ... | ૨-૮-૦ |
| ૪ | તીર્થરેણુ (સંતવાણી) ... ... | ૨-૦-૦ |
| ૫ | 'ભક્તિમાર્ગ'(માસિક)નો ભક્તિ અંક | ૨-૦-૦ |
| ૬ | પ્રિય બાંધવો (શ્રી લક્ષ્મણ ભરતના બંધુપ્રેમની કથા) ... ... | ૧-૮-૦ |
| ૭ | શક્તિ મહિમા ... ... | ૧-૮-૦ |
| ૮ | લક્ષ્મી સાધના ... ... | ૧-૪-૦ |
| ૯ | તારામતિ ... ... | ૧-૪-૦ |
| ૧૦ | જીવનમુક્તિના માર્ગો ... ... | ૧-૪-૦ |
| ૧૧ | પ્રયાગરાજનો કુંભમેળો... ... | ૧-૪-૦ |
| ૧૨ | ભક્ત નરસિંહ મહેતા ... ... | ૧-૪-૦ |
| ૧૩ | મીરાંબાઈ ... ... ... | ૧-૪-૦ |
| ૧૪ | પ્રભુનાં પ્યારાં ... ... | ૧-૪-૦ |
| ૧૫ | પ્રહ્લાદનો સત્યાગ્રહ ... ... | ૧-૦-૦ |
| ૧૬ | તારાનાં તેજ ... ... | ૦-૮-૦ |
| ૧૭ | હિંદુત્વ ... ... | ૦-૪-૦ |
| ૧૮ | સીતાજીના જીવનમાંથી મળતી આદર્શ શીક્ષા ... ... ... | ૦-૩-૦ |
| ૧૯ | સ્વામી વિદ્યાનંદજી (સંક્ષિપ્ત જીવન વૃત્તાંત) ... ... ... | ૦-૨-૦ |
| ૨૦ | શ્રીરામ, લક્ષ્મણ અને પરશુરામ ... | ૦-૨-૦ |
| ૨૧ | કલ્યાણ પ્રાપ્તિની કેટલીક યુક્તિઓ... | ૦-૧-૬ |

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સલાપસ ક્રોસરોડ અમદાવાદ.

# પ્રકરણ ૧ લું

## યોગવાસિષ્ઠમાં ગાધિ બ્રાહ્મણનું આખ્યાન

કાળની ગતિ કેવી વિચિત્ર છે તે બરાબર સમજવા માટે નીચે પ્રમાણે બે મુખ્ય સાધન છે:—

૧. પ્રોફેસર આઈન્સ્ટાઇનનો સાપેક્ષવાદ

૨. યોગ વાસિષ્ઠમાં આપેલા કેટલાક આખ્યાન.

પહેલી બાબતમાં બની શકે તેટલો ખુલાસો બીજા વિભાગમાં કરવામાં આવેલ છે. આ વિભાગમાં યોગવાસિષ્ઠમાંથી બે પ્રસંગ પસંદ કરીને કાળનીગતિ સમજાવવાનો પ્રયત્ન થાય છે.

યોગ વાસિષ્ઠના ઉપશમ પ્રકરણના ૪૪ મા સર્ગથી નીચેનું આખ્યાન શરૂ થાય છે. તે ટુંકામાં અહીં આપેલ છે કારણ કે મુખ્ય ઉદ્દેશ અહીં કાળની વિચિત્ર ગતિ સમજાવવાનો છે. આખું આખ્યાન બહુ લાંબુ છે.

કોશલ દેશમાં એક ગાધિ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે વેદ વિદ્યામાં અત્યંત નિપુણ અને બુદ્ધિમાન હતો. તેને નાની ઉંમરમાં વૈરાગ્ય આવવાથી તપ કરવા વનમાં ગયો. ત્યાં એક નિર્મળ સરોવરને કાંઠે વિષ્ણુનું પ્રત્યક્ષ દર્શન ન મળે ત્યાંસુધી તપ કરવાનો સંકલ્પ કરીને બેઠો. ત્યાં તપ કરતાં ૮ મહિના થઈ ગયા. તે પછી એક દિવસે તપથી ખેદ પામેલા તે બ્રાહ્મણ પાસે ભગવાન વિષ્ણુ પધાર્યા. તેમણે તે બ્રાહ્મણને કહ્યું કે 'તારે જે વર મારી પાસેથી જોઇએ તે માગી લે."

બ્રાહ્મણે કહ્યું:—તમે પોતાના સ્વરૂપમાં જ રચેલી અને મોહને દેનારી તમારી માયા હું જોવા ઇચ્છું છું

વિષ્ણુઃ—તું એ માયાને દેખીશ અને પછી છોડી દઈશ. એમ કહી વિષ્ણુ ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

તે પછી તે બ્રાહ્મણ તે વનમાં કેટલોક વખત રહ્યો, એક દિવસ તળાવના જળમાં સ્નાન કરતાં તેણે જળમાં ડૂબકી મારી, તે વખતે ધ્યાનના મંત્રોનું વિસ્મરણ થઇ ગયું અને બુદ્ધિ વિપરીત થઇ જતાં જળમાં તેણે પોતાનું ઘર દીઠું. તે ઘરમાં પોતાના શરીરને મરેલું જોયું. તેને માટે સગાં સંબંધીઓ શોક કરતાં હોય તેવું જણાયું. તેની સ્ત્રી એ શબ પાસે પડી રડતી હતી. થોડીવાર પછી સગાં સંબંધીઓ એ શબને સ્મશાનમાં લઇ ગયા, અને ત્યાં તેને ભસ્મ કરી નાખ્યું.

તે પછી જળમાં ડૂબકી મારેલ ગાધિ બ્રાહ્મણે એવું જોયું કે જાણે ‘ ભૂતમંડળ ’ નામના કોઈ દેશના સીમાડાના ગામની પાસે રહેનારો કોઇ ચાંડાલ હતો, તેની સ્ત્રીના ગર્ભમાં પોતાને અત્યંત વ્યાકુળપણાથી દીઠો, ગર્ભવાસના દુઃખથી દબાયેલો, પીડાયેલો ચાંડાળીના પેટમાં સુતેલો એ ગાધિ ધીરેધીરે ગર્ભમાં પાકયો. પૂરા મહિના થતાં ચાંડાળીએ તે બાળકને જન્મ આપ્યો. ચાંડાળને ત્યાં જન્મેલો એ ગાધિ નાચતો કૂદતો ૧૨ વર્ષની ઉંમરનો થયો, પછી સોળ વર્ષનો થયો. પછી કુતરાઓનાં ટોળાં લઈ વનમાં ફરવા લાગ્યો, શિકારથી પોતાની આજીવિકા ચલાવવા લાગ્યો, અને ઘણા હરણને મારવા લાગ્યો. પછી તે એક ચાંડાળીને પરણ્યો. (આ બધું તે પહેલાં જંગલમાં રહેલ તળાવમાં મારેલ ડૂબકીની અંદર જોતો હતો.) માણસ પણ જળના ટીપામાંથી ઉત્પન્ન થાય છે અને તે જળમાં જીવે મારેલ ડૂબકીમાં તે હાલનું જગત જુએ છે, પરણે છે, વ્યવહાર કરે છે અને મરે છે, એ બધું આત્માના વિસ્મરણથી બને છે તેથી ગાધિ બ્રાહ્મણની ડૂબકીથી આશ્ચર્ય પામવાનું નથી.

પછી એ ચાંડાળ પોતાની સ્ત્રી સાથે વિહાર કરવા લાગ્યો,

અને તેને પુત્રો ઉત્પન્ન થયા. પછી તેને વૃદ્ધાવસ્થા આવવા લાગી એટલે ભૂતમંડળ દેશના ગામમાં આવી ત્યાં એક ઝૂંપડી બનાવી રહેવા લાગ્યો. એ રીતે વિપરીત જ્ઞાનને લીધે પોતાને ચાંડાળ માનતો અને બીજા ચાંડાળોથી પણ વૃદ્ધ થયેલો એ ગાધિ પુત્રોને પ્રાણ સમાન ગણતો, ક્રૂર કર્મ કરનારો, ક્રૂર વાણી બોલનારો પોતાને દેખતો હતો. થોડા વખતમાં તેના કુટુંબના માણસો મરી ગયા. ચાંડાળપણામાં તેનું નામ 'કટંજ' હતું. તે પાછો દુ:ખી થઇ વનમાં ભટકવા લાગ્યો અને વિલાપ કરવા લાગ્યો. ફરતાં ફરતાં એક દિવસે 'કિર' નામના દેશની એક રાજધાની તેના જોવામાં આવી. એ ગાધિ (કટંજ) તે રાજધાનીના રાજમાર્ગમાં ગયો. રાજમાર્ગમાં ઘણી શોભા કરેલી હતી. ત્યાં તે ચાંડાળ થયેલા ગાધિને ઉત્સવના સંબંધથી છૂટો મૂકેલો એક હાથી જોવામાં આવ્યો. એ રાજધાનીનો રાજા મરી ગયા પછી રાજ્યને યોગ્ય બીજા કોઇ ભાગ્યશાળી પુરુષની પરીક્ષા કરીને શોધી લેવાની ઇચ્છાથી તે હાથી ચારે બાજુ ફરતો હતો. તે હાથીને તે ચાંડાળે જોયો. હાથીએ પણ તે ચાંડાળને જોઇ તેને સુંઢ વડે પાડી પોતાની ખાંધ ઉપર બેસાડયો. તે વખતે જયસૂચક વાજાં વાગવા લાગ્યાં. લોકોએ 'જય મહારાજ, જય મહારાજ'ના પોકાર કર્યા હાથીએ તેને રાજા તરીકે પસંદ કર્યો. પછી તે સરઘસ રાજદરબારમાં ગયું અને સ્ત્રીઓએ આવી તેને શણગાર્યો અને વધાવ્યો. એ ચાંડાળ રૂપી ગાધિએ સ્ત્રીઓનું આકર્ષણ કર્યું. શોભા પામેલો તે ગાધિનો બધા રાજ્યના અમલદારોએ અભિષેક કર્યો. એ પ્રમાણે તે ચાંડાળને (ગાધિને) કીરપુરનું રાજ્ય મળ્યું.

(આ બધો દેખાવ તે જળની ડુબકીમાં જોઇ રહેલ છે. તેને ખબર નથી કે તે માત્ર ડુબકીમાં છે.)

કીર દેશની સ્ત્રીઓ તેના ચરણકમળને સ્વચ્છ કરવા લાગી અને તેના શરીરને સુખ આપવા લાગી. તે ચાંડાળનું રાજા તરીકે 'ગવલ' નામ પડયું.

ગવલ રાજા ધીરેધીરે પોતાના જૂના સ્વભાવને ભૂલી ગયો. હાલના માણુસોએ પણ વાઈસરોયે વધારો કરેલ નવો વખત ટેવથી સાચા તરીકે સ્વીકારી લીધો છે, ગવલ નામના ચાંડાળ રાજાએ આઠ વર્ષ સુધી કીર દેશમાં રાજ્ય કર્યું. તેટલા કાળમાં તેણે સંપૂર્ણ સદાચાર જ પાળ્યો.

એક દિવસ એ રાજા બધા શણુગાર ઉતારી એકલો બજારના ચોકમાં ગયો. ત્યાં કેટલાએક બીજા ચાંડાળો બેઠા હતા તે તેના જોવામાં આવ્યા. એ સઘળા ચાંડાળો અત્યંત કાળા મોઢાવાળા પણ શરીરે પુષ્ટ હતા. ગવલને જોઈને તે ચાંડાળોમાંથી એક બુઢ્ઢો પટેલ ઊભો થયો. તેણે એકદમ ગવલ રાજાને 'હે કટંજ' એમ ચાંડાળના નામથી બોલાવ્યો અને કહ્યું કે તારા દર્શનથી હું આજ આનંદ પામ્યો છું, બંધુનું દર્શન એ મોટો લાભ છે. પોતે ચાંડાળ હતો તેથી ગવલ રાજાએ તે ચાંડાળ પટેલની વાતનો અનાદર કર્યો પણ એ વાત ગોખમાં બેઠેલી રાણીયોના અને મંત્રીઓના સાંભળવામાં આવી ગઈ. તે રાણીઓ અને મંત્રીઓ—અમારો રાજા ચાંડાળ છે એમ માની—બહુ ખેદ પામ્યાં. આ વાત ગામના લોકોના જાણવામાં આવતાં ગામમાં પણ હાહાકાર થઈ ગયો. રાજાએ તે પટેલનો તિરસ્કાર કરી કાઢી મૂક્યો. રાજા અંતઃપુરમાં આવ્યો. તેને મનમાં ભારે સંકટ ઉત્પન્ન થયું. જેમ ઘરમાં રહેલા માણસો પણ ઘરમાં રહેલા શબને સ્પર્શ ન કરે તેમ મંત્રીઓ, નગરના લોકો અને સ્ત્રીઓ ત્યારથી અંતઃપુરમાં રહેલા તે રાજાનો સ્પર્શ ન કરવા લાગ્યા. રાજાની ઉપર સ્નેહ હોવા છતાં પણ વટલાવાના દુઃખને લીધે નોકરો પણ તેનાથી છેટા જ રહે. લોકો તેને મસાણ જેવો સમજી માન આપતા નહિ. પછી રાજાની આજ્ઞા ચાલતી નહોતી, બધા લોકો તેનાથી દૂર નાસી જવા લાગ્યા.

બધા લોકોએ ભેગા થઇ નિર્ણય કર્યો કે—" આપણે જેઓ

લાંબા દિવસથી આ ચાંડાળના સમાગમથી વટલેલા છીએ તેઓ કોઈ પણ પ્રાયશ્ચિતોથી શુભ થઇ શકીએ તેમ નથી, એટલા માટે આપણે સઘળાઓએ અગ્નિમાં જ પ્રવેશ કરવો યોગ્ય છે.” એ પ્રમાણે નિર્ણય કરીને તે નગરના સર્વ લોકોએ તથા મંત્રીઓએ ચારે બાજુ સૂકાં લાકડાંઓથી ચિતાઓ સળગાવી અને પ્રજા, સ્ત્રીઓ, બાળકો, મંત્રીઓ બધાં તેમાં પડયાં. ઘર બધાં ઉજ્જડ થઇ ગયાં. આ બધું જોઇ ગવલ રાજાએ નીચે પ્રમાણે નિશ્ચય કર્યો.

“આ દેશમાં સમય વિનાના થયેલા કલ્પાંત જેવો અને ઘણાનો નાશ કરનારો આ અનર્થ માત્ર મારા કારણથી જ પ્રાપ્ત થયો છે. હવે મારે દુઃખ ભરેલું જીવન રાખીને શું કરવાનું છે? મારે તો મરવું જ એ મહોત્સવ છે.” એ પ્રમાણે ગવલ રાજાએ નિશ્ચય કરી મનમાં કાંઈ પણ ભય નહિ રાખતાં જેમ પતંગીઉં પોતાને સળગતા દીવામાં હોમી દે છે તેમ ગવલ રાજાએ પોતાના શરીરની અગ્નિને આહુતિ આપી. ગવલ નામનો તેમનો દેહ વૈરાગ્યના બળને લીધે ઢગલામાં પડવાથી અને તેથી દાહ થવાથી વ્યાકુળ અવયવવાળો થઈ જતાં જળમાં રહેલો ગાધિ બ્રાહ્મણ પોતાના અંગમાં દાહનું સ્ફૂરણ થતાં તુરત જાગૃત થયો.

એ ગાધિ બ્રાહ્મણ મહા પીડાકારી ચિત્તના ભ્રમણથી થોડીવાર પછી શાંત થયો. જેમ કલ્પાંતના સમયમાં બ્રહ્મ જગતની રચનાથી વિરામ પામે છે તેમ એ ગાધિ મનની કલ્પનારૂપ મોહથી વિરામ પામ્યો. તે વખતે ગાધિને લાગ્યું કે “હું ન્હાવા સારૂ તળાવમાં ઊતરેલો ગાધિ છું, આ તર્પણાદિક મારે કરવાનું છે અને રાજ્ય કરવાનું નથી એમ જોવા લાગ્યો. તેણે પોતાના શરીરને પાણીમાંથી બહાર કાઢયું. તે પાણી અને પૃથ્વી જાણે બીજાં હોય તેમ દેખતો એ ગાધિ પરમ વિસ્મય પામ્યો.

તેણે આ પ્રમાણે ચિંતવન કર્યું:—મારી તે મા અને સ્ત્રી ક્યાં ગયાં ! કે જેઓના મધ્યમાં હું મરણ પામ્યો હતો. હું નાનો બાલક હતો ત્યારે જ મારાં માબાપ મૃત્યુથી નષ્ટ થઇ ગયાં છે. હું મુદ્દલ પરણ્યો જ નથી. મારા દેશના માણસો તો અહીંથી ઘણા દૂર છે છતાં હું જેઓની મધ્યમાં મરી ગયો તેઓની સાથે મારે શો સંબંધ હતો. મેં જન્મ વિગેરેના અભિનિવેશવાળું શું દીઠું ?

જે જોયું તે ભલે પણ હવે તેનો વિચાર કરવાની મારે જરૂર નથી. હું સગાંની વચ્ચે મરણ પામ્યો હતો એ તો એક જાતની ભ્રાંતિ હતી. આ મોહમાં કાંઇપણ સાચું નથી. પ્રાણીઓનું ચિત્ત નિત્ય એ જ રીતે અનંત ભ્રાંતિઓના દેખાવમાં ભમ્યા કરે છે."

પછી તે ગાધિએ પોતાના આશ્રમમાં કેટલાએક દિવસો કાઢયા. એક દિવસ તે ગાધિની પાસે કોઈ અતિથિ આવ્યો અને તે થાકેલા હોવાથી ગાધિના આશ્રમમાં જ રહ્યો. રાત્રિએ તેને ભોજન આપી તૃપ્ત કર્યો. પછી બન્ને વચ્ચે શાંતિ ભરેલી વાતો ચાલી.

ગાધિએ એ અતિથિને પૂછ્યું કે " તમારું શરીર દુબળું કેમ દેખાય છે? તમે થાકી ગયા છો તેનું કારણ શું ?

અતિથિએ કહ્યું કે " મહારાજ, તેનું સાચું કારણ કહું છું તે સાંભળો."

હું મિથ્યા વાત કરતો નથી. આ પૃથ્વી ઉપર ઉત્તરદિશાની ઝાડીમાં એક મોટો સમૃદ્ધિવાળો અને પ્રખ્યાત 'કીર' નામનો દેશ છે. હું એ દેશમાં એક મહિના સુધી રહ્યો હતો અને ત્યાંની રાજધાનીમાં લોકો મારું સારી રીતે સન્માન કરતા હતા. એક દિવસે તે નગરની વાતના પ્રસંગમાં એક માણસે મને કહ્યું કે " હે બ્રાહ્મણ ! આ નગરમાં એક ચાંડાળે આઠ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું " પછી એ વાતનો નિશ્ચય કરવા માટે તે દેશના કેટલાએક ગામોમાં મેં જે જે માણસોને પૂછ્યું તે સઘળાંઓએ મને એમ કહ્યું કે:—" સાચી

વાત છે. આ દેશમાં આઠ વર્ષ સુધી એક ચાંડાળે રાજ્ય કર્યું હતું. અંતે એ વાત લોકોના જાણવામાં આવતાં, તે રાજાએ તુરત અગ્નિમાં પ્રવેશ કર્યો હતો અને તે આભડછેટને લીધે સેંકડો બ્રાહ્મણોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો " હે ગાધિ! હું એ લોકોના મુખેથી એ પ્રમાણે સાંભળી તે દેશમાંથી નીકળીને પ્રયાગમાં ગયો હતો અને ત્યાં મેં શુદ્ધિને વાસ્તે ત્રણ ચાંદ્રાયણ કરવારૂપ પ્રાયશ્ચિત કર્યું, ત્રીજું ચાંદ્રાયણ સમાપ્ત થતાં આજ પારણું કરીને અહીં આવ્યો છું: આ કારણને લીધે હું થાકી ગયો છું. અને શરીરમાં અત્યંત દુબળો થઈ ગયો છું.

અતિથિના મોઢેથી એ વાત સાંભળીને તે ગાધિએ તેને ફરીથી પૂછયું તો તેણે એવીને એવી વાત કરી છતાં પણ તેમાં જરાપણ ફેરફાર જણાયો નહિ ત્યારે ગાધિ બહુજ વિસ્મય પામ્યો. રાત્રી પુરી થતાં સૂર્ય ઉદય પામ્યો તે વખતે તે અતિથિ ત્યાંથી વિદાય થયો. પછી ગાધિ બ્રાહ્મણે એવો વિચાર કર્યો કે " મેં જે બ્રાંતિમાં જોયેલું હતું તેને આ બ્રાહ્મણે મારી પાસે સાચું બનેલું કહ્યું.

બંધુઓના મધ્યમાં મેં મારું મરણ દીઠું તેતો બ્રાંતિ જ છે તેમાં કોઈ પ્રકારનો સંશય નથી! પરંતુ જે કારણથી એ અતિથિને ચાંદ્રાયણ તપ કરવાં પડયાં તે ચાંડાળ રાજાની બાબતનો મારે તપાસ કરવો જોઈએ. એમ નક્કી કરીને ભૂતમંડળના શીમાડાના ગામમાં ગયો.

ગાધિએ જળમાં ડૂબકી વખતે જે સ્વપ્ન જેવું દીઠું હતું. તે 'ભૂત મંડળ' નામના દેશમા જવાથી તેનો સંપુર્ણ રીતે પ્રત્યક્ષ જોવામાં આવ્યું સઘળી દુર્લભ વસ્તુઓ પણ ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થાય છે. પોતે જોયેલાં વૃત્તાંતને માયારૂપ જાણતો એ ગાધિ અતિથિના કહેવાથી (તેને પ્રત્યક્ષ જોવાનો ઉદ્યમ કરી) પોતાના સ્થાનમાંથી નીકળીને આગળ ચાલ્યો એટલે તેના મનમાં જેવી રચનાનું સ્મરણ




ગાધિ બ્રાહ્મણની ડુબકી.

હતું તેવી જ રચનાવાળું ગંધર્વનગર જેવું એક ગામ જોવામાં આવ્યું. ત્યાં પોતાના ચિત્તમાં જેવા ફળીઆનો આકાર હતો તેવું ફળીઉં જોવામાં આવતાં ગાધિએ ત્યાં ભૂતકાળમાં પોતે ચાંડાલ હોવાનું પાકું અનુમાન કરી લીધું. તે ફળીઆએ તેનામાં વૈરાગ્યની દશા ઉત્પન્ન કરી. એ ફળીઆમાં પોતાને રહેવાનું ઘર જોયું. ત્યાં ભીંત ઉપર ખડ ઉગેલાં જોયાં, ખાટલા અને સાદડીના કટકા એના એ જોયા. જે ખપ્પરમાં તેણે ચાંડાળ તરીકે પાણી પીધું હતું તે ખપ્પર પણ જોયાં. પછી જેમ કોઇ પ્રવાસી માણસ મ્લેચ્છના નગરને મૂકીને આર્યોના દેશમાં આવે તેમ એ સ્થળ છોડીને પાસેના ગામમાં આવ્યો. ત્યાંના માણસોને ગાધિને પૂછ્યું કે "આ ગામની પાસેના બહારના ભાગમાં પહેલાં એક ચાંડાળ રહેતો હતો તેની હકીકતની તમને ખબર છે? તે ગામના લોકોએ કહ્યું કેઃ—

"મહારાજ! જેમ તમે કહો છો તે પ્રમાણે જ હતું. એમાં કાઇ સંશય નથી, એ જગ્યાએ એક 'કંટજ' નામનો ચંડાળ રહેતો હતો. એ ચાંડાળને ઘણું કુટુંબ હતું. તે વૃદ્ધ થયો તે પહેલાં તેનું કુટુંબ મરી ગયું હતું. તે દેશ છોડીને કીર દેશની રાજધાનીમાં ગયો હતો અને ત્યાં તેણે આઠ વર્ષ સુધી નિશ્ચિત પણાથી રાજ્ય કર્યું હતું.

પછી લોકોને ખરી વાત જાણવામાં આવતાં તે રાજા થયેલા કંટજને દૂર કરી નાખ્યો હતો. કંટજને દૂર કરીને વટલાવાનું પ્રાયશ્ચિત કરવાને વાસ્તે તે નગરીના લોકોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. તે કંટજ પણ અપમાનથી ત્રાસ પામી અગ્નિમાં પડયો હતો.

હે બ્રાહ્મણ! તમે આટલી બધી કાળજી રાખીને એ ચાંડાળની વાત પુછો છો તેનું શું કારણ? શું એ ચાંડાળ તમારો મિત્ર થતો હતો?"

ગાધિએ તેમને વધારે જવાબ આપ્યો નહિ પણ તે ગામના બધા સ્થળમાં એક મહિના સુધી ફર્યો. પોતે તળાવમાં ડૂબકી મારતાં ચાંડાળપણાનો જે અનુભવ કર્યો હતો તે વૃત્તાંત તે જ પ્રમાણે બધા લોકોને મોઢેથી સાંભળવામાં આવ્યો અને તે પ્રમાણે બધા પદાર્થોને ઓળખીને અત્યંત લાજતે લીધે મનની વાત મનમાં રાખતો એ ગાધિ બ્રાહ્મણ બહુ વિસ્મય પામ્યો,

ફરી બીજીવાર તે ગાધી બ્રાહ્મણ તે ગામમાંથી નીકળી પેલા ચાંડાળના ફળીઆમાં ગયો, કેમકે એનું મન આશ્ચર્યોને જોવાથી તૃપ્ત જ થતું નહોતું. કોઈ માણસે નાની ઉંમરમાં કોઈ ગામમાં અભ્યાસ કર્યો હોય અને ૪૦ વર્ષ પછી તે ગામની નિશાળ અને બીજા પદાર્થો જોવા જાય તો તે ઘણા નાના લાગે, અને વિચિત્ર પ્રકારના લાગે છે. જે પદાર્થોનો ઉપયોગ જે પ્રમાતાએ કર્યો હતો તે હાલ નથી કારણ કે નાની ઉંમરનું પ્રમાણ હાલ નથી. તેથી નવા પ્રમાણથી જૂની વસ્તુઓ જોતાં હાલ પણ ઘણા માણસોને આશ્ચર્ય થાય છે.

ગાધિ વિચાર કરવા લાગ્યો જેમ જગતના અંત પર્યંત મેરૂ પર્વતના શિખરો રહે છે તેમ મેં વાડની અંદર નાખેલા આ મુવેલા હાથીઓના દાંતોના અનેક ખીલાઓ હજુ સુધી એના એ રહેલ છે. આ ઠેકાણે મેં ચાંડાળોની સાથે વાંદરીનું માંસ ખાધું હતું, આ જગ્યાએ હું ચાંડાળનાં છોકરાં સાથે રમ્યો હતો, આ ઠેકાણે મેં કુતરીનું લોહી પીધું હતું.

એવી રીતે નાની ઉંમરની અનેક ક્રિયાને યાદ કરતો દૈવની ગતિને અદ્દભુત માનવા લાગ્યો. પછી તે ગાધિ ભૂત મંડળ નામના દેશમાં ગયો, અને ત્યાંથી ફરી કીર દેશમાં પહોંચ્યો. ત્યાંના દરેક માણસને તે પુછવા લાગ્યો કે "ભાઈ! આ નગરીમાં એક ચાંડાળ રાજા થયો હતો તે તને સાંભરે છે? જો એ વાત તારા જાણવામાં હોય તો મને કહી સંભળાવ."

નગરીના લોકોએ કહ્યું કે—હે બ્રાહ્મણ! આ રાજધાનીમાં એક ચાંડાળ આઠ વર્ષ સુધી રાજા થયો હતો. તેને માંગલિક હાથીએ સૂંઢથી પોતાની ખાંધ ઉપર બેસાડીને રાજાપણું આપ્યું હતું. અંતે તે ચાંડાળ લોકોના જાણવામાં આવી જતાં અગ્નિમાં પેઠો હતો. હે તપસ્વી! **એ વાતને આજ બાર વર્ષ વીતી ગયાં છે.**

ગાધિના મનમાં બહુ કુતૂહલ ઉત્પન્ન થયું. જે જે માણસને તે પુછવા લાગ્યો તે તે માણસના મોઢેથી એક સરખી જ વાત સાંભળવા લાગ્યો અને મનમાં તે વાતનો રસ લેવા લાગ્યો. આ વખતે વિષ્ણુ ભગવાન જે એ રાજધાનીના રાજા થયા હતા તે સૈન્યોની સાથે દરબારમાંથી બહાર પધારતા ગાધિના જોવામાં આવ્યા, એ સૈન્યને જોઇ ગાધિને એવા વિચાર આવવા લાગ્યા કેઃ—

આ રાજ્યના ચાકરો એના એ જ છે, સ્ત્રીઓ એ જ છે, હાથીઓ એના એ જ છે, આ રાજાના સામંતો પણ મારી આગળ ચાલતા હતા. આ રાજ્ય મેં રાજા તરીકે ભોગવ્યું હતું. પહેલાં ડૂબકીમાં મને જે સ્વપ્ન જેવું જોવામાં આવ્યું હતું તે આ જ જાગૃતના પદાર્થરૂપ થઇને મારી આગળ ખડું થયું છે; મને ખબર નથી કે આ માયા શા કારણથી પ્રગટ થઈને આ રીતે દેખાય છે. જેમ જાળ પક્ષીને પરવશ કરી નાખે છે તેમ મને મનના લાંબા અને વધતા જતા મોહે પરવશ કરી નાખ્યો છે. ધિક્કાર છે મને, બહુ ભૂડું થયું, જેમ વાસનાથી પરવશ થયેલું બાળકનું મન મોટા મોટા ભ્રમના સમૂહને દેખે તેમ વાસનાથી ખરાબ થયેલું મારૂં મૂઢ મન મોટા ભ્રમના સમૂહને દેખે છે. હવે મને સંપુર્ણ સ્મરણ પ્રાપ્ત થયું. આ મોટી માયા મને એ ચક્રને ધરનારા વિષ્ણુ ભગવાને જ દેખાડી છે. હવે હું પર્વતની ગુફામાં રહીને એવો યત્ન કરીશ કે જેથી આ સંભ્રમનું કારણ જાણી શકું.

ગાધિ બ્રાહ્મણ એ પ્રમાણે વિચાર કરીને નગરમાંથી નીકળ્યો,

અને એક પર્વતની ગુફામાં વિશ્રાંતિ માટે બેઠો. ત્યાં રહી વિષ્ણુને પ્રસન્ન કરવા માટે દોઢ વર્ષ સુધી તપ કર્યું. તેટલો વખત તે માત્ર એક અંજલિ જેટલું પાણી પીને જ રહ્યો.

ઉપરના જે પ્રસંગ બન્યા તેમાં કાળની ગતિ ઘણી વિચિત્ર પ્રકારની જોવામાં આવે છે, અને સામાન્ય માણસ માટે એ વાત સમજવી મુશ્કેલ પડે છે. જે માણસ કાળની અસર નીચે બહુ રહે છે તેને આવી વાતો સમજાતી નથી. એક ડુબકીમાં ગાધિ બ્રાહ્મણે જે જોયું તે પ્રત્યક્ષ બનેલું તેણે જોયું. લગભગ ૬૦-૭૦ વર્ષના બનાવ તેણે થોડી ક્ષણની ડૂબકીમાં કેવી રીતે જોયા?

આવા બનાવો નીચે પ્રમાણે કેટલીક રીતે સમજી શકાય તેવું છેઃ—

૧. સ્વપ્નામાં એવા ઘણા બનાવો બને છે કે જ્યાં કાળનો ક્રમ ફરી જાય છે. સ્વપ્નમાં ક્ષણમાં વર્ષો થઈ જાય છે અને જાગૃત થતાં વર્ષો ક્ષણ થાય છે, જેમકે "હું મરણ પામી જન્મ્યો, જુવાન થયો, સો ગાઉ ચાલ્યો" એવું જાતનું સ્વપ્ન આવે છે. હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રીમાં બાર વર્ષનો અનુભવ થયો હતો અને લવણે એક રાત્રીમાં સો વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું. જે મનુનું આયુષ્ય છે તે બ્રહ્માનું મુહૂર્ત છે. જે બ્રહ્માનું આયુષ્ય છે તે વિષ્ણુનો દિવસ છે. જે વિષ્ણુનું આયુષ્ય છે તે શંકરનો દિવસ છે અને નિર્વિકલ્પ સમાધિમાં રહેવાવાળાને તો દિવસ અને રાત્રી કાંઈ નથી. દેડકાં દર વર્ષે વરસાદ વખતે ઉત્પન્ન થાય છે અને તેમાંથી ઘણાં તરત મરી જાય છે. તેથી માણસના ૫૦ વર્ષમાં દેડકાંના ૫૦ જન્મ થઈ જાય છે. માણસના જીવનમાં પણ દુઃખમાં ૧ કલાક જતાં વાર લાગે છે અને સુખમાં ૫ કલાક જતાં વાર લાગતી નથી તેથી લાગણી ઉપર અને વિચાર ઉપર કાળ ફરે છે. જો અર્થ

સત્તાને અનુસરીને પ્રતીતિ હોય તો કાળની બાબત સમજાય નહિ પણ પ્રતીતિને અનુસારે અર્થ સત્તા છે. માટે જે જ્યારે જે પ્રકારે જે પદાર્થની ભાવના કરે ત્યાં તે પ્રકારે તે વખતે તે પદાર્થનો તે અનુભવ કરે છે, તાત્પર્ય કે દૃષ્ટાના ભેદથી કાળનો ભેદ જણાય છે અને તે તે વખતે સાચો લાગે છે.

૨. જાગૃત અવસ્થામાં કોઇ માણુસ ડૂબતો હોય ત્યારે જો તેને બચાવી લેવામાં આવે અને તે શુદ્ધિમાં આવે ત્યારે તેને પૂછીએ તો તે કહે છે કે એટલી થોડી ક્ષણમાં તેની નજર આગળ તેની આખી જિંદગીના બનાવ સિનેમાની પેઠે બનતા જણાયા હતા.

૩. કોઇ દરદીને ક્લોરોફોર્મ આપે છે તે વખતે તેના મનની દશા જુદા પ્રકારની થઈ જાય છે દાકતર ક્લોરોફોર્મ આપે છે અને પછી તેના શરીરની વાઢકાપ કરે છે ત્યારે તે દરદીને શરીરનું ભાન રહેતું નથી. જ્યારે શરીરનું ભાન રહેતું નથી ત્યારે તેનું મન કોઇ વખતે ઘણા વર્ષના બનાવ બનતા જોઈ શકે છે. પાછળથી તેને લાગે કે તે માત્ર થોડીવારનો અનુભવ હતો.

૪, સામાન્ય માણુસની જાગૃત અવસ્થા ·એ પણ એક પ્રકારની જળમાં ડૂબકી છે. માણુસ જળના બિંદુથી ઉત્પન્ન થાય છે. તે જળમાં રહી તેની કલ્પના પ્રમાણે અનેક પ્રકારના બનાવોના અનુભવ ૬૦ અથવા ૭૦ વર્ષ સુધી લે છે, પછી એ જન્મથી વધેલ શરીરને છોડી બીજો જન્મ લે છે. તે વખતે જો તેને પાછો પોતાનો પહેલો જન્મ યાદ આવે તો ઘણી વિચિત્ર પ્રકારની દશા ઉત્પન્ન થાય છે. એવા કેટલાક પ્રસંગો આ વિભાગના ચોથા પ્રકરણમાં આપવામાં આવેલા છે.

૫. સાપેક્ષવાદ (Theory of Relativity)ની રીતે પણ આ બાબતનો ખુલાસો મળી શકે છે. તેજની ગતિ (સાયન્સ

પ્રમાણે) એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઈલ છે. એમ માનો કે નેપોલીયનની લડાઈને ૧૫૦ વર્ષ થયાં. આપણી પૃથ્વીથી આકાશમાં દેખાતા કેટલાક તારા એટલા દૂર છે કે ત્યાં તેજ પહોંચતાં ૧૫૦ વર્ષ લાગે છે. એવા કોઇ તારા ઉપર આપણે હાલ મનથી પહોંચી જઈએ તો નેપોલીયનના વખતમાં બનેલી લડાઇ હાલ જોઈ શકાય. એ બાબત હાલ ગણિતથી સિદ્ધ કરી શકાય છે. યોગી લોકો ત્રિકાળદર્શી થઈ શકે છે તે આ પ્રમાણે થઈ શકે છે.

૬. જે બનાવ જે જગ્યાએ જે વખતે બન્યો હોય તે પહેલાં પણ તે જાણી શકાય છે. જેમકે આંહી રવિવારે સાંજે કોંગ્રેસનો ઠરાવ પસાર થાય તે લંડનમાં રવિવારે (રેડીઓ મારફત) બપોરના બાર વાગે જાણવામાં આવી શકે છે. કાળ એ સ્થાન ધર્મ છે, વસ્તુનો ધર્મ નથી.

૭. જેમ કોઇ રાજાની સ્વારી એક શેરીમાંથી બીજી શેરીમાં જાય છે ત્યારે પહેલી શેરીના માણસો કહે છે કે સ્વારી ગઈ; બીજી શેરીના માણસો કહે છે કે સ્વારી આવે છે અને સ્વારીની સાથેના માણસો માટે સ્વારી આવી નથી તેમ ગઈ પણ નથી. એક જ બનાવને સ્થાન ફેરથી ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળ લાગુ પડે છે. આ બાબત બીજા વિભાગના પહેલા પ્રકરણમાં ચિત્રથી સમજાવેલી છે.

૮. કોઈ રાજા હાલમાં ૮ વર્ષ રાજ્ય કરી મરી ગયો હોય. તેનો બીજો જન્મ કોઈ હલકા કુટુંબમાં થયો હોય. ત્યાં તે ૪૦ વર્ષની ઉપરનો થયો હોય. તેને સ્વપ્નામાં એવું લાગ્યું કે પોતે કીર દેશનો રાજા થયો અને ૮ વર્ષ રાજ્ય ભોગવ્યું. જાગૃત થતાં તે બધું જતું રહ્યું. તેને ઘેર એક અતિથિ આવ્યો હોય, તેણે તેને કહ્યું કે હું

કીર દેશમાં રહું છું. ત્યાં એક રાજા ૮ વર્ષ રાજ્ય કરી મરણ પામેલ છે. એ વાત સાંભળી તે હલકા કુટુંબનો માણસ તે રાજધાનીએ જઈને સૌને પૂછે કે બધા એમ જ જવાબ આપે કે અમારે ત્યાં અમુક રાજા આઠ વર્ષ રાજ્ય કરી મરણ પામેલ છે.

આ પ્રમાણે જેમ સ્વપ્નાના બનાવ કોઈવાર ખરા પડે છે તેમ ડુબકીના બનાવ પણ ખરા પડે છે, છતાં વાસ્તવિક રીતે કાંઇ ખરું નથી અને કાંઈ બનતું નથી. જે કાંઇ બને છે તે અમુક પ્રકારના પ્રમાતાના અમુક પ્રમાણથી પ્રમેય જેવું દેખાય છે. તે તે વખતે સાચા જેવું લાગે છે પણ વાસ્તવમાં એ ત્રણેનો બાધ સુષુપ્તિમાં, સમાધિમાં અને મોક્ષમાં થઈ જાય છે; તેથી જે કાંઈ બનાવો અનુભવમાં આવે છે તેમાં ચિત્તની કલ્પના રહેલી હોય છે. મેં ૧૫ વર્ષ પહેલાં અમુક કામ કર્યું, તે ૧૫ વર્ષ દેહના અભ્યાસથી ગણવામાં આવે છે, તે એક કલ્પના છે. મેં પહેલાં અમુક માણસ સાથે સંબંધ બાંધ્યો હતો તે પણ (દેહાધ્યાસને લઇને, કલ્પના છે, મારે ૫ વર્ષ પછી અમુક કામ કરવાનું છે, તે પણ કલ્પના છે. એ કલ્પનાનું સ્વરૂપ હવે પછીની કથામાં વિષ્ણુ ભગવાન ગાધિને સમજાવશે. આપણે ખોટી રીતે આપણને પોતાને દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છેદ કરીએ છીએ. વિષ્ણુના જે ચાર હાથ (જેમાં શંખ ચક્ર ગદા અને પદ્મ રહેલા છે) તેને ચતુર્થ પરિમાણ ( એટલે fourth dimension) કહે છે. શંખ દિશા અથવા દેશને બદલે છે, ચક્ર કાળની જગ્યાએ છે, ગદા વસ્તુની જગ્યાએ છે અને પદ્મ એ ગુણાતીત દશા બતાવે છે કારણ કે તે બ્રહ્માની પહેલાં ઉત્પન્ન થયેલ છે. તેથી વિષ્ણુ કે જે દેશકાળ અને વસ્તુની માયાથી અતીત છે તેજ માયાનું સ્વરૂપ બરાબર સમજાવી શકે. વિષ્ણુના પણ બે સ્વરૂપ છે. એક સગુણ કે જે થોડી માયા લઈને કામ કરે છે, બીજું નિર્ગુણ કે જે માયાથી રહીત છે. પહેલું સાપેક્ષ છે અને ભકતોને જ્યારે મદદ જોઈએ ત્યારે મદદ આપે છે.

ગાધિ બ્રાહ્મણે પોતે જોયેલ માયાનું સ્વરૂપ સમજવા માટે વિષ્ણુના ફરી દર્શન માટે તપ કર્યું. દોઢ વર્ષ તપ ચાલ્યા પછી વિષ્ણુ ભગવાન ગાધિને રહેવાની ગુફામાં પધાર્યા અને અંતરિક્ષમાં ઊભા રહીને ગાધિને કહ્યું કે તેં મારી મોટામાં મોટી માયા જોઇ? આ જગતરૂપી જાળની લીલા કે જે કેવળ પ્રતીતિમાત્ર જ છે તે તારા જોવામાં આવી? તને મારી માયા જોવાની ચિત્તમાં ઈચ્છા હતી તેતો સારી પેઠે પુર્ણ થઇ, તો હવે આ પર્વતની ગુફામાં ફરીવાર શા માટે તપ કરે છે.

ગાધિએ તરત વિષ્ણુ ભગવાનના ચરણારવિંદનું પુજન કર્યું અને પ્રણામ કરી પ્રાર્થના કરી કહ્યું કેઃ—

હે દેવ! આપે જે અત્યંત અંધકારમય આ માયા દેખાડી તેને પ્રકટ રીતે સમજાવો. વાસનાથી ઘેરાયેલું મન સ્વપ્નની પેઠે જે જે મિથ્યા પદાર્થોરૂપ ભ્રમને દેખે તે ભ્રમ જાગ્રતમાં કેમ જોવામાં આવે? મને જળની અંદર સ્વપ્ન જેવો જે વિભ્રમ બે ઘડીવાર જોવામાં આવ્યો તે વિભ્રમ પાછો પ્રત્યક્ષપણાને કેમ પ્રાપ્ત થયો? મને જે ચાંડાળપણાની ભ્રાંતિ થઈ હતી તે ભ્રાંતિએ કરેલા કાળની લંબાઇ ટુંકાઈ અને શરીરના જન્મ મરણ મારા મનની અંદર નહિ રહેતાં બહાર પણ કેમ થયાં?

વિષ્ણુ ભગવાન—હે ગાધિ! તત્ત્વને નહિ જાણનારા અને પોતામાં રહેલી વાસનાઓરૂપી રોગોથી પકડાયેલા ચિત્તનું જ એ રૂપ છે કે જે મોટા જગતના વિભ્રમરૂપે તારા જોવામાં આવે છે. એ સઘળું ચિત્તનું જ રૂપ છે; માટે બહાર પણ નથી, અંદર પણ નથી, લાંબુ પણ નથી અને ટુંકુ પણ નથી. આ આકાશ, પર્વતો, સમુદ્રો પૃથ્વી તથા દિશાઓ આદિ જે જગત જોવામાં આવે છે તે કાંઈ પણ બહાર નથી પરંતુ જેમ અંકુરમાં જ પાંદડાઓનો સમૂહ હોય છે તેમ સઘળું ચિત્તમાં જ છે. જેમ ફળ વગેરે પદાર્થો અંકુરમાંથી બહાર પ્રકટ થાય છે તેમ પૃથ્વી વગેરે પદાર્થો ચિત્તમાંથી બહાર પ્રગટ થાય

છે. જેમ વાસ્તવિક રીતે પલ્લવ અને ફળ વગેરે પદાર્થો અંકુરમાં જ છે પણ અંકુરથી બહાર કદી નથી તેમ વાસ્તવિક રીતે પૃથ્વી વગેરે ચિત્તમાં જ છે પણ ચિત્તથી બહાર કદી નથી. જેમ કુંભાર ઘડાને બનાવે છે અને ફોડી પણ નાખે છે તેમ ચિત્ત જ આ જગતને બનાવે છે અને નષ્ટ પણ કરી નાખે છે. વર્તમાન પદાર્થોનું મનથી મનન, ભૂત પદાર્થોનું સ્મરણ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળ અને તે તે કાળને જાણનારી સૂર્ય વગેરેની ક્રિયાઓ ઇત્યાદિ રૂપ આ જગતને ચિત્ત જ બનાવે છે, અને ચિત્ત જ પાછું પોતામાં સમેટી લે છે. સ્વપ્નથી થએલા ભ્રમમાં, મદના વેગથી થએલા ભ્રમમાં, રાગ (પ્રેમ)થી થએલા ભ્રમમાં અને રોગથી થએલા ભ્રમમાં બધા પદાર્થોને ચિત્ત જ બનાવે છે અને ચિત્ત જ પાછું સમેટી લે છે, એ વાત બાળકથી તે વૃદ્ધ પર્યંત સઘળા માણસોના અનુભવમાં છે, જેમ ઝાડમાં અનેક પુષ્પ અને ફળ રહે છે તેમ ચિત્તમાં અનેક બનાવ રહે છે. જેમ પૃથ્વીથી જુદા પડેલા ઝાડ સુકાઈ જાય છે તેમ વાસના વગરના ચિત્તમાં જન્મ મરણ થતાં નથી. જે ચિત્તમાં અનંત બ્રહ્માંડોની જાળ રહેલી છે તે ચિત્તે પોતાની અનંત વાસનાઓના એક દેશરૂપ ચાંડાળપણાને પ્રકટ કર્યું તો તેમાં વિસ્મય પામવા જેવું શું છે? કશું નથી. જે રીતે ઘણા આડંબરવાળું અને વિચિત્ર ચિંતાઓરૂપી વિકારોને દેનારું ચાંડાળપણું ભ્રાંતિથી જ તારા જોવામાં આવ્યું તે જ રીતે 'અતિથિ બ્રાહ્મણ આવ્યો, જમ્યો, સુતો અને તેણે વાત કરી' એ પણ ભ્રાંતિથી જ તારા જોવામાં આવ્યું છે. તને લાગ્યું કે ":હું મારા સ્થાનમાંથી ઊઠીને માર્ગમાં ચાલ્યો જાઉં છું, હું 'ભૂતમંડળ' નામના દેશમાં આવ્યો છું, આ ભૂતમંડળ દેશના માણસો છે અને આ ભૂતમંડળ દેશના ગામ છે, એ સંભ્રમ પણ તે જ રીતે તારા જોવામાં આવ્યો છે. આ કટંજ નામના ચાંડાળનું જૂનું તૂટી ગયેલું ઘર છે અને લોકો 'આ કટંજનું ઘર છે' એમ કહે છે એ સંભ્રમ પણ તેજ રીતે તારા જોવામાં

આવ્યો છે.[1] "હું કીર દેશની રાજધાનીમાં આવ્યો છું અને કીર દેશના લોકોએ રાજા થએલા ચાંડાળનું વૃત્તાંત મારી પાસે કહ્યું" એ સંભ્રમ પણ ભ્રાંતિથી તારા જોવામાં આવેલ છે. જેને તું સાચું ગણે છે, અને જેને તું ખોટું ગણે છે તે પણ સઘળી મોહ જાળ જ તારા જોવામાં આવી છે. વાસનાઓથી ઘેરાયેલું ચિત્ત પોતાની અંદર શું ન દેખે ? એ કાંઇ કહી શકાતું નથી, કેમકે એક વર્ષે કરી શકાય એવું કામ પણ સ્વપ્નમાં ક્ષણ માત્રથી સિદ્ધ થયેલું ચિત્તના જોવામાં આવે છે. કોઇ એક મહેલ બાંધતા એક વર્ષ લાગે, તે સ્વપ્નમાં એક ક્ષણમાં બંધાઈ જાય છે. સ્વપ્નામાં વિવાહ થાય છે અને છોકરાં પણ થાય છે. તેથી તેં જોયેલો અતિથિ પણ સાચો નહોતો, ભૂતમંડળ નામનો દેશ પણ નહોતો, કીર નામનો દેશ પણ નહોતો અને કીર દેશની રાજધાની પણ નહોતી.[2] એ સઘળું મોહથી જ તારા જોવામાં આવેલ છે. તું ભૂતમંડળમાં જતાં માર્ગમાં થાકી રહ્યો હતો તેથી તેં એક ગુફામાં વિશ્રાંતિ લીધી અને ત્યાં થાકને લઈને 'આ ભૂત મંડળ છે, આ ચાંડાલનું ઘર છે' એમ તારા જોવામાં આવ્યું, સાચું કાંઈ જોવામાં આવ્યું નથી. તું મનથી જ સર્વ દિશાઓમાં ફર્યો છે અને જે કાંઈ જોવામાં આવ્યું તે મનનો વિભ્રમ હતો. હવે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે રહીને ખરૂં જ્ઞાન પ્રાપ્ત કર.

એટલું કહી ભગવાન વિષ્ણુ પોતાના સ્થાનક ક્ષીરસાગરમાં પધાર્યા. હવે ગાધિ વિચાર કરવા લાગ્યો કે મેં દીઠું તે શું સ્વપ્ન જેવું હતું ? જો એવું હશે તો હવે ફરીવાર જોતાં નહિ દેખાય તેથી તે ભૂત–

---

૧ હાલના સાપેક્ષવાદવાળા પણ કહે છે કે જગત એ મનની કલ્પના છે. બધા બનાવ મનની કલ્પના રૂપ છે. જો ગાધિ બ્રાહ્મણ મરીને ચકલી થયો હોત તો તે ચાંડાળના જીવનની વાતો સમજી શકત નહિં, પણ ચકલીનો સંસાર સમજી શકત.

૨ હાલ જેને અમેરિકા દેશ કહે છે તે ૨૦૦૦ વર્ષ પહેલાં નહોતો પોલાંડનું રાજ્ય પણ પહેલાં નહોતું જેને માટે હાલ લડાઇ ચાલે છે.

મંડળમાં ફરવા લાગ્યો. ફરીવાર ભૂતમંડળમાં માણુસોને મોઢેથી એ જ હકીકત તેના સાંભળવામાં આવી. તેથી ફરીને વિષ્ણુના દર્શન માટે તપ કરવા લાગ્યો. થોડા વખત પછી વિષ્ણુ ત્યાં પધાર્યા અને ગાધિને કહ્યું કે "તું ફરીથી તપ કરીને શું જાણવા માંગે છે?"

ગાધિ—હું ફરીવાર છ મહિના ભૂતમંડળ દેશમાં અને કીર દેશમાં ફર્યો તો તેમ કરતાં પણ લોકોની વાતોમાં કે બીજાં ચિન્હોમાં મારી હકીકતમાં કાંઇ ફેરફાર જોવામાં આવ્યો નહિ. આપે કહ્યું હતું કે એ બધું ભ્રાંતિથી તારા જોવામાં આવ્યું હતું એ શી રીતે મનાય?

વિષ્ણુ ભગવાને કહ્યું:—જેમ તારા ચિત્તમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે તેમ જ કાકતાલીય રીતે ભૂતમંડળ દેશનાં તથા કીર દેશનાં સઘળાં માણુસોના મનમાં ચાંડાલની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે તેથી તેઓ તારા વૃત્તાંતને બરાબર કહે છે. જે મિથ્યા પ્રતિભાસ થયો હોય તેનો જ્ઞાનથી બાધ થઇ જાય પણ તેના સ્વરૂપનું ઉપમર્દન થાય નહિ, ચાંડાલે ગામના સીમાડામાં ઘર રચ્યું હતું અને તે ભાંગી–તૂટી ગયું હતું કે જે તારા જોવામાં આવ્યું અને જેમાં તેં પ્રવેશ કર્યો.

કોઈ સમયે કાકતાલીયની રીતિ પ્રમાણે ઘણા માણુસોને એક પ્રકારનો પ્રતિભાસ થાય છે, કેમકે મનની ગતિ વિચિત્ર છે.[1] જેમ નિદ્રાની પેઠે ભ્રાંતિ આપનારા મદ્યપાનથી બગડી ગયેલા ચિત્તવાળાઓને સઘળી દિશાઓ સરખી રીતે જોવામાં આવે છે તેમ ઘણા માણુસો કોઈ સમયે એક જ પ્રકારના સ્વપ્નને દેખે છે. કેટલાક નાના બાળકો માટીના ઘર બનાવી તેને ઘર માની રમે છે, તે વખતે બધા

---

૧ જેમ ઘણી ચકલીઓને અમુક ઝાડ સરખું લાગે છે તેમ માણસને અમુક બનાવ સરખા લાગે છે. છતાં જેમ ચકલીનું જગત સાચું નથી તેમ માણસનું જગત પણ સાચું નથી. ચકલીને અરીસામાં બીજી સાચી ચકલી દેખાય છે પણ છતાં ત્યાં બીજી ચકલી હોતી નથી.

બાળકો તેને ઘર માને છે. યુદ્ધ વખતે પણ જય પરાજયની એવી ભ્રાંતિ થાય છે. કાળ પણ એક જાતનો મનનો કલ્પાયેલો પદાર્થ છે. સૂર્યની ક્રિયાને જોઇને મનથી જ ઋતુ તથા મહિના વગેરેની દૃઢ કલ્પના કરી લેવામાં આવી છે. કલ્પિત કાળના અધિષ્ઠાન રૂપ જે આત્મા છે તે તો સર્વદા પોતાના સ્વરૂપમાં જ રહે છે એટલે તે કોઈનો પ્રતિબંધ પણ કરતો નથી અને કોઈનો ઉદય પણ કરતો નથી. જે વાસ્તવિક અખંડ કાળ છે તે આત્મા જ છે એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. તે આત્મા કદી કોઈનું કાંઈ લેતો પણ નથી અને મૂકતો પણ નથી. વર્ષો કલ્પો, અને યુગો વગેરે રૂપ જે આ લૌકિક કાળ છે તે તો સૂર્ય વગેરે ગ્રહોની ગતિ ઉપરથી કલ્પાયેલ છે અને તે ઉપરથી પદાર્થોના પ્રતિબંધ અને ઉદય કલ્પાયેલા છે.[1] જેઓના ચિત્તોને ભ્રાંતિ થઇ હતી એવા ભૂતમંડળ દેશના તથા કીર દેશના માણસોએ સૌએ (એક પ્રકારના જ પ્રતિભાસ થવાથી) તારો ચાંડાળપણા વગેરેનો આડંબર પણ દીઠો છે અને તેનો છેડો પણ દીઠો છે માટે હવેનું વર્ણાશ્રમ ધર્મમાં રહે, આત્માનો વિચાર કરજે, અને મનના મોહને છોડી દઇ આંહી જ રહેજે, હું જાઉં છું.

એમ કહી વિષ્ણુ ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. ગાધિ બ્રાહ્મણ ત્યાં કેટલાએક મહીના રહી વિષ્ણુની ભક્તિ કરવા લાગ્યો. એક દિવસે વિષ્ણુએ ફરીથી તેને દર્શન આપ્યાં. તેમને જોઈ ગાધિએ પૂછ્યું કે મારી ચાંડાળપણાની સ્થિતિનું તથા જન્મ–મરણ વગેરે ઘણા અનર્થ-વાળી આ સંસારરૂપી માયાનું સ્મરણ કરતો હું ચિત્તમાં મૂંઝાયા કરું છું, માટે મારો મોહ સઘળો ટળી જાય ત્યાંસુધી આપે અહીં બિરાજવું.

વિષ્ણુ ભગવાને કહ્યું:—હે ગાધિ ? આ જગત માયાના આડંબરરૂપ છે. સ્વરૂપના વિસ્મરણને લઈને સઘળા પ્રકારોનાં આશ્ચર્યોની કલ્પના થઇ શકે છે. ભૂતમંડળ દેશમાં અને કીર દેશની રાજધાનીમાં

---

૧. જે પૃથ્વીને સૂર્યની આસપાસ ફરતાં ફરતાં એક વર્ષથી વધારે વખત લાગે અથવા ઓછો વખત લાગે તે પૃથ્વી ઉપર ૨૪ કલાકનો દિવસ હોતો નથી.

તેં જે જોયું તે સઘળું અજ્ઞાનરૂપ નિમિત્તથી જ સંભવે છે. સંકલ્પોની સમાનતાને લીધે કાળ વગેરેની સમાનતા થવી પણ સંભવે છે. હવે મનથી થયેલા ધિક્કારનું નિવારણ કરનારી ખરી વાત કરું છું તે સાંભળ. જેમ માગશર મહિનાના પ્રભાવથી લત્તા ક્ષીણ થઈ જાય છે તેમ આ વાતના પ્રભાવથી તારી ચિંતા ક્ષીણ થઈ જશે. ભૂતમંડળ દેશમાં પૂર્વે એક 'કટંજ' નામનો ચાંડાળ હતો. તે તારા જોવામાં આવેલા જેવા જ સઘળા પ્રકારથી યુક્ત હતો. એ ચાંડાળ તેં જોયેલી રીતિ પ્રામણે જ કુટુંબથી રહિત થઈને કીર દેશમાં ગયો હતો, તે દેશમાં રાજા થયો હતો અને પછી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. તું જલની અંદર ડૂબ્યો ત્યારે તારા ચિત્તમાં જે એ કંટજરૂપે રહેવાનો ભ્રાંતિરૂપ પ્રતિભાસ થયો હતો તે કેવળ મારા સંકલ્પને લીધે જ થયો હતો.[1] **ચિત્ત જેમ કોઈ સમયે દેખેલા અને અનુભવેલા પદાર્થને બિલકુલ ભૂલી જાય છે તેમ કોઇ સમયે નહિ દેખેલા પદાર્થની ભ્રાંતિને પણ પ્રાપ્ત થાય છે.** મન જેમ સ્વપ્ન વખતે અને સન્નિપાત વખતે અનેક પ્રકારના સંભ્રમો દેખે છે તેમ જાગૃતની સ્થિતિમાં પણ અનેક પ્રકારના સંભ્રમો દેખે છે. જેમ ત્રિકાળદર્શી યોગીને ભવિષ્યકાળ અને ભૂતકાળના પણ પદાર્થનો દેખાવ નજરે પડે છે તેમ તને ભૂતકાળમાં થઈ ગયેલું કટંજનું આચરણ વર્તમાનકાળમાં ભ્રાંતિથી પ્રતીત થયું[2] "કટંજ કે જે હું નહિ હતો અને તેના સ્ત્રી-પુત્ર તથા ઘર વગેરે જે મારા નહિ છતાં તેઓમાં હું જ કટંજ છું અને તે સ્ત્રી-પુત્ર તથા ઘર વગેરે મારાં જ છે" એટલી બધી ભ્રાંતિ કેમ થઈ? એવી શંકા કરવી નહિ;

૧ હીપ્નોટીઝમમાં પણ જમીન ઉપર ઉભેલા કોઇ માણસને હીપ્નોટીઝમ કરનાર એમ કહે કે 'આ પાણી છે' તો તે વખતે તે માણસને જમીનની જગ્યાએ પાણી દેખાય છે.

૨ કોઈ ગામમાંથી નીકળ્યા તે ગામ થોડા વખત પછી દેખાતું નથી છતાં વિમાનમાંથી જોઇએ તો દેખી શકાય છે.

કેમકે આત્મજ્ઞાન વિનાના બધા લોકોને પોતાનારૂપ નહિ એવાં સ્ત્રી-પુત્ર તથા ઘર વગેરેમાં "મારાં છે" એવી જે પ્રબળ મિથ્યા ભ્રાંતિઓ થાય છે તેની આગળ અલ્પકાળની આ તારી ભ્રાંતિ કોણ માત્ર છે?

જે આત્મવેત્તા પુરુષ હોય છે તે જ આવી ભ્રાંતિમાં ડૂબતો નથી. જોકે વિદ્વાનને પણ "સર્વ જગત હું છું" એવું અભિમાન રહે છે તો પણ એવા સમષ્ટિ અહંકારથી ખરાબી થતી નથી કારણ કે વિદ્વાન ભિન્નપણું સ્વીકારતો નથી. તેથી જેમ તુંબડું પાણીમાં ડૂબતું નથી તેમ વિદ્વાન ભ્રમમાં ડૂબતો નથી. હે ગાધિ? તું તો હજુ વાસનાની જાળથી ઘેરાયેલો છે અને યથાર્થ સમજણ વગરનો છે. તું સ્વરૂપમાં સ્થિત નથી. જ્યારે તારા મનમાં કોઈ ભ્રમ પ્રાપ્ત થાય છે ત્યારે જેમ ઉંચો માણસ તરત ઝાડનો પરાભવ કરી નાખે છે તેમ તે ભ્રમ ક્ષણમાં તારો પરાભવ કરી નાખે છે. જે ચિત્ત છે તે જ આ માયારૂપ ચક્રના મધ્ય રૂપ છે અને સર્વત્ર ફર્યા કરે છે, માટે તે ચિત્તને દબાવી દેવામાં આવે તો માયારૂપી ચક્ર તે માણસને કાંઈ અડચણ કરી શકતું નથી; માટે તું હવે દશ વર્ષ સુધી ચિત્તના નિરોધનો યત્ન કર એટલે તને અપરિચ્છિન્ન જ્ઞાનની પ્રાપ્તિ થશે.

એટલું કહી વિષ્ણુ ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. ગાધિને વૈરાગ્ય પ્રાપ્ત થયો. તે પોતાને થયેલ ભ્રાંતિને ધિક્કારવા લાગ્યો અને ચિત્તના નિગ્રહનો અભ્યાસ કરવા લાગ્યો. તેણે ઋષ્યમૂક પર્વત ઉપર દશ વર્ષ તપ કર્યું અને આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. જ્ઞાનની પ્રાપ્તિ થવાથી બ્રહ્મરૂપ સત્તા પ્રાપ્ત કરી ભયથી તથા શોકથી રહિત થઈ નિરંતર ઉદય પામેલા જીવનમુક્તના સ્વરૂપવાળો, ભોગોના વિસ્તારની સ્થિતિમાં અભિનિવેશ નહિ પામતો અને સ્વરૂપાનંદથી પૂર્ણ થયેલા ચિત્તવાળો અપરિચ્છિન્ન બ્રહ્મમાં વિશ્રાંતિ પામ્યો.

લગભગ ૫૦ વર્ષ પહેલાં એક સ્વામી હંસને શ્રી ગુરૂ દત્તાત્રયના સાક્ષાત દર્શન કરવાની ઇચ્છા થઈ હતી. તે માટે તેમણે ૧૨ વર્ષનું એક અનુષ્ટાન કર્યું. છેવટે ગિરનાર ઉપર તેણે એવો અવાજ સાંભળ્યો.

કે "મારા દર્શન કરવા હોય તો હિમાલયમાં કૈલાસ પર્વત પાસે ગવરીકુંડ આગળ આવવું." તે આદેશ પ્રમાણે સ્વામી હંસ હિમાલય જવા નિકળ્યા. રસ્તો અજાણ્યો હોવાથી હિમાલયમાં એક ભોમિયો (તેના કામ માટે પૈસા ઠરાવી) સાથે રાખી લીધો. જ્યારે કૈલાસ પર્વત નજીક આવ્યો ત્યારે તેને તેનો પગાર આપી રવાના કર્યો અને તેના ઘરનું ઠેકાણું લખી લીધું. તે પછી સ્વામીહંસને શ્રીગુરૂદત્તાત્રયના દર્શન થયા. તે ત્રણ દિવસ ગુરૂની સાથે રહ્યા. વળતી વખતે સ્વામીજીની ઇચ્છા ભોમીઆને ઘેર જવાની થઇ. ત્યાં સ્વામીજી ગયા ત્યારે તે ભોમીઆના દિકરાનો દિકરો તેના દાદાનું (ભોમિયાનું) શ્રાદ્ધ કરતો હતો. સ્વામીજીએ પુછ્યું કે તે ક્યાં છે? તે છોકરાએ કહ્યું કે તેને મરી ગયાને ૫૦ વર્ષ થઈ ગયાં. આ વાત સ્વામીજીએ પોતે અમને કહી હતી. ખરી રીતે શ્રીગુરુ દત્તાત્રયે સ્વામીજી માટે નવો ભોમીઓ ઉત્પન્ન કરી મોકલ્યો હતો. તે પણ વિષ્ણુની માયા હતી પણ આ કાળમાં બનેલી હતી. ભક્તોના જીવનમાં માયાના આવા ઘણા પ્રસંગ બને છે.



# પ્રકરણ ૨ જું

## યોગવાસિષ્ઠમાં લીલાનું આખ્યાન

આ આખ્યાન યોગવાસિષ્ઠના ઉત્પત્તિ પ્રકરણમાં ૧૬મા સર્ગથી શરૂ થાય છે. તેમાં કાળની ગતિ બહુ વિચિત્ર પ્રકારે જણાવવામાં આવેલ છે. અહીં તે વિષય ટૂંકામાં સમજાવવામાં આવેલ છે.

એક પદ્મ રાજા હતો. તેને લીલા નામની એક જ રાણી હતી. તે બન્ને વચ્ચે ઘણો પ્રેમ હતો. સંસારના ભોગમાં પડેલ લીલા રાણીને એક વખત એવો વિચાર આવ્યો આ મારો પતિ પદ્મ રાજા અજર અને અમર શી રીતે થાય કે જેથી હું તેની સાથે લાંબા કાળ સુધી રમણ કરી શકું; મારે તપથી, જપથી, યમથી અને નિયમથી એવો યત્ન કરવો જોઈએ કે જેથી તેને મૃત્યુ ન આવે. તેણે જ્ઞાનથી વૃદ્ધ, તપથી વૃદ્ધ એવા બ્રાહ્મણોને બોલાવીને પૂછવા માંડયું કે: "હે બ્રાહ્મણો? અમરપણું શી રીતે પ્રાપ્ત થાય?"

બ્રાહ્મણોએ કહ્યું કે:—હે રાણીજી! તપ કરવાથી, જપ કરવાથી અને નિયમો પાળવાથી સિદ્ધિઓ મળે પણ અમરપણું કદી મળે નહિ.

એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી પતિના વિયોગથી બીતી એ લીલાએ ફરીવાર તરત પોતાની બુદ્ધિથી વિચાર કર્યો કે "દૈવ યોગથી પતિના પહેલાં જો મારું મરણ થશે તો હું ચિત્તમાં સર્વ દુ:ખોથી રહિત થઇને પરલોકમાં સુખથી રહીશ પણ જો કદાચ હજાર વર્ષે પણ પતિ મારાથી પ્રથમ મરશે તો હું દુ:ખી થઇશ માટે મારા પતિનો જીવ ઘરમાંથી ન જ જતો રહે તેમ કરવું. એમ કરવાથી જેમાં પતિનો જીવ ફર્યા કરતો હશે એવા પોતાના અંત:પુરના મંડપમાં

સર્વદા પતિની દૃષ્ટિ તળે હું સુખથી રહીશ; એટલા માટે આજથી માંડીને જ જપથી, ઉપવાસોથી અને નિયમોથી ચૈતન્યરૂપ સરસ્વતી દેવીનું તે પ્રસન્ન થાય ત્યાંસુધી મારે પૂજન કરવું." એ પ્રમાણે નિશ્ચય કરી તે લીલારાણી પતિની પાસે તે વાતનું નિવેદન નહિ કરતાં શાસ્ત્ર પ્રમાણે નિયમો રાખીને ઉગ્ર તપ કરવા લાગી. ત્રણસો દિવસ અવિચ્છિન્ન તપ કર્યા પછી સરસ્વતી દેવીએ તેને દર્શન આપ્યાં અને પૂછ્યું:–હે પુત્રી! પતિની ભક્તિને લીધે અત્યંત શોભા પામેલા આ તારા તપથી હું પ્રસન્ન થઇ છું, માટે જે વરદાન જોઇતું હોય તે માગી લે.

લીલાએ કહ્યું:–હે મા! હું બે વરદાન માગું છું. પહેલું એ કે મારો પતિ મરી જાય ત્યારે પણ તેનો જીવ મારા પોતાના અંતઃપુરના મંડપમાંથી જતો રહે નહિ અને બીજું એ કે "વરદાન લેવા સારૂ દર્શનને વાસ્તે હું જ્યારે જ્યારે તમારી પ્રાર્થના કરું ત્યારે ત્યારે તમારે મને દર્શન આપવાં."

લીલાના એ વચનો સાંભળી જગદંબા સરસ્વતીએ કહ્યું "તને એ પ્રમાણે થશે." એમ વર આપીને તે દેવી અંતર્ધ્યાન થઇ ગયા. પછી લીલા પોતાને ઠીક પડે તેવી રીતે સંસારનો આનંદ લેવા માંડી. એક વખત પદ્મ રાજાનો કાળ આવ્યો અને તે યુદ્ધની અંદર ઘવાતાં મરણ પામ્યો. લીલા તે શરીરને જોઇ બહુ દુઃખી થઈ. તે વખતે સરસ્વતી દેવી તેની મદદમાં આવ્યા અને લીલાને કહ્યું:—હે પુત્રી! આ શબરૂપ થયેલા તારા પતિને ફૂલના ઢગલામાં રાખી મૂક. પછી તું એ પતિને પ્રાપ્ત થઇશ, ફૂલ કરમાશે નહિ અને શરીર પણ બગડશે નહિ. થોડા દિવસમાં પાછો એ તારો પતિ થશે. તેનો જીવ આ તારા અંતઃપુરના મંડપમાંથી તુરત નીકળી જશે નહિ.

લીલાએ એ પ્રમાણે પતિના શરીરને પુષ્પથી ઢાંકી દીધું.

એજ દિવસે અર્ધરાત્રીના સમયમાં જ્યારે બધા ઊંઘી ગયા હતા ત્યારે લીલાએ અંતઃપુરનાં મંડપમાં શુદ્ધ ધ્યાન કરી સરસ્વતી દેવીને બોલાવ્યા, સરસ્વતી આવ્યા અને લીલાને કહ્યું:-હે પુત્રી! તેં મારું કેમ સ્મરણ કર્યું? તું શા માટે શોક કરે છે? જેમ ઝાંઝવાના પાણી મિથ્યા છતાં જ પ્રતીત થાય છે તેમ સંસારની ભ્રાંતિઓ પણ મિથ્યા છતાં જ પ્રતીત થાય છે.

લીલાએ કહ્યું:—મારો પતિ હમણાં ક્યાં રહેલો છે, શું કરે છે અને કેવો છે? તમે મને એની પાસે લઈ જાઓ. હું પતિ વિના એકલી જીવી શકીશ નહિ.

સરસ્વતીએ કહ્યું:-એક વાસનામય ચિત્તાકાશ છે, બીજું શુદ્ધ ચિદાકાશ છે અને ત્રીજું આ વ્યવહારિક આકાશ છે.× પહેલાંની અને ત્રીજાની સંધિમાં જે ચિદાકાશ છે તે બન્નેથી રહિત છે. હમણાં તારો પતિ જ્યાં છે તે સ્થાન જો કે ચિદાકાશના ગર્ભરૂપ છે પણ ચિદાકાશથી જુદું નથી તોપણ ચિદાકાશનું એકાગ્રપણે ચિંતન કરવાથી તે સ્થાન તરત અહીં જોવામાં અને અનુભવ કરવામાં આવે તેમ છે. સંવિત્ નિમેષ માત્રમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં તે સંવિત્‌નું બન્ને પ્રદેશથી રહિત જે મધ્ય છે તે ચિદાકાશ છે એમ સમજવું. તું સઘળા સંકલ્પ છોડી દઈને એ ચિદાકાશમાં સ્થિતિ કર. તે સર્વાત્મકપદ હોવાથી તેમાં તને અવશ્ય તારા પતિના સ્થાનની પ્રાપ્તિ થશે. જો કે એ પદ જગતનો અત્યંત બાધ થાય ત્યારે જ મળે છે, બીજી રીતે મળે તેમ નથી તોપણ મારા વરદાનના પ્રભાવથી તને એ પદની તરત પ્રાપ્તિ થશે.

એટલાં વચન કહીને સરસ્વતી પોતાના સ્થાને ગયાં. તેમના વરદાન પ્રમાણે લીલાને મહેનત વગર સમાધિ પ્રાપ્ત થઈ. સમાધિને

× હાલ સાપેક્ષવાદી સાયન્સવાળા પણ કહે છે કે દિક્ અથવા આકાશ એક સરખાં નથી. તેનો ખુલાસો આ પુસ્તકના બીજા વિભાગમાં છે

લીધે લીલાએ તરત અંતઃકરણરૂપ દઢપિંજર સહિત સ્થૂલ દેહ છોડી દીધો, એટલે કે દેહના અભિમાનને છોડી દીધું. જેમ પક્ષિણી પોતાનો માળો છોડી આકાશમાં સ્થિતિ કરે તેમ લીલાએ ચિદાકાશમાં સ્થિતિ કરી. ચિદાકાશમાં લીલાએ ઘણા રાજાઓ જોયા, તે બધા એક સભામાં બેઠા હતા, ત્યાં પોતાના પતિ પદ્મ રાજાને ( બીજા અવતારમાં તેનું નામ વિદૂરથ હતું ) દીઠા. એ રાજા સિંહાસનપર બેઠો હતો. લોકો " જય ! જય ! " એવા શબ્દોથી તેની સ્તુતિ કરતા હતા. તે રાજ્યનું કામ કરતો હતો, ખંડપતિઓ અને સૈન્યોના કામનો નિર્ણય આપતો હતો. દક્ષિણ દેશમાં એક યુદ્ધ થવાનું હતું તેનો નિર્ણય ચાલતો હતો. એ રીતે પોતાના પતિને જોઇ મોટા આડંબરવાળી એ વાસનામય લીલા રાણી વાસનામય સભામાં આવી. સભાસદોએ લીલાને દીઠી નહિ. લીલાએ પોતાના રાજ્યના પુરુષોને તે સભામાં દીઠા. જેવા પોતાના દેશમાં હતા તેવા જ તે બધા હતા. કેટલાક નવા નગરજનોને પણ દીઠા. તે જોઈ તેને વિચાર આવ્યો કે જૂના નગરના રહેવાસીઓ બધા મરી ગયા હશે કે શું ? એટલામાં વળી સરસ્વતીના પ્રસાદથી સમાધિમાંથી વ્યુત્થાન થતાં ક્ષણ માત્રમાં આગળના અંતઃપુરમાં આવેલી લીલાએ ત્યાં અર્ધરાત્રે ઊંઘી ગયેલા તે માણસોને તેમજ દીઠાં.* પછી લીલાએ નિદ્રાથી ઘેરાયેલી સખીઓને ઉઠાડીને કહ્યું કે " હું અહીં બહુ દુઃખથી પીડાઉં છું, એટલા માટે મને સભામાં લઇ જાઓ. મારા પતિના સિંહાસન પાસે હું ઊભી રહું અને ત્યાં અનેક સભાસદોને જોઉં તો જીવતી રહું, નહિ તો જીવીશ નહિ."

એ પ્રમાણે લીલાએ આજ્ઞા કરતાં સઘળો રાજકીય પરિવાર અનુક્રમે નિદ્રામાંથી જાગ્યો અને જાગીને પોતપોતાના કામમાં લાગ્યો. રાજાના સિંહાસનની સમીપમાં નવા વિચિત્ર આસનપર લીલા બેઠી.

× વિદૂરથનો પ્રસંગ તેના અંતઃપુરમાં કરેલ ધ્યાનનો અનુભવ હતો.

લીલાએ આગળની પેઠે ખંડીઆ રાજાઓ, સભાસદો, નગરજનો વગેરે જોયા. તેમને જોઈ લીલા આનંદ પામી. તેને પતિના જીવનની આશા લાગી.

લીલાએ સભા પૂરી કરી, ત્યાંથી ઊઠી અંતઃપુરમાં જઈ મંડપમાં પુષ્પોથી ઢાંકી રાખેલ પતિના શબ પાસે આવી. ત્યાં વિચાર કરવા લાગી કેઃ—આ અમારા નગરના માણસો તે પ્રદેશ જે અહીંથી બહાર છે તેમાં પણ રહેલા છે અને આ અંદરના પ્રદેશમાં પણ રહેલા છે માટે આ કોઇ વિચિત્ર માયા છે. જેમ અરીસામાં બહાર તથા અંદર પર્વતનો અનુભવ થાય છે તેમ ચૈતન્યમાં અંદરના પ્રદેશમાં તથા બહારના પ્રદેશમાં પણ એવી ને એવી જ સૃષ્ટિનો અનુભવ થાય છે. આ પ્રમાણે છે તો તેમાં કઈ સૃષ્ટિ સાચી છે? તે વિષે સરસ્વતીનું પૂજન કરીને તેમને પૂછી જોઉં કે જેથી મારો સંશય ટળે.”

આ પ્રમાણે નિશ્ચય કરી લીલાએ સરસ્વતીનું પૂજન કર્યું. ત્યાં કુમારિકાનું રૂપ ધરીને પધારેલા સરસ્વતી તેના જોવામાં આવ્યાં લીલાએ તેમને પૂછ્યુંઃ–આ જગત નામના પદાર્થનો અરીસો આકાશ કરતાં પણ અત્યંત નિર્મળ છે, વાણીથી અગમ્ય છે. નામથી અખંડ ચૈતન્ય કહેવાય છે એ ચૈતન્યરૂપ અરીસાની અંદર બહાર તથા અંદર પણ સૃષ્ટિ છે એમ સમાધિથી મારા અનુભવમાં આવ્યું તો એ બે સૃષ્ટિઓમાં ખોટી સૃષ્ટિ કયી છે? અને સાચી કઇ છે?

સરસ્વતીએ કહ્યું–એમાંથી તને કયી સૃષ્ટિ સાચી લાગે છે અને કયી સૃષ્ટિ ખોટી લાગે છે?

લીલાએ કહ્યુંઃ–આ હું અને તમે અહીં બેઠાં છીએ તે સાચી સૃષ્ટિ છે એમ હું જાણું છું અને હમણાં એ મારો પતિ જે સૃષ્ટિમાં છે તે સૃષ્ટિ ખોટી છે એમ માનું છું કારણ કે એ નવી સૃષ્ટિ શૂન્ય છે અને પૂરતા દેશકાળ વગરની છે.

સરસ્વતીએ કહ્યું—એ નવી સૃષ્ટિ કારણ વગરની તો હોવી જ

ન જોઇએ માટે તેના કારણુ વિષે વિચાર કરતાં બીજું કાંઇ પણ કારણુ નહિ મળવાથી આ જૂની સૃષ્ટિને જ તેના કારણુરૂપ માનવી પડે છે; તો હવે આ જૂની સૃષ્ટિ સાચી હોય તો તેમાંથી કદી પણ ખોટી સૃષ્ટિ ઉત્પન્ન નહિ થવી જોઈએ કારણુકે કોઈ કાળમાં કોઈ દેશમાં પણ કાર્ય કારણુથી વિલક્ષણુ થતું નથી.

લીલાએ કહ્યું—કારણુથી કાર્ય અત્યંત વિલક્ષણુ થતું પણ જોવામાં આવે છે. જેમકે માટી જળને ધારણ કરવામાં અશક્ત છે અને માટીથી ઉત્પન્ન થયેલો ઘડો જળ ધારણુ કરવાને સમર્થ થાય છે.

સરસ્વતીએ કહ્યું:—જે કાર્ય બીજાં નિમિત કારણોની સહાયતાથી ઉત્પન્ન થયેલ હોય છે તેમાં નિમિત્ત કારણોને લીધે કાંઇક વિચિત્રતા જોવામાં આવે છે પણુ એક દીવામાંથી બીજા દીવાની પેઠે જે કાર્યના ઉપાદાન અને નિમિત્ત જુદાં ન હોય પણુ એક જ હોય તે કાર્ય કારણુથી વિચિત્રતાવાળું હોતું નથી. જૂની સૃષ્ટિમાંથી જે નવી સૃષ્ટિ થઈ તેનું ઉપાદાન કારણુ જુની સૃષ્ટિ છે અને નિમિત પણુ જૂની સૃષ્ટિ છે માટે નવીસૃષ્ટિ જુનીસૃષ્ટિથી વિલક્ષણુ નહિ હોવી જોઇએ. એટલા માટે જુનીસૃષ્ટિ અને નવીસૃષ્ટિ બંને મિથ્યા છે. જો એ તારા પતિની નવીસૃષ્ટિનું બીજું કાંઈ નિમિત કારણ હોય તો પૃથ્વી વગેરેમાંથી કયું નિમિત્ત કારણુ છે તે તું કહે. જો પૃથ્વી નિમિત્ત કારણુ હોય તો ત્યાં કાર્ય ઉત્પન્ન કરવાને વાસ્તે અહીંથી ઊડીને ત્યાં જવી જોઈએ એટલે પછી અહીં કયાંથી રહે? તેથી આ જુની સૃષ્ટિના અનુભવના સુંસ્કાર માત્રથી જ ત્યાંની નવી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, અને એ કારણુરૂપ સંસ્કાર માત્રને સહાયતા આપનારાં બીજાં કોઇ નિમિત્ત કારણો છે જ નહિ, છતાં નિમિત્ત કારણુ જોઈએ તો સંસ્કાર માત્રને નિમિત્ત કારણુ માની લે. સર્વ વિદ્વાનોનો અનુભવ એવો છે કે એવી રીતનાં કાર્યોમાં ઉપાદાન કારણુ અને નિમિત્ત કારણુ જુદાં હોતાં નથી.

લીલાએ કહ્યું—મને મારા ભર્તાનું સ્મરણ છે (અનુભવનો સંસ્કાર છે) તેજ વૃદ્ધિ પામીને પતિની નવી સૃષ્ટિનું કારણ થયેલ છે એટલે તેથી જ એ નવી સૃષ્ટિ થઈ એવો મને નિશ્ચય થયો.

સરસ્વતીએ કહ્યું—જેમ તારો એ સંસ્કાર કલ્પનારૂપ છે અને જેમ એ નવી સૃષ્ટિ કલ્પનારૂપ છે તેમ આ જુની સૃષ્ટિ પણ કલ્પનારૂપ છે કારણકે એ પણ એવી પૂર્વની સૃષ્ટિના સંસ્કારથી થયેલ છે.

લીલાએ કહ્યું—મારા પતિની નવી સૃષ્ટિ કલ્પનારૂપ જ થઈ તો એ દ્રષ્ટાંતથી આ સૃષ્ટિને હું કલ્પનારૂપ જ માનું છું.

સરસ્વતીએ કહ્યું—હવે તને જે નિશ્ચય થયો તે સાચો છે. જેમ તારા પતિની નવી સૃષ્ટિ ખોટી છતાં પણ તે પદાર્થોથી શોભતી હતી તેમ આ સૃષ્ટિ પણ ખોટી છતાં જ તે તે પદાર્થોથી શોભે છે.

લીલાએ કહ્યું—આ સૃષ્ટિના સંસ્કારથી એ ભ્રમરૂપ અને પદાર્થો વગરની મારા પતિની નવી સૃષ્ટિ થઈ પણ તે શા પ્રકારથી થઈ એ મને કહો કે જેથી મને જગતની ભ્રાંતિ ટળી જાય.

સરસ્વતીએ કહ્યું—ચિદાકાશમાં કાચના કટકાના જેવી શ્યામતાવાળા આકાશથી ઢંકાએલા કોઇ એક સંસારરૂપી મંડપ છે. તેમાં સમુદ્ર, નદી, તળાવો, પાતાળ, ભૂતળ, સ્વર્ગ લોક વગેરે છે. તેમાં પંચભૂતરૂપ ઉપાધિઓએ પર્વતરૂપ માટીના ઉકરડા કરેલા છે. બ્રહ્મા નામનો બુઢ્ઢો બ્રાહ્મણ એ મંડપમાં બેઠો છે. એ મંડપ જીવોના સમૂહરૂપી કોશેટાઓથી ભરપૂર છે. તેના એક ખૂણામાં એક ખાડા જેવું પહાડી ગામ છે. તેમાં એક અગ્નિહોત્ર બ્રાહ્મણ રહેતો હતો. તેનું નામ વસિષ્ઠ હતું. તે બીજી રીતે વસિષ્ઠના જેવો હતો પણ વસિષ્ઠના જેવો જીવન્મુક્ત નહોતો. તેને અરુંધતી નામની સ્ત્રી હતી. તે પણ બીજી રીતે અરુંધતી જેવી હતી પણ અરુંધતીના જેવી જીવન્મુક્ત નહોતી. એક દિવસે પોતાના ગામની નજીક પર્વતના શિખર ઉપર વસિષ્ઠ બેઠો હતો. ત્યાં નીચેના પ્રદેશ ઉપર એક રાજા જતો હતો. તે શિકાર કરવા નીકળ્યો હતો. એ રાજાને જોઈ પેલો

વસિષ્ટ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે આ રાજાપણું બહુ સારું છે, હું આવો પૃથ્વીપતિ કયારે થાઉં. એવા સંકલ્પથી તેણે જીવન ગાળતાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ, તેની સ્ત્રી પણ કરમાવા લાગી. હે લીલા ! તેની સ્ત્રીએ પણ તારી માફક મારું પૂજન કરી મારી પાસે એવી પ્રાર્થના કરી કે "મારો પતિ મરી જાય ત્યારે તેનો જીવ આ મારા મંડપમાંથી જાય નહિ." મેં તેને તથાસ્તુ કહ્યું, પછી કાળના યોગથી તે બ્રાહ્મણ મરી ગયો અને તે જ ઘરના આકાશમાં જીવરૂપે રહ્યો. નિરાકાર શરીરવાળો એ બ્રાહ્મણ પૂર્વના અપાર સંકલ્પને લીધે મોટી શક્તિવાળો અને ત્રૈલોક્યને જીતનારો તારો પતિ પદ્મ રાજા થયો હતો કે જેણે પોતાના પ્રભાવથી ત્રિલોકને જીતી લીધા હતા, સ્વર્ગલોકને દબાવ્યો હતો તથા પાતાળનું પાલન કર્યું હતું. હૃદયાકાશમય પોતાના ઘરના આકાશમાં જીવરૂપે રહેલા એ બ્રાહ્મણનું શરીર શબરૂપ થતાં શોકથી અત્યંત પીડા પામેલી તેની સ્ત્રી અરુંધતી બહુ જ દુ:ખી થઈ અને હૃદયથી ચિરાઈ ગઈ. પતિની સાથે શબરૂપ થયેલી એ બ્રાહ્મણી દેહને દૂર છોડી દઈને મનોમય શરીરથી પોતાના પતિને પ્રાપ્ત થઈ, એ બ્રાહ્મણના ઘર અને પૃથ્વી તથા સ્થાવર આદિ ધન તે પહાડી ગામમાં છે. એના મરણનો આજ આઠમો દિવસ છે, અને તેનો જીવ એ પહાડી ગામના ઘરની અંદર રહેલ છે.

હે લીલા ! એ બ્રાહ્મણ રાજાપણું પામીને હમણાં તારો પતિ થયો હતો. જે અરુંધતી નામની તેની સ્ત્રી બ્રાહ્મણી હતી તે તું છો. આ સઘળું પૂર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. બ્રહ્મરૂપ આકાશમાં જીવ ભાવની ભ્રાંતિ થવાથી એ સઘળું પ્રતીત થતું હતું. એ ભ્રાંતિરૂપ પૂર્વ સૃષ્ટિમાં આ સૃષ્ટિરૂપ ભ્રાંતિ પ્રતિબિંબિત થઈ છે. આ સૃષ્ટિ કે જે પોતાની સત્તાથી અસત્ય છે અને અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે તેણે તમોને જન્મથી મિથ્યા જ પ્રતીતિ કરેલી છે. એટલા માટે કઈ સૃષ્ટિ ભ્રાંતિમય અને કઈ સૃષ્ટિ સાચી કહેવાય, અવિદ્યા કે જે પ્રતિબંધ વગરના અનર્થરૂપ છે તે વિના સૃષ્ટિનું બીજું કાંઈ પણ સ્વરૂપ નથી.




**લીલાના ત્રણ પતિ**

આ પ્રમાણે સરસ્વતીનાં વચન સાંભળી લીલા ઘણીવાર સુધી વિસ્મયથી જોઇ રહી અને પછી નીચે પ્રમાણે બોલી:—

લીલા—હે દેવી! તમે આ વાત કેમ કરી? બ્રાહ્મણનો જીવ કે જે તેના પોતાના ઘરમાં છે તે ક્યાં! અને અહીં રહેલા અમો ક્યાં? એ જોડાની અને અમારી એકતા સંભવે જ કેમ? મેં સમાધિમાં જે નવી સૃષ્ટિ જોઈ તે આ ઘરમાં જ છે એ વાત પણ કેમ સંભવે? આ વાત મારા મનમાં ઠસે તેમ કરો.

સરસ્વતીએ કહ્યું—એ પહાડી ગામમાં બ્રાહ્મણનો જીવ કે જે ચિદ્રુપ છે તે પોતાના હૃદયાકાશમાં પોતાના ઘરમાં જ આ મોટા દેશને દેખે છે. જેમ જાગૃતની સ્મૃતિ લુપ્ત થઇને સ્વપ્નમાં બીજા પ્રકારની થાય છે તેમ તમોને આગળની સ્મૃતિ લુપ્ત થઇ અને બીજા પ્રકારની સ્મૃતિ થઈ છે. સ્મૃતિનો અત્યંત લોપ થવો એ જ મરણ છે. જેમ સ્વપ્નનું અને સંકલ્પનું ત્રૈલોક્ય ખોટું છે, જેમ નિર્જળ દેશમાં ઝાંઝવાના પાણી મિથ્યા છે તેમ આ સઘળું જે દેખવામાં આવે છે તે ખોટું છે. જેમ સંકલ્પમાં અને અરીસામાં આખી પૃથ્વી રહે છે તેમ પર્વત વન અને નગરવાળી આ પૃથ્વી તે બ્રાહ્મણના ઘરની અંદર જ છે. હું તું અને બ્રહ્માંડ એ સઘળા ચિદાકાશ રૂપ જ છીએ.

લીલાએ કહ્યું—હે મા! એ બ્રાહ્મણ આજથી આઠમે દિવસે મરી ગયાનું તમે કહો છો અને અમારા જન્મને તો ઘણા વર્ષો વીતી ગયા છે માટે એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાંથી અમારી ઉત્પતિ થવી કેમ સંભવે?

સરસ્વતીએ કહ્યું:—હૃદયાકાશમાં જેમ દેશની લંબાઈ નિયત નથી તેમ કાળની લંબાઇ પણ નિયત નથી.* જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસ માત્ર જ છે તેમ ક્ષણ અને કલ્પ આદિ સઘળું

* આ બાબત હાલ સાપેક્ષવાદના સાયન્સથી સિદ્ધ થયેલ છે.

જગત, તું પણાના અને હું પણાના અભ્યાસને લીધે પોતાનો જન્મ થયાની ભ્રાંતિવાળાને જ ભાસે છે. હવે આ પ્રતિભાસ થવાનો ક્રમ કહું છું તે સાંભળ. જીવ ક્ષણ માત્રમાં પોતાના મિથ્યા મરણ રૂપી મૂર્છાનો અનુભવ કરી આગલા ભાવને ભૂલી જઈને બીજા ભાવને દેખે છે. એ બીજા ભાવનો પ્રતિભાસ થતાં જ પોતે દેહાદિક આધારથી રહિત છતાં પણ પોતાના હૃદયાકાશમાં જ "હું આ દેહાદિક આધારમાં આધેયરૂપે રહેલ છું એમ અનુભવ કરે છે; અને આ હાથ-પગ આદિવાળો દેહ મારો છે એમ દેખે છે. દેહનો અભ્યાસ થતાં જ હું આ પિતાનો પુત્ર છું, મને આટલાં વર્ષો થયાં, આ મારા સુંદર બાંધવો છે, આ મારું સુંદર ઘર છે. હું જન્મ્યો છું, પ્રથમ બાળક હતો, હમણાં મોટો થયો છું, હું આવો છું અને મારા સઘળા બાંધવો પોત પોતાના કાર્યો કરે છે." એ સઘળું જોવામાં આવે છે—દેહ રૂપ થયેલા ચિત્તના અને આત્માની એકતાના દઢ અભ્યાસને લીધે જો કે એ બાંધવાદિક પદાર્થો સંબંધ વગરના જ છે તો પણ પોતાની સાથે સંબંધ ધરાવનારા ભાસે છે. આ પ્રમાણે જીવના ચિત્તમાં સંસાર રૂપી ખંડ ઉદય પામ્યો છે પણ વાસ્તવિક રીતે કાંઈ પણ ઉદય પામ્યું નથી. જીવ શુદ્ધ ચિદાકાશ સ્વરૂપ જ છે. સ્વપ્નામાં જે ચૈતન્ય દ્રષ્ટામાં છે તે જ ચૈતન્ય દશ્યમાં છે. તેમ જાગૃતમાં જે ચૈતન્ય દષ્ટામાં છે તે જ ચૈતન્ય દશ્યમાં છે. એક ચૈતન્ય જ સર્વ રૂપે પ્રતીત થાય છે. ચૈતન્ય જેમ સ્વપ્નમાં બીજા પ્રકારથી પ્રતીત થાય છે તેમ પર લોકમાં ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે, અને તેમ આ લોકમાં ચોથા પ્રકારથી પ્રતીત થાય છે. એટલે સઘળી સ્થિતિઓમાં ચૈતન્ય એક જ છે. જેમ તરંગો જળથી જરા પણ જુદા નથી તેમ સ્વપ્ન, પરલોક અને આ લોક ચૈતન્યથી જરા પણ જુદાં નથી. તેથી જગત ઉત્પન્ન થયું જ નથી અને તેથી નાશ પામવાનું નથી. જગત પોતાના સ્વરૂપથી કાંઇ છે જ નહિ. જે પ્રકાશે છે તે ચૈતન્ય જ પ્રકાશે છે. જેમ દષ્ટા વગરનું ચૈતન્ય પર-

બ્રહ્મ જ છે તેમ દશ્યોવાળું ચૈતન્ય પણ પરબ્રહ્મ જ છે. જીવને મરણ રૂપ મોહ થયા પછી નિમેષ માત્રમાં જ દેશ, કાળ, આરંભ, કુળ, જન્મ, માતા, પિતા, સંતાનો, અવસ્થા, સમજણ, સ્થાન, ચેષ્ટા બંધુઓ, સેવકો, અસ્ત અને ઉદય વગેરે વાસનાઓને અનુસરતી બ્રહ્માંડ રૂપી દ્રવ્ય વર્ગની શોભાનો પ્રતિભાસ થાય છે. જીવ પોતે કે જે ચૈતન્ય સ્વરૂપ છે, તે પોતે જન્મેલો નહિ છતાં પણ "હું જન્મેલો છું" એમ ધારી બેસે છે અને તેથી દેશ, કાળ, ક્રિયાઓ, દ્રવ્યો, મન, બુદ્ધિ અને ઇંદ્રિય વગેરેને દેખે છે, અને નિમેષ માત્રમાં કલ્પ જેવડો મોટો કાળ જતો રહ્યાની પ્રતીતિ પણ થાય છે.

હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રીમાં બાર વર્ષ નીકળી ગયાની પ્રતીતિ થઈ હતી અને આજ પણ જેઓને પ્યારી સ્ત્રીનો વિયોગ થયો હોય છે તેઓને એક દિવસ પણ વર્ષ જેવડો થઇ પડે છે. જેમ મદ અને સ્વપ્ન સંબંધી ભ્રમના સમયમાં જે શૂન્ય હોય તે ભરપુર લાગે છે, દુઃખો પણ ઉત્સવરૂપ લાગે છે અને હાનિ પણ લાભરૂપ લાગે છે તેમ જીવોને જગત રૂપી ભ્રમના સમયમાં કેવળ ચૈતન્ય પણ દશ્યોથી ભરપુર લાગે છે. વ્યવહાર રૂપ દુઃખો પણ સુખ રૂપ લાગે છે અને સ્વપ્નની ભૂલ પણ અનુકૂળ લાગે છે.

જેમ આંખો ઉઘાડયા પછી સઘળાં રૂપ પ્રતીત થાય છે તેમ જીવને મરણરૂપ મોહ થયા પછી તરત અનેક જગત પ્રતીત થાય છે.

દિશાઓ, કાળ, વ્યવહારો, આકાશ, સ્વર્ગાદિક અને ઘર વગેરે પદાર્થો તથા કલ્પ પર્યંત સ્થિર રહેનારા પૃથ્વી વગેરે અનંત પદાર્થો પણ સ્ફુરે છે. જેમ સ્વપ્નમાં પોતાના મરણની પોતાને પ્રતીતિ થાય છે તેમ જીવને સંસારમાં જે કાર્યો અનુભવાયેલા કે દેખાયલા ન હોય તે કાર્યોમાં પણ "મેં કર્યાં" એવી પ્રતીતિ થાય છે. આ પ્રમાણે ચિદાકાશની અંદર માયા રૂપી આકાશમાં અનંત ભ્રાંતિઓ સ્ફુરે છે. આ 'જગત' છે અને આ 'સૃષ્ટિ' છે એ રીતે વાસના જ સ્ફુરે છે અને એ વાસના સમીપમાં દૂર પણાનો અને ક્ષણમાં

કલ્પપણાનો વિપરીત ભ્રમ કરે છે. જેમ સ્વપ્ન સંબંધી ભ્રમ વગેરેમાં બીજા પિતામાં પણ પિતાની વાસના થાય છે, તેમ આ સંસારમાં નહિ અનુભવેલામાં પણ અનુભવેલાપણાની વાસના કોઈ સમયે ઉદય પામે છે. જગતનું જે અત્યંત વિસ્મરણ થાય તે જ મોક્ષ કહેવાય છે. જેમ રજ્જુમાંથી થયેલો ભ્રમરૂપ સર્પ વાસ્તવિક રીતે નહિ છતાં જ્યાં સુધી રજ્જુમાં તેનો અત્યંત અભાવ સમજાય નહિ ત્યાં સુધી ટળતો નથી તેમ બ્રહ્મમાં પ્રતીત થયેલું આ ભ્રમરૂપ જગત જ્યાં સુધી તે (જગત) નો અત્યંત અભાવ સમજાય નહિ ત્યાં સુધી ટળતું નથી.

લીલાએ કહ્યું:—હે દેવી! તમે કહી ગયાં કે "અમારો આ રાજા રાણીનો સર્ગ, પહેલાંના અનુભવના સંસ્કારથી થયો છે." જો તેમ હોય તો આ સમયના જે દૃશ્ય પદાર્થો છે, તે તે સમયે (બ્રાહ્મણીના સર્ગમાં) નહિ હોવાથી તેનો અનુભવ થયેલો ન જ હોવો જોઈએ તો એવી રીતે સંસ્કાર નહિ રહ્યા છતાં આ સમયના દૃશ્ય પદાર્થો કેમ થાય છે?

સરસ્વતીએ કહ્યું:—સમષ્ટિ રૂપ બ્રહ્મા કે જેને (પોતે સર્વજ્ઞ હોવાથી) ભાવી પદાર્થોનો પણ અનુભવ છે તેમના સંસ્કારથી તમને આ દૃશ્ય પદાર્થ પ્રતીત થાય છે.× (કેટલાકને નહિ અનુભવાયેલું દૃશ્ય પણ વાસનામાં રહે છે એમ આગળ કહ્યું છે, તેનો પણ એ જ અભિપ્રાય છે.) બ્રહ્માને પૂર્વ બ્રહ્માના દેહની વાસના રહેવી સંભવતી નથી, એટલા માટે વાસનાઓ વિના એકલું ચૈતન્યજ બ્રહ્મા વગેરે રૂપે વિવર્ત પામે છે એમ સમજવું. ચૈતન્યનો એવો સ્વભાવ જ છે. કાકતાલિયની પેઠે કોઈ પ્રતિભાસ સમયે બ્રહ્મા ઉત્પન્ન થાય છે. તે એમ માને છે કે "આગળના બ્રહ્માથી હું અન્ય બ્રહ્મા થયો છું". જગતની ઉત્પતિ આ પ્રમાણે છે માટે કોઈ પણ પ્રદેશમાં

× સાપેક્ષવાદના સિદ્ધાંત પ્રમાણે આ વાત સાચી દુરસ્તી નથી. તે સિદ્ધાંત પ્રમાણે તો જે જીવની ભૂલ છે તે ભૂલ વખતે જે જીવ હોય તેને જ તે લાગુ પડે છે,

અને કોઈ પણ કાળમાં વાસ્તવિક રીતે કાંઈ પણ ઉત્પન્ન થયું નથી.

લીલાએ કહ્યું—મને આ પ્રકારના વિચારનો અભ્યાસ ન હોવાને લીધે આ બાબતમાં તરત નિશ્ચય થતો નથી. માટે બ્રાહ્મણી સહિત એ બ્રાહ્મણ જેમાં રહેતો હતો તે સૃષ્ટિમાં અને તે પહાડી ગામમાં મને લઇ જાઓ એટલે હું તેઓને જોઉં.

સરસ્વતીએ કહ્યું—તું સમાધિ કરી આ દેહને ભૂલી નિર્મળ થા, એટલે જેમ પૃથ્વીમાં રહેલા માણસનો સંકલ્પ આકાશના અંતઃપુરને પ્રાપ્ત થાય છે તેમનું ચિદાકાશમાં રહેલા માયાકાશરૂપ તે સર્ગને પ્રાપ્ત થઈશ. તું આ દેહના અભિમાનને છોડી દે તો આપણે બન્ને સાથે જ એ સર્ગને જોઈએ. એ સર્ગના દર્શન માટે આ સ્થૂલ દેહ મોટા પ્રતિબંધરૂપ છે,

લીલાએ પૂછ્યું—હે દેવિ ! આ સ્થૂલદેહથી બીજા સર્ગમાં શા માટે જવાય નહિ ? એ વિષયમાં જે યુક્તિ હોય તે મારા ઉપર અનુગ્રહ કરીને કહો.

સરસ્વતીએ કહ્યું—જેમ તમે સોનાની વીંટીને વીંટી રૂપે સમજો છો તેમ આ નિરાકાર બ્રહ્માંડોને અજ્ઞાનથી સાકાર સમજો છો. સોનું વીંટીના રૂપને ધારણ કરે છે તોપણ તેમાં વીંટીપણું નથી, તેમ પરબ્રહ્મ જગત રૂપે થયેલ છે તોપણ તેમાં જગતપણું નથી. આ જગત બ્રહ્મ રૂપ જ છે. જે દેખાય છે તે બ્રહ્મ જ દેખાય છે. જ્યાં સુધી દઢ અભ્યાસથી તારી ભેદ બુદ્ધિ ટળી નથી ત્યાંસુધી તું બ્રહ્મ રૂપ નથી એટલે બ્રહ્મને દેખતી નથી. હું વગેરે જે લોકોને એ વિષયનો દઢ અભ્યાસ છે તેઓ અભ્યાસથી બ્રહ્મરૂપ થયાં છીએ. વળી વાસ્તવિક સત્તાથી બ્રહ્મરૂપ આ જગત વગેરે સઘળું બ્રહ્મના એક દેશમાં રહ્યું છે. અભ્યાસ નહિ હોવાને લીધે તારો આકાર બ્રહ્મરૂપ થયો નથી પણ અંતઃકરણમાં ચિદાભાસ રૂપ જ રહેલ છે તેથી તું બ્રહ્મને કે પૂર્વ સૃષ્ટિને દેખતી નથી. એક સ્થૂલ દેહથી પોતાના

સંકલ્પના નજરમાં પણ પહોંચાતું નથી ત્યારે તમારી પુર્વ સૃષ્ટિ કે જે બીજાના સંકલ્પનું નગર છે તેમાં તો કેમ જ પહોંચાય; એટલા માટે આ દેહનું વિસ્મરણ કરી લિંગ દેહરૂપ થઈને તું તારી પુર્વ સૃષ્ટિને જોઈ શકીશ માટે તે પ્રમાણે તરત કર. સંકલ્પના નગરમાં સંકલ્પરૂપ થયેલાથી જ પહોંચી શકાય છે. જ્યારથી બ્રહ્માની સૃષ્ટિ થઈ છે અને જગતરૂપ ભ્રાંતિ ઊઠી છે ત્યારથી એવો જ દૃઢ નિયમ બંધાયો છે કે સંકલ્પરૂપ થયા વિના સંકલ્પિતમાં પહોંચાય જ નહિ.

લીલાએ કહ્યું—હે મા! આપણે તે બ્રાહ્મણ અને બ્રાહ્મણીના જગતમાં શી રીતે જઈશું. હું તો આ દેહને અહીં ખાલી શુદ્ધ સત્વ ગુણને અનુસરનારા ચિત્તથી એ પરલોકમાં જઈશ પણ તમે તમારા પોતાના દેહથી ત્યાં શી રીતે આવી શકશો?

સરસ્વતીએ કહ્યું—જેમ તારા સંકલ્પરૂપી આકાશનું વૃક્ષ વિદ્યમાન છતાં પણ આકાશરૂપ છે, સાકાર નથી, તેથી એ વૃક્ષ કોઈ ભીંતથી રોકાય તેમ નથી, તે પ્રમાણે મારું શરીર છે. મારો દેહ શુદ્ધ સત્વગુણની રચનારૂપ છે અને બ્રહ્મના જ પ્રતિભાનરૂપ છે. જેમ બળી ગયેલાં વસ્ત્રમાં વસ્ત્રનો આકાર માત્ર જ હોય છે, તે વાસ્તવિક રીતે ભસ્મરૂપ જ હોય છે તેમ મારો દેહ આકાર માત્ર જ છે. વાસ્તવિક રીતે તો તે બ્રહ્મરૂપ જ છે, એટલા માટે આ દેહને છોડીને હું નહિ આવું પણ આ દેહથી જ જેમ વાયુ ગંધમાં પહોંચે છે તેમ હું તે પ્રદેશમાં પહોંચીશ. જેમ જળ જળની સાથે, અગ્નિ અગ્નિની સાથે અને વાયુ વાયુની સાથે ભળી જાય છે તેમ આ મારો દેહ મનોમય દેહોની અને મનોમય બીજી વસ્તુઓની સાથે પણ મળી જાય તેમ છે. તારો દેહ પૃથ્વીના વિકારરૂપ સરજાયેલો છે અને મારો દેહ ચૈતન્યરૂપ સરજાયેલો છે એટલા માટે તારો દેહ મારા દેહની સાથે એક અથવા સંયુક્ત થઈને ત્યાં આવી શકે તેમ નથી. કલ્પનાના પર્વતને અને સાચા પર્વતને એકરૂપ થવું સંભવે નહિ

અને પરસ્પર ભટકાવું પણ સંભવે નહિ. જો કે આ તારો સ્થૂલ દેહ પણ વાસ્તવિક રીતે મનોમય જ છે તોપણ લાંબા કાળની ભાવનાથી તું એને પૃથ્વી આદિ ભૂતોના વિકારરૂપ સ્થૂલ સમજી બેઠી છે. જેમ સ્વપ્નમાં, લાંબા કાળના ધ્યાનમાં, ભ્રમમાં, સંકલ્પમાં અને ગંધર્વ નગરમાં મનોમય પદાર્થોને પણ સ્થૂલ સમજી લેવામાં આવે છે તેમ આ તારો દેહ મનોમય છતાં સ્થૂલ સમજાયો છે. જ્યારે સમાધિના અભ્યાસથી તારી વાસનાઓ અલ્પ થઇ જશે ત્યારે તારા સ્થૂલ દેહમાં પાછું મનોમયપણું પ્રાપ્ત થશે.

લીલાએ પૂછ્યું:—મનોમય દેહપણાની પ્રતીતિ ઘાટી થઇ જાય ત્યારે આ સ્થૂલ દેહ મનોમય થઈ જાય છે કે નાશ પામી જાય છે?

સરસ્વતીએ કહ્યું:—જે પદાર્થનું અસ્તિત્વ હોય તેમાં નાશનો અને અનાશનો ક્રમ સંભવે છે પણ જે પદાર્થ વાસ્તવિક રીતે છેજ નહિ તેનો નાશ કેવી રીતે થાય? હે પુત્રી! રજ્જુમાં રજ્જુપણું સમજાયા પછી સર્પરૂપી ભ્રમ નાશ પામે છે ત્યારે સર્પ નાશ પામ્યો કે નથી નાશ પામ્યો એમ કહી શકાય કે? જેમ સાચું જ્ઞાન થવાથી રજ્જુમાં સર્પ દેખાતો નથી તેમ દેહમાં મનોમયપણું જણાયાથી સ્થૂલપણું દેખાતું નથી. અમારા વાસ્તવિક સિદ્ધાંત પ્રમાણે તો સ્થૂલ દેહની કલ્પના થવાનો સંભવ પણ નથી. પણ જો કોઈ વિદ્વાન કલ્પનાને સિદ્ધ કરતો હોય તો તે કલ્પના પણ ટળી જાય છે. જે સ્થળમાં જે છીપર હોતી નથી તે સ્થળમાંથી તે છીપરને દૂર કાઢી નાંખેલી જ સમજવી. અમે તો ખરી રીતે દેહ વગેરેને બ્રહ્મમાં રહેલ બ્રહ્મથી પૂર્ણ અને બ્રહ્મરૂપ જ દેખીએ છીએ પણ તું એ પ્રમાણે દેખતી નથી. સૃષ્ટિના આરંભમાં જ્યારે પહેલો સંકલ્પ ઊઠવાની કલ્પના થઇ ત્યારે ચૈતન્ય મનોમય દેહરૂપ જ થયું હતું પણ ત્યારથી માંડીને જેમ જેમ સ્થૂલતા કલ્પાતી ગઇ તેમ તેમ ચૈતન્ય ભ્રાંતિથી પોતાને દશ્યરૂપે જોતું આવ્યું છે.

લીલાએ પૂછ્યું:-પરમ તત્ત્વરૂપ એક જ ચૈતન્ય કે જે અત્યંત શાંત છે અને દિશાઓના કે કાળ વિગેરેના ભેદથી રહીત છે તેમાં પહેલી કલ્પનાને પણ અવસર ક્યાંથી મળ્યો?

સરસ્વતીએ કહ્યું:-જેમ સુવર્ણમાં કડાપણું નથી, જળમાં તરંગપણું નથી અને સ્વપ્નમાં કે સંકલ્પના નગર વગેરેમાં સત્યતા નથી તેમ વાસ્તવિક અનુભવ કરીએ તો બ્રહ્મમાં કલ્પના પણ છે જ નહિ, બ્રહ્મ નિર્મળ હોવાથી તેમાં કલ્પનાનો લાગ આવે તેમ જ નથી. જેમ આકાશમાં રજ નથી તેમ બ્રહ્મમાં કલ્પના પણ નથી. બ્રહ્મ તો વિષયોથી રહિત, શાંત, એક, સ્વતઃ સિદ્ધ અને વ્યાપક છે. જેમ કાચનો અને સુશોભિત ઉત્તમ મણિનો ચકચકાટ હોય છે તેમ દેખવામાં આવતું જે કાંઇ આ જગત છે તે પરબ્રહ્મનો ચકચકાટ જ છે અને શુદ્ધ જ છે.

લીલાએ પૂછયું:—હે દેવી! આટલા બધા લાંબા કાળ સુધી આ સઘળાં દ્વૈતની અને અદ્વૈતની કલ્પનાઓથી આપણને કોણે ભમાવ્યા છે?

સરસ્વતીએ કહ્યું:—તને તારા અવિચારે જ લાંબાકાળ સુધી ભમાવી છે, અને વ્યાકુળ કરેલી છે. અવિચાર સ્વભાવિક રીતે ઊઠયો છે અને તે વિચારથી નાશ પામે છે. અવિચાર કે જે વિચારથી નિમેષ માત્રમાં નષ્ટ થાય છે તે પણ બ્રહ્મની સત્તાથી જુદી સત્તાવાળો નથી એટલે બ્રહ્મમાં એ અવિચારરૂપ અવિદ્યા છે જ નહિં. તેટલા માટે અવિચાર, અવિદ્યા, બંધ કે મોક્ષ કાંઈ છે જ નહિ. જે જગત છે તે બાધ રહિત અને શુદ્ધ બોધરૂપ બ્રહ્મ જ છે. આ સંસાર નામનું દશ્ય બિલકુલ ઉત્પન્ન થયું જ નથી માટે તેની વાસના પણ શી હોય અને તે વાસનાથી તારે સંયુક્ત થવું પણ શું હોય? પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એઓનો અત્યંત અભાવ થઈને મનમાં નિર્વિકલ્પ સમા-

ધીરૂપ એક પરબ્રહ્મનું અનુસંધાન રૂઢ થાય ત્યારે વાસના કશી વસ્તુ નથી. તેથી તારામાં હવે વાસના ઉદય પામશે નહિ.

જેમ આ સ્વપ્ન છે એમ સમજાયા પછી સ્વપ્નમાં અનુભવમાં આવેલો દેહ પણ શાંત થઇ જાય છે તેમ વાસનાઓની અલ્પતા થવાથી આ સ્થૂલ દેહ અનુભવમાં આવેલો છતાં પણ શાંત થઇ જાય છે. જેમ સ્વપ્નના જ્ઞાનથી સ્વપ્નનો દેહ ટળી જાય છે તેમ વાસનાઓ અલ્પ થવાથી જાગ્રતનો દેહ પણ ટળી જાય છે, અને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે; તેથી તું વાસનાને અલ્પ કરવાનો અભ્યાસ કર અને જીવન્મુક્ત થા. અપાર શીતળતાવાળો આ બોધરૂપ ચંદ્રમા જ્યાંસુધી પૂર્ણ કળાઓ-વાળો થયો નથી ત્યાંસુધીમાં તું આ સ્થૂલ દેહને અહીં રાખીને બીજા લોકને જો. જેમ સંકલ્પના પુરુષમાં જીવન અને મરણ મિથ્યા પ્રતીત થાય છે તેમ આ શરીરમાં પણ જીવન અને મરણ મિથ્યા જ પ્રતીત થાય છે.

લીલાએ કહ્યું:—એ જ્ઞાનનો અભ્યાસ કેવી રીતે થાય, એ અભ્યાસ પુષ્ટ કેમ થાય અને તે પુષ્ટ થવાથી કેવી સ્થિતિને પ્રાપ્ત થવાય ?

સરસ્વતીએ કહ્યું—અભ્યાસની જરૂર છે. જ્ઞાનનું ચિંતન કરવું, જ્ઞાનની વાતો કરવી, જ્ઞાનમાં જ તત્પર રહેવું, એ જ્ઞાનનો અભ્યાસ છે. વૈરાગ્ય અભ્યાસમાં મદદ રૂપ છે. જેઓ જ્ઞાતાનો અને જ્ઞેયનો અત્યંત અભાવ કરવામાં યુક્તિઓથી અને શાસ્ત્રોથી યત્ન કરતા હોય તેઓને જ્ઞાનના અભ્યાસી જાણવા. તપથી રાગદ્વેષ રોકી શકાય છે પણ જ્ઞાનથી તેનો અત્યંત અભાવ થાય છે.

સરસ્વતી અને લીલાએ એ પ્રમાણે પરસ્પર વાતો કરી અંતઃપુરના મંડપમાંથી સમાધિના સ્થાનમાં જઇ નિશ્ચળ બેઠી, તેમણે સઘળી ચિંતઓ છોડી દીધી અને નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત કરી.

ચિદ્રૂપ સરસ્વતી તેજ દેહથી આકાશમાં ફરવા લાગી અને લીલા તો જ્ઞાન અને ધ્યાનને અનુસરતા બીજા દેહથી આકાશમાં

ફરવા લાગી. તેઓએ ચિદાકાશમાં અનેક લોક જોયાં અને તેમાં રમણ કર્યું. એ પ્રમાણે ઉંબરાના ફળની અંદર ભમતાં મસલાંઓની પેઠે ત્રણે લોકના પ્રાણીઓ ભમતા હતા એવા એ ઊંચા આકાશમાં ફરીને સરસ્વતી અને લીલાં પાછાં પૃથ્વી ઉપર જવાને સજ્જ થયાં. પૃથ્વી ઉપર આવતાં એ બે સ્ત્રીઓએ એક ભૂતળ જોયું. તેમાં પણ અનેક પ્રકારના જીવ અનેક જાતના સુખ ભોગવી રહ્યા હતા. એ પ્રમાણે સમુદ્રોથી, મોટા પર્વતોથી, લોકપાલોથી, દેવતાઓથી, નગરોથી, આકાશથી અને ભૂતળથી વ્યાપ્ત થયેલું બ્રહ્માંડનું ઉદર જોઇને તે લીલાએ તુરત પૃથ્વીમાં જેની અંદર પોતાનું પ્રથમનું ઘર હતું એવા ઉંડા પહાડી ગામને દીઠું.

એ પ્રમાણે એ સ્ત્રીઓ જેમાં પદ્મરાજા રહેતો હતો તે બ્રહ્માંડના મંડપમાંથી નીકળીને જેમાં વસિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો તે બીજા બ્રહ્માંડમાં આવી. બ્રહ્મ વિદ્યાથી સિદ્ધ થયેલી અને કોઇના પણ દેખાવમાં આવતી નહતી એવી એ સ્ત્રીઓએ એક ઘર દીઠું, અને તેમાં તે બ્રાહ્મણને રહેવાનો મંડપ પણ દીઠો. સઘળી દાસીઓ ચિંતાથી વિહ્વલ થઈ હતી, સ્ત્રીઓના મુખ આંસુના પ્રવાહથી ભીંજાઈ ગયા હતા અને બધા લોકોના મોં સેવાઈ ગયાં હતાં. તેથી એ ઘર પ્રકાશ રહિત દીવાના જેવું લાગતું હતું. એ ઘર ઘરધણીના વિયોગથી દુર્ભાગ્ય થયેલું હોવાથી મૃત્યુના નિવાસરૂપ લાગતું હતું. પછી લીલાએ સંકલ્પ કર્યો કે આ મારા બંધુઓ મને તથા સરસ્વતીને સાધારણ સ્ત્રીરૂપે દેખજો. લીલાના એ સંકલ્પને લીધે ત્યાં તે ઘરના સર્વ માણસોએ એ બે સ્ત્રીઓને સાધારણ રૂપે જોઈ. તેમને જોઈ લીલાના પુર્વ જન્મના મોટા પુત્ર જ્યેષ્ઠ શર્માએ તથા ઘરના બીજા માણસોએ "વનની દેવીઓને પ્રણામ હોજો" એમ બોલીને તેઓના ચરણમાં પુષ્પાંજલિ અર્પણ કરી. તે લોકોએ તેમની પાસે વસિષ્ઠના અને અરુંધતિના મરણરૂપ પોતાના દુઃખની વાત સંભળાવી.

જ્યેષ્ઠશર્માએ કહ્યું—એ અમારા માબાપ હતા. તેઓ હમણાં સ્વર્ગવાસી થયાં છે તેથી અમોને ત્રૈલોક્ય શૂન્ય જેવું લાગે છે, અમારૂં ઘર અરણ્યરૂપ લાગે છે, હવે તમે અમારા શોકનો નાશ કરો કારણકે મહાત્માઓનું દર્શન કદી પણ નિષ્ફળ જતું નથી.

લીલાએ પોતાના પુત્રના માથા ઉપર સ્પર્શ કર્યો, તે સ્પર્શથી તેના દુ:ખનો અંત આવ્યો, બીજા લોકો પણ આ દેવીઓના દર્શનથી શોક રહિત થયા.

લીલાએ જયેષ્ઠ શર્માના માથા ઉપર હાથ મૂકયો તે બોધરૂપી શક્તિવાળા ચેતનનો વિવર્ત જ હતો. સ્વપ્નના અને સંકલ્પના નગરોમાં આપણને એવી રીતનો અનુભવ પણ થાય છે. જેમ બાળકની સામે ઉભેલો પુરુષ "તે પુરુષ છે" એમ નહિ સમજાયાને લીધે ભૂત લાગે છે તેમ અજ્ઞાનીને આ પદાર્થો મિથ્યા છતાં પણ તેમનું સત્ય નહિ સમજાયાને લીધે સત્ય ભાસે છે. સ્વપ્નમાં અનેક પૃથ્વી વગેરે પદાર્થ દેખાય છે પણ જ્યારે ખબર પડે છે કે આ સ્વપ્ન છે ત્યારે ક્ષણમાત્રમાં પૃથ્વી વગેરે રૂપથી રહિત થાય છે. જાગૃતમાં પણ પ્રતીત થતા પદાર્થો તેઓનું તત્ત્વ જણાયાથી ક્ષણ માત્રમાં બ્રહ્મરૂપ થઈ જાય છે.

જેમ સ્વપ્નમાં પ્રતીત થયેલી ખોટી સ્ત્રીપણ પગ ચાંપવા વગેરેનું કામ કરે છે તેમ અજ્ઞાન દશામાં પ્રતીત થયેલું આ ખોટું જગત પણ ક્રિયાઓ કરે છે. બ્રહ્મને પૃથ્વી વગેરે રૂપે સમજીએ તો તે ક્ષણ માત્રમાં પૃથ્વી વગેરે રૂપે થઇ જાય છે. જેમ મૂર્ચ્છામાં પરલોક નહિ છતાં પણ કેટલાએકને અનુભવમાં આવે છે તેમ જગત નહિ છતાં અજ્ઞાન દશામાં પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. જેમ બાળક આકાશને જ પિશાચ રૂપ સમજે છે તેમ અજ્ઞાની બ્રહ્મને જ જગતરૂપ સમજે છે. જેમ મરવા પડેલો માણસ આકાશમાં વન દેખે છે તેમ અજ્ઞાની બ્રહ્મમાં જગતને દેખે છે. જેમ ભ્રમકાળે માણસ આકાશને કેશના કુંડાળા સમજે છે તેમ અજ્ઞાની માણસ બ્રહ્મને જગતરૂપ સમજે છે. બ્રહ્મમાં

ભાવના પ્રમાણે જ તે તે પદાર્થોના આકારો સ્ફુરે છે અને તે આકારો ઘણા કાળના અભ્યાસથી સ્થૂલ પ્રતીત થાય છે પણ વાસ્તવિક વિચારીએ તો તેઓનું કોઈ નિયત જુદું રૂપ છે જ નહિ. લીલા તો યથાર્થ સમજતી હતી કે પૃથ્વી વગેરે કોઇ પદાર્થો છે જ નહિ અને જે બ્રહ્મ છે તે કલ્પનાને લઈને મિથ્યા પ્રપંચરૂપે ભાસે છે. તેથી પુત્ર સંબંધે સ્નેહ નહિ રહેવાને લીધે તેણે માતારૂપે તેને દર્શન આપ્યું નહિ, ચિદાકાશરૂપ બ્રહ્મના જ બોધવાળા મુનિને પુત્રો મિત્રો, અને સ્ત્રીઓ કોઈ નથી, કોઈ પ્રકારથી નથી, કોઇ કાળમાં નથી અને કોઈ નિમિત્તથી નથી.

હવે તે બન્ને સ્ત્રીઓ તે પહાડી ગામની અંદર તેજ ઘરના મંડપના આકાશમાં જ્યેષ્ઠ શર્મા વગેરેની સમીપમાં રહેલી છતાં અંતર્હિત થઇ ગઇ. ઘરના માણસો દુઃખ રહિત થઈ પોતપોતાના કામમાં લાગી ગયા.

પછી લીલાએ સરસ્વતીને કહ્યું:—મારા મરી ગયેલા પતિ (પદ્મરાજા)નો જીવ જે સ્થળમાં રાજ્ય કરે છે તે સ્થળમાં તે લોકોએ મને કેમ દીઠી નહિ અને અહીં મને મારા પુત્રે કેમ દીઠી?

સરસ્વતીએ કહ્યું:—તે સમયે તને અભ્યાસ નહોતો તેથી તારો દ્વૈતભાવનો નિશ્ચય સંપૂર્ણ રીતે અસ્ત પામ્યો નહોતો. જે અદ્વૈતભાવને પ્રાપ્ત થયેલ ન હોય તેને સત્ય સંકલ્પ વગેરે ક્રિયાઓ પ્રાપ્ત થાય નહિ. તને તે વખતે હું લીલા છું એવી ભાવના ટળી નહોતી, તેથી તારામાં સત્ય સંકલ્પપણું હતું નહિ. અહીં "મારો પુત્ર મને દેખે, એવો તારો સંકલ્પ સત્ય થયો. હવે તું તે પતિની પાસે જઇશ તો તેની સાથે આગળની પેઠે તારો વ્યવહાર પ્રવૃત્ત થશે.



# પ્રકરણ ૩ જું

## દૃષ્ટિ-સૃષ્ટિવાદ

ગયા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે લીલાની ઇચ્છા પોતાના પતિનો દેશ જોવાની થઈ અને તેમ કરી આપવા માટે સરસ્વતીને કહ્યું.

સરસ્વતીએ તેના જવાબમાં કહ્યું કે—હે અરુંધતિ! તારા અનેક જન્મોમાં સેંકડો પતિઓ થઈ ગયા છે કે જેમાંના ત્રણ તો હમણાં જ થઈ ગયા. તેમાં વસિષ્ઠ બ્રાહ્મણ ભસ્મ થઈ ગયો છે, પદ્મરાજા અંતઃપુરમાં શબ થઈને પુષ્પોમાં પડયો છે અને ત્રીજો હમણાં આ સંસાર મંડળમાં રાજ્ય કરે છે. હવે હું તને કયા પતિની પાસે લઇ જાઉં તે તું કહે! જો કે ચૈતન્યની દૃષ્ટિથી એ સઘળાં સંસાર મંડળો અહીં પાસે જ છે તોપણ લૌકિક દૃષ્ટિથી તેઓ વચ્ચે કરોડો યોજનનું અંતર છે. જે પરમ ચૈતન્ય છે તે પોતાનામાં જ આ જગત વગેરે રૂપે સ્ફુરે છે. જેમ તળાવમાં તરંગો થઈ થઈને વળી થાય છે તેમ ચૈતન્યના વિચિત્ર આકારવાળા દિવસ વિગેરે કાળના વિભાગો અને બ્રહ્માંડ વગેરે દેશ થઈ થઈને વળી થયાં કરે છે.

લીલાએ કહ્યું:—હે જગદંબા! જેમ તમે કહો છો તેમ જ છે. મને હમણાં સર્વનું સ્મરણ પ્રાપ્ત થયું છે. મારો આ જન્મ તામસ કે સાત્ત્વિક નથી પણ રાજસ છે. હું કલ્પના આરંભમાં બ્રહ્માથી અવતરી છું અને ત્યારથી અનેક યોનિઓમાં મારા આઠસો જન્મ થઈ ગયા છે કે જેઓનું હમણાં મને સ્પષ્ટ સ્મરણ થયું છે. હું કોઈ જન્મમાં વિદ્યાધરની સ્ત્રી હતી, કોઈ સંસારમાં નાગની સ્ત્રી થઈ હતી, કોઈ જન્મમાં હું સોરઠ દેશનો રાજા થઈ હતી. રાજાના જન્મમાં દુષ્ટ કર્મ કરવાથી હું તે પછીના જન્મમાં ૯ વર્ષ સુધી નોળીઅણ થઇ

હતી, પછી ગાય થઈ હતી, પછી પક્ષિણી થઈ હતી, પછી ભમરી, પછી માછલી, પછી ભીલડી એમ મેં અનેક જન્મ મારાં કર્મ પ્રમાણે ભોગવેલાં છે.

રામચંદ્રજીએ વસિષ્ઠ મુનિને પૂછ્યું કેઃ—કરોડો યોજનની જાડાઇવાળી, ઘાટી અને વજ્ર જેવી દૃઢતાવાળી બ્રહ્માંડની ભીંતમાંથી એ બે સ્ત્રીઓ શી રીતે નીકળી હતી.

વસિષ્ઠે કહ્યુંઃ—બ્રહ્માંડ હતું જ ક્યાં! તેની ભીંત હતી જ ક્યાં! અને તેમાં વળી વજ્રના જેવી દૃઢતા પણ હતી જ ક્યાં! કશું હતું જ નહિ. એ બે દેવીઓ અંતઃપુરના આકાશમાં જ ઊભી હતી. તેજ પહાડી ગામમાં તેજ ઘરના આકાશમાં 'વસિષ્ઠ' નામનો તે બ્રાહ્મણ રાજ્ય ભોગવતો હતો. તેજ મંડપના આકાશનો ખૂણો કે જે શૂન્ય જ હતો તેને એ બ્રાહ્મણ રાજા થઈને ભૂતળ દેખતો હતો. તે રાજધાનીના મહેલમાં તે અરુંધતી લીલા થઇને રહેતી હતી. લીલાએ સરસ્વતીની પૂજા કરી, તેથી લીલા સરસ્વતીની સાથે જ તે જ ઘરની અંદરના વેંત જેટલા આકાશમાં ઘણા આશ્ચર્યોથી મનનું આકર્ષણ કરનારા બ્રહ્માંડમાં આકાશનું ઉલ્લંઘન કરીને ગઈ હતી. એ બ્રહ્માંડમાંથી નીકળી બીજા બ્રહ્માંડમાં આવીને પહાડી ગામમાં પોતાના ઘરની અંદર આવી ઊભી રહી. જેમ પથારીમાં સુતેલો પુરુષ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જઈને પાછો પથારીમાં સૂએ છે અને પથારીમાં ઊઠે છે તેમ લીલા એક બ્રહ્માંડમાંથી બીજા બ્રહ્માંડમાં જઈને ત્યાં પોતાના ઘરમાં આવી. એ સઘળું પ્રતિભાસ માત્ર હોવાથી વાસ્તવિક રીતે આકાશની પેઠે શૂન્ય જ હતું. તેમણે જે જોયું તે તેઓનું ચિત્ત જ વાસના માત્રથી તે તે પદાર્થોના ઉલ્લેખવાળું થઇ તેવા મનોહર આકારોથી સ્ફુરતું હતું.×

× આ બાબત હાલના સાપેક્ષવાદથી પણ સિદ્ધ થઈ છે, દિક્ અને કાળ, ગતિ અને કાર્યકારણભાવ વગેરે કલ્પિત છે. તેનો ખુલાસો બીજા વિભાગમાં આવેલો છે.

હે રામ! પછી એ બન્ને સ્ત્રીઓ ઘરમાંથી બહાર નીકળી પર્વતને જોવા લાગી અને પર્વતમાં રહેલું પહાડી ગામ જોયું. લીલાને તે ગામમાં ત્રણે કાળનું સ્મરણ પ્રાપ્ત થયું અને વગર પ્રયત્ને પૂર્વ જન્મની ગતિઓનું ભાન થયું. અહીં હું અરુંધતી નામની બ્રાહ્મણી થઇ હતી, મારો પતિ પણ અહીં મારી પેઠે કામકાજમાં આસક્ત રહેતો હતો, છતાં તેને રાજા થવાની બહુ ઇચ્છા રહેતી હતી. એવી ઇચ્છાને લઈને આઠ દિવસમાં જ લાંબા કાળની પ્રતીતિ આપનારું સમૃદ્ધિવાળું રાજ્ય તેને મળ્યું છે. અહીં તે રાજા થઇને રહેલો છે, આ આ આકાશમાં જ અંગુઠા જેટલા દૂર પ્રદેશમાં એ મારા પતિના રાજ્યવાળું નગર હોવું જોઈએ કે જે લૌકિક દૃષ્ટિથી કરોડો યોજનને છેટે ધારવામાં આવે છે. લીલાએ સરસ્વતીને કહ્યું:—હે દેવી! હવે મને મારા પતિના નગરમાં જવાની ઇચ્છા થઈ છે.

પછી ત્યાંથી બન્ને સ્ત્રીઓ પક્ષિણીની જેમ ઊડી. ઘણે દૂર ગયા હોય તેવો ભાસ થયા પછી લીલાના જોવામાં ગાઢ અંધારું આવ્યું. તે ક્યાંથી આવ્યું તે બાબત સરસ્વતીને પૂછ્યું.

સરસ્વતીએ કહ્યું:—જેમ બહુ ઊંડી અંધારી ખાડમાં રહેલું પતંગિયું ઉપર દૂર રહેલા મનુષ્યના જોવામાં આવે નહિ તેમ નીચે રહેલો સૂર્ય અહીંથી જોવામાં આવતો નથી. પછી તે બન્ને સ્ત્રીઓએ બ્રહ્માંડના પડમાંથી અનાયાસે બહાર નીકળી. જે વસ્તુ મિથ્યા હોય તે દૃઢ લાગતી નથી. તેથી બધા પંચ મહાભૂતના પડને ભેદી બન્ને અપરિચ્છિન્ન ચિદાકાશમાં પહોંચી. ત્યાં લીલાના જોવામાં અનંત બ્રહ્માંડો આવ્યા. જેમ બાળકમાં અનેક સંકલ્પ ઉત્પન્ન થાય છે અને વળી શાંત થઇ જાય છે તેમ અવિદ્યાથી ઊઠતા સંકલ્પોને લીધે પરમ ચૈતન્ય બ્રહ્માંડોરૂપે પ્રતીત થાય છે.

એ પ્રમાણે વાતો કરતી તે બન્ને સ્ત્રીઓ પોતાના જગતમાંથી નીકળી તરત અંતઃપુરમાં આવી કે જ્યાં પદ્મ નામના મોટા રાજાનું

'શબ' પુષ્પોના ઢગલામાં પડયું હતું. શબના પડખામાં સમાધિસ્થ ચિત્તવાળું લીલાનું સ્થૂળ શરીર બેઠું હતું. પછી પતિના બીજા સંસારમાં જવાની ઇચ્છાવાળી લીલા સંકલ્પમય દેહથી આકાશમાં ઊડી, અને કેટલાક બ્રહ્માંડનાં આવરણ અને પડને ભેદીને સરસ્વતીની સાથે બીજા એક બ્રહ્માંડમાં પેઠી. ત્યાં તેના પતિનું સંકલ્પમય જગત જોવામાં આવ્યું અને પદ્મ રાજાના બીજા અવતારરૂપ વિદુરથ રાજાનું રાજ્યમંડળ જોયું. તે વખતે ત્યાં બીજો કોઇ ખંડપતિ 'સિંધુરાજ' નામનો રાજા સેના લઈને ચઢી આવ્યો હતો અને વિદુરથ રાજાએ પણ તેની સામે લડવાની તૈયારી કરી હતી. એ સંગ્રામ જોવા ત્રૈલોક્યના પ્રાણીઓની ભીડ જામી હતી. લીલા અને સરસ્વતી પણ તે સંગ્રામ જોવાને માટે ત્યાં જ સંકલ્પ માત્રથી ઉત્પન્ન કરેલા સુંદર વિમાનમાં સ્થિર થઇને બેઠી. રણક્ષેત્ર લાંબા વખતના યુદ્ધથી ભયંકર થઇ રહેલ હતું.

વિદુરથ રાજા પોતાના મનમાં કાંઇક ખેદ જેવું દેખાડી વિશ્રાંતિ લેવા પથારીમાં સૂતો અને ઊંઘી ગયો. ત્યારે તે બન્ને સ્ત્રીઓ (લીલા અને સરસ્વતી) તે આકાશને છોડી જેમ વાયુની રેખા કમળની કળીમાં પેસી જાય તેમ સૂક્ષ્મ છિદ્રોમાંથી તે ઘરમાં પેસી ગઇ.

રામચંદ્રજીએ પૂછયું:—એમનું ચાર હાથનું સ્થૂળ શરીર તાંતણા જેવા ઝીણા છિદ્રમાંથી તરત કેમ પેસી શકયું ?

વસિષ્ઠે કહ્યું:–હે રામ ! જેને હું આધિભૌતિક દેહ છું એવી ભ્રાંતિ હોય તે ઝીણા છિદ્રોમાંથી જઇ શકે નહિ પણ જેણે "હું સ્થૂળ દેહરૂપ નથી અને તેથી સર્વ સ્થળમાં જઈ શકું છું" એવો લાંબા કાળનો અનુભવ કર્યો હોય તે ચૈતન્યની તેવી શક્તિવાળો હોવાને લીધે સૂક્ષ્મ જગ્યામાંથી નીકળી શકે છે. અધિષ્ઠાન ચૈતન્યનો જે આકારે વિવર્ત થયો હોય તે આકારને ચિત્ત અનુસરે છે, તેને બીજો આકાર આપવો હોય તો યોગ અને જ્ઞાનની જરૂર છે. તેથી

જેટલાં ચિત્ત છે તેટલી જગતરૂપી ભ્રાંતિઓ છે. જગતના અનંત સમૂહ કોઇને નિમેષ માત્રથી ઉદય પામે છે અને કોઇને એક એક કલ્પે ઉદય પામે છે તથા એક એક કલ્પે અસ્ત પામે છે.

ચિત્ત નામનો આતિવાહિક દેહજ લાંબા કાળની પ્રતીતિને લીધે કલ્પનાથી બાળકની પેઠે પુષ્ટ થતાં સ્થૂલ દેહપણાની પ્રતીતિ આપે છે. તે તે દેશના અને તે તે કાળનાં પદાર્થો કે જેઓ વિશેષે કરીને સ્થૂળ દેહ ઉપર આધાર રાખે છે તેઓ પણ સ્થૂલ દેહની રીતે જ પ્રતીત થાય છે. બ્રહ્મમાં આવા કરોડો દેખાવો વીતી ગયા છે, વીતે છે અને વીતશે તેની કોણ ગણત્રી કરી શકે?

ઉપર કહ્યું તેમ લીલાએ અને સરસ્વતીએ વિદુરથ રાજાના ઘરમાં સૂક્ષ્મ છિદ્રોમાંથી પ્રવેશ કર્યો. ચિદાકાશ સર્વ પ્રદેશમાં છે અને તેમાં આતિવાહિક કહેવાતો સૂક્ષ્મ દેહ જ્ઞાનના પ્રભાવથી ધાર્યા પ્રમાણે વિચરી શકે છે. એ બે સ્ત્રીઓને વિદુરથ રાજાએ દીઠી, તે પોતાની શય્યામાંથી ઊઠયો. તેણે તે બન્ને દેવીઓના ચરણોપર પુષ્પાંજલિ અર્પણ કરી.

સરસ્વતીએ રાજાને પૂછ્યું કે: "હે રાજન! તું કોણ છે? કોનો પુત્ર છે? અને આ દેશમાં કયારે જન્મેલો છે?" તેના જવાબમાં રાજાના મંત્રીએ કહ્યું:—"અમારા રાજાના પિતાનું નામ નભોરથ છે, તેમની માતાનું નામ સુમિત્રા છે. વિદુરથ દશ વર્ષના થયા ત્યારે તેમના માબાપ તેમને રાજ્ય આપી વનમાં ચાલ્યાં ગયાં." સરસ્વતિએ રાજાને કહ્યું કે, "તું વિવેકથી તારી મેળે તારા પૂર્વજન્મનું સ્મરણ કર" એમ બોલીને તે રાજાના માથા ઉપર પોતાનો હાથ ફેરવ્યો. હાથનો સ્પર્શ થતાં તે રાજાને પૂર્વ જન્મનું ચક્રવર્તીપણું, લીલા-રાણીના વિલાસ, અને છેવટ પોતાનું મરણ થયાનું સઘળું વૃત્તાંત હૃદયમાં પ્રત્યક્ષ જેવું થઈને તેના સ્મરણમાં આવ્યું. પોતાનું મરણ થયા પછી લીલાનું વૃત્તાંત અને સરસ્વતીનું વૃત્તાંત પણ તેના જાણવામાં આવ્યું.

રાજાએ દેવીઓને કહ્યું:—આ સંસારમાં મારા મનની અંદર જે માયાનો વિસ્તાર થયો છે તે અહીં હમણાં તમારી કૃપાથી જાણવામાં આવ્યો. હે દેવીઓ! આ તે શું! મારું મરણ થયાને હજુ એક જ દિવસ થયો છે અને અહીં તો મારી અવસ્થા સિતેર વર્ષની થઇ છે!

સરસ્વતીએ કહ્યું:—તને પૂર્વ જન્મમાં "મરણ" નામની મહામોહરૂપી મૂર્છા પ્રાપ્ત થયા પછી તે સર્ગનું ભાન ટળી જતાં તે જ ઘડીએ તે જ ઘરના તે જ આકાશમાં તને આ સર્ગની પ્રતીતિ થઇ છે. ચિદાકાશની અંદર જે પહાડી ગામ છે, તે ગામની અંદરના મંડળમાં જ તારો પૂર્વ સર્ગ થયો હતો, અને તે પૂર્વ સર્ગના ઘરની મંડળની અંદરના આકાશમાં જ તને આ સર્ગનો પ્રકાશ થયો છે. એ પ્રત્યેક સર્ગોમાં જગત ભિન્ન ભિન્ન હોય છે. બ્રાહ્મણના ઘરની અંદર મારું ભજન કરનારો તારો જીવ રહેલ છે. ત્યાં જ તારા પૂર્વજન્મનું ભૂમંડળ છે અને તે ભુમંડળમાં રાજદ્વારના ઘરના મંડળની અંદર જ તારું આ સંસારનું મંડળ છે. ત્યાં તારા ચિત્તનાં આ વર્તમાનકાળના વ્યવહારરૂપી વિસ્તીર્ણ ભ્રમ ભાસમાન થયો છે. "મને ૭૦ વર્ષ થયાં, મારાં અમુક માબાપ હતાં, મેં અમુક અમુક કામ કર્યું" એવા પ્રકારની તને ભારે મોટી ભ્રાંતિ થઇ છે. **પૂર્વજન્મમાં જે ક્ષણે તું મૃત્યુ પામ્યો તે જ ક્ષણમાં તને પોતાની મેળે જ હૃદયમાં આ પ્રતીતિ ઉદય પામી** છે. જેમ સ્વપ્નમાં એક ક્ષણની અંદર જ સો વર્ષની ભ્રાંતિ થાય છે, જેમ સંકલ્પની રચનામાં જીવનની અને વળી મરણની ભ્રાંતિ થાય છે, જેમ સ્વપ્નમાં પોતાનું માથું કપાયેલું લાગે છે તેમજ તને આ વિસ્તીર્ણ સંસારની ભ્રાંતિ થઇ છે. તું વાસ્તવિક રીતે કદી પણ જન્મ્યો નથી અને કદી પણ મૂઓ નથી, તું તો શુદ્ધ વિજ્ઞાનરૂપ છે અને સદા શાંતિસ્વરૂપ છે. આ પર્વત, ગામ, શત્રુઓ અને અમે કોઇ

સાચી વસ્તુ નથી, કેવળ પૂર્ણબ્રહ્મમાં મિથ્યા ઘરમાં, મિથ્યા લોકો, મિથ્યા વ્યવહાર કરે છે.

વિદુરથે પૂછ્યું:—હે દેવિ ! જો એમ હોય તો આ મારા અનુચર ( સેવકો ) જેઓ જીવે છે તેઓ મારી પેઠે સાચા છે કે નહિ ?

સરસ્વતીએ કહ્યું—બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં આ જગત સંબંધી કોઇ સાચું નથી. બ્રહ્મમાં અવિદ્યાએ કરેલો આ જગતરૂપી ભ્રમ પ્રતીત જ થાય છે. પછી તે ભ્રમમાં સત્તા કેમ હોય ! જેમ જીવતા માણસને પોતાના સ્વપ્નમાં થતો પોતાના મરણનો ભય મિથ્યા છે તેમ જાગ્રતમાં થતો પોતાના મરણ વગેરેનો ભય મિથ્યા છે. સ્વપ્ન વગરનો દૃષ્ટા જેઓને તે નગરના રહેવાસી માણસો જાણે છે તેઓ ક્ષણ માત્રમાં જ માણસો થઇ જાય છે. દ્રષ્ટાનું જે ચૈતન્ય સ્વરૂપ તે સ્વપ્નને પ્રફુલ્લિત થવાના સ્થાનરૂપ અતિ સૂક્ષ્મ નાડીના છિદ્રમાં પણ રહ્યું છે તે ચિત્તની વાસનાના અનુસારે વિવર્ત પામીને "માણસો" છે એમ જણાય છે, જાગ્રતમાં પણ તે ચિત્તનું જોર જમણી આંખમાં આવી અધિષ્ઠાનમાં મનુષ્ય વગેરેનો અધ્યાસ થતાં મનુષ્ય વગેરે પદાર્થ સત્ય જેવા લાગે છે, જેમ સ્વપ્નમાં તમને પ્રતીત થયેલી હું તમારી દૃષ્ટિએ સાચી છું, અને સ્વપ્નમાં પ્રતીત થયેલા તમે મારી દૃષ્ટિએ સાચા છો તેમજ આ જાગ્રત સંબંધી સંસાર કે જે મોટું સ્વપ્ન છે તેમાં પણ તમારી દૃષ્ટિએ હું સાચી છું અને મારી દૃષ્ટિએ તમે સાચા છો. વળી સ્વપ્નના પ્રપંચમાં જાગૃતના બાહ્ય દેશ–કાળ વગેરે જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી સ્વપ્નનો પ્રપંચ મિથ્યા છે એમ માનતા હો તો જેને જાગૃતનો પ્રપંચ માનો છો તેમાં પણ સ્વપ્નની અંદર દેશ–કાળ વગેરેના જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી જાગૃતનો પ્રપંચ પણ મિથ્યા છે.

હે રાજા ! આ સઘળી વાત મેં લીલાને રાજી રાખવા માટે કરી છે. તમારું ભલું થજો, અમે બે હવે અહીંથી જઈએ છીએ.

વિદુરથે કહ્યું:—હે દેવિ! હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું તેમ આ દેહ છોડીને અહીંથી મારા પહેલાના સંસારમાં આવું એવું કરો, મારા ઉપર એટલી કૃપાદૃષ્ટિ કરો.

સરસ્વતીએ કહ્યું:—હે પૂર્વ જન્મના પદ્મરાજા! તું ત્યાં આવજે અને નિઃશંક થઈને યોગ્ય પદાર્થોથી અને યોગ્ય વિલાસોથી સુંદરતાવાળું રાજ્ય કરજે, હે રાજા! આ મોટા સંગ્રામમાં હમણાં તારે મરવું પડશે અને પછી પૂર્વનું રાજ્ય તને મળશે. એ સઘળું પ્રત્યક્ષ રીતે તારા જોવામાં આવશે. તું એ પૂર્વના નગરમાં આવીશ અને તેમાં તું તારા શબરૂપ થયેલા શરીરને પ્રાપ્ત થઇશ. અમો જેમ આવ્યાં તેમ જઇએ છીએ.

એટલી વાતચિત થઈ એટલામાં રાજાના એક માણસે ખબર આપ્યા કે શત્રુનું સૈન્ય નજીક આવી પહોંચ્યું છે માટે તૈયારી કરો, બહાર કોલાહલ થયો અને બાણોની વૃષ્ટિ થવા માંડી. શત્રુઓ ઉગ્ર ગર્જના કરતા હતા, અગ્નિની જ્વાળાઓથી શહેરનાં ઘર અને માણસો બળવાં લાગ્યાં. એટલામાં એક માણસે વિદુરથ રાજાને ખબર આપ્યા કે શત્રુઓ આપની બીજી રાણીઓને હરી ગયા છે, અંતઃપુરના સઘળા રક્ષકોને તોડી નાખ્યા છે. પછી જે એક સ્ત્રી રાજાની પાસે હતી તે તે દેવીઓને સોંપી, રાજા યુદ્ધ માટે મહેલની બહાર નીકળ્યો,

સરસ્વતીની સામે જ્ઞાન પામેલ જે લીલા હતી તેણે અરીસામાં દેખાતા પ્રતિબિંબની પેઠે પોતાના સરખા જ આકારવાળી અને અત્યંત રૂપાળી બીજી લીલાને ત્યાં આવેલી જોઇને સરસ્વતીને નીચે પ્રમાણે કહ્યું:—

હે દેવી! આ શું છે તે મને કહો! જે હું છું તે આ કેમ છે? અને જો એ હું જ હોઉં તો આટલો કાળ જતાં પણ એની અવસ્થા જુવાન કેમ રહી? મંત્રી વગેરે લોકો, નગરના રહેવાસી અને સૈન્યો

અને વાહન સહિત બધા યોદ્ધા જે ત્યાં હતા તે અહીં કેમ છે? અને જો અહીં છે તો ત્યાં તેમને તેમ કેમ છે? હે દેવી! જેમ લોકો અરીસાની અંદર તથા બહાર પણ એના એ હોય છે તેમ આ લોકો ત્યાં અને અહીં એના એ છે કે કેમ? આ લોકો ચેતનાવાળા છે કે નહિ?

સરસ્વતીએ કહ્યું:—ચિત્તમાં અને ચૈતન્યમાં અંદર સંસ્કાર રૂપે જેવા આકારનું જગત હોય છે તેવા આકારનું જ ક્ષણ માત્રમાં બહાર હોય તેમ પ્રતીત થાય છે. આ સઘળું ચૈતન્યના વિવર્ત રૂપ જ છે માટે તેમાં પદાર્થોના સ્વભાવને અનુસરીને દેશકાળની લંબાઈને કે વિચિત્રતાનો મેળ મળે તેમ નથી. જે અંદર હોય તેજ બાહ્ય રૂપે પ્રતીત થાય છે. એ વિષયમાં સ્વપ્નના પદાર્થો દૃષ્ટાંત રૂપ છે. સ્વપ્નના પદાર્થો અને જાગ્રતના પદાર્થો બધા મિથ્યા છે. બ્રહ્મમાં આ સૃષ્ટિ નામની ભ્રાંતિ પ્રતીત થાય છે.



ઠુંઠામાં પુરુષની ભ્રાંતિ

જ્યાં જીવ હોય ત્યાં જગતની પ્રતીતિ થાય છે. જીવ પોતાની

ઇચ્છાને અનુસરતા વિષયોના અનુભવોથી તેને રંગી લે છે. જેમ ઠુંઠામાં પુરુષ દેખાય છે તેમ તે વિષયોના અનુભવો અસત્ય છતાં પણ સત્ય જેવા સ્ફૂરે છે. જેમ રાજાને મંત્રીઓ અને પુરના લોકો પૂર્વના જેવા પ્રતીત થયા છે તેમ આ લીલા પણ તારા જેવા સ્વભાવ વાળી, તારા જેવાં આચરણવાળી, તારા જેવા કુળવાળી અને તારા જેવા શરીરવાળી પ્રતીત થઈ છે. આ જે નવી લીલા છે તે પ્રતિબિંબિત થયેલી રાજાની વાસના જ છે. જીવની વાસના બહાર સ્થૂળ આકાર-વાળી જણાય છે. આ આકાશ, તેની અંદરનું બ્રહ્માંડ બ્રહ્માંડની અંદર રહેલી પૃથ્વી અને પૃથ્વીમાં રહેલાં તું, હું અને રાજા એ સઘળું દેખાવ માત્ર જ છે.

આ તારો સ્વામી વિદુરથ યુદ્ધભૂમિમાં દેહનો ત્યાગ કરી તે જ અંતઃપુરને પ્રાપ્ત થઈને પદ્મરાજા થશે.

હવે નવી લીલાએ સરસ્વતીને પ્રાર્થના કરી કેઃ–હે દેવી! હું સર્વદા ચૈતન્ય રૂપ ભગવતીનું પૂજન કરું છું અને તે ભગવતીદેવી મને પ્રત્યેક રાત્રીમાં સ્વપ્નમાં દર્શન દે છે. હે માતાજી! એ મારાં પૂજ્ય દેવી જેવાં છે તેવાં જ તમે છો, માટે હું કે જે રાંક છું તેના પર કરુણા કરીને વરદાન આપો."

સરસ્વતીએ કહ્યુંઃ—તારે જે ઇચ્છા હોય તે માગ.

નવી લીલાએ કહ્યુંઃ—આ મારો પતિ રણમાં દેહ છોડીને જ્યાં રહે ત્યાં હું આ જ શરીરથી તેની સ્ત્રી થાઉં એ માગું છું.

સરસ્વતીએ કહ્યુંઃ—તેં મારી પૂજા ઘણા કાળ સુધી સારા ભાવથી કરેલ છે માટે તેમજ થશે.

આ જવાબથી પહેલી જ્ઞાની લીલા વ્યાકુળ થઈ. તેણે સરસ્વતીને કહ્યું કેઃ–તમે બધું કરી શકો છો તો મને તમે એ લોકાંતર રૂપ પહાડી ગામમાં મારા એના એ સ્થૂલ શરીરને શા માટે તેડી ગયાં ન હોતાં તે કહો.

સરસ્વતીએ કહ્યું:—હું કોઈ તે કાંઇ પણ આપતી નથી. જીવ પોતાની મેળે જ પોતાના સઘળાં ધારેલાનું તરત સંપાદન કરે છે. જે પ્રાણીઓનું શુભ ભવિષ્ય હોય તે હું માત્ર વરદાનથી પ્રગટ કરું છું. તમને મુક્તિની ઇચ્છા હતી તેથી જેથી મુક્તિ મળે તેવી યુક્તિથી મેં તને નિર્મળ બનાવી દીધી છે. જે જીવનો જેવો સંકલ્પ હોય તે જ પ્રકારાંતરથી તપ રૂપ અથવા દેવતા રૂપ થઈને આકાશમાંથી ફળ પડવા જેવું યથેષ્ટ ફળ આપે છે. એટલા માટે હવે તારી જેવી ઇચ્છા હોય તેમ કર.

આ ત્રણે સ્ત્રીઓમાં પરસ્પર વાતચિત ચાલતી હતી એટલામાં વિદુરથ રાજા યુદ્ધ કરવા બહાર નીકળ્યો. શસ્ત્રોના ઘોર શબ્દ ઊઠવા લાગ્યા, નગરના પીડાએલા માણસો બૂમ પાડવા લાગ્યા. રાજાને શૂરાતન આવવાથી તે શત્રુના સૈન્યમાં પેઠો, પણ તેની હાર થતી હતી.

બંને લીલાએ તે દેખાવ જોઈ સરસ્વતીને પૂછ્યું કે:—અમારો બન્નેનો સ્વામી આ વિદુરથ રાજા આ સંગ્રામમાં શા માટે જીતતો નથી?

સરસ્વતીએ કહ્યું—વિદુરથ રાજાના શત્રુએ જયનો સંકલ્પ કરીને મારું ઘણા કાળ સુધી આરાધન કરેલ છે, અને વિદુરથ રાજાએ તેવું આરાધન કરેલ નથી માટે શત્રુ જીતે છે, અને વિદુરથ રાજા હારતો જાય છે. આ વિદુરથ રાજાએ "મુક્ત જ થવું" એવો સંકલ્પ કરીને મારી ભાવના કરી હતી માટે તે રાજા મુક્ત જ થશે.

ફરી યુદ્ધ ચાલવા લાગ્યું, ચારે તરફ ત્રિશૂળો અને શસ્ત્રો ફરી રહ્યાં હતાં. ઊંચી કાંધવાળો સિંધુ રાજા શહેર પાસે આવ્યો તેથી વિદુરથ રાજાને બહુ ક્રોધ ચડયો. તે બન્ને વચ્ચે બાણનો વરસાદ વરસવા લાગ્યો. અંતે સિંધુ રાજાએ વિદુરથને બાણથી વીંધી નાખ્યો.

શહેરના માણુસો ચીસો પાડવા લાગ્યાં, નગર અને ગામમાં બીજા મંડળનું રાજ્ય થયું.

લીલાદેવીએ સરસ્વતીને કહ્યું—હે અંબિકે ! આ મારો પતિ દેહત્યાગ કરવાને તત્પર થયો છે." એવાં વચન સાંભળી સરસ્વતીએ કહ્યું કે—આ પ્રમાણે આખા દેશનો સંગ્રામ કરનાર સંગ્રામ ઉત્પન્ન થયો અને પાછો બંધ થયો તો પણ આ વિચિત્ર આરંભમાં આ દેશનો અથવા પૃથ્વીનો કાંઇપણ નાશ થયો નથી તેમ સ્થિતિ પણ રહી નથી, કેમ કે આ આખું જગત સ્વપ્નાત્મક છે. આ આખો દેશ, તારા પતિના જીવના શબાકાશમાં, મેં પ્રથમ જોયેલ મંડપમાં, વિંધ્યાદ્રિ ગામમાં વસિષ્ઠ નામના બ્રાહ્મણને ઘેર અંતઃપુરમાં રહેલો છે. શબના ઘરરૂપી જગત વસિષ્ઠ નામના બ્રાહ્મણને ઘેર રહેલું છે, અને તેની કુખમાં આ આખું જગત રહેલું છે. તે પ્રમાણે આ ત્રણુ જગતરૂપ મોટો આરંભ ભ્રમરૂપ છે. પહાડી ગામરૂપી દેહના મધ્યમાં આકાશરૂપી કોશમાં, તારાથી, મારાથી આ બીજી લીલાથી તથા તારાપતિથી યુક્ત આ સમુદ્ર પર્યંત પૃથ્વી રહેલી છે. માત્ર આત્માનોજ નાશ નથી, બાકીનો ભ્રમ છે. ભ્રમને સત્તા છે જ નહિ. મંડપરૂપી ઘરની વચ્ચે બધા લોકો પોતપોતાના વ્યવહારને અનુકૂળ વ્યવસ્થાથી ચૈતન્યરૂપ આત્મા વિષે વિહાર કરે છે પણ તેમાં જગતનો અથવા સર્ગનો કાંઇપણ અનુભવ થતો નથી. પણ આ અહંકારના સાક્ષીભૂત ચૈતન્ય આકાશને જ અજ્ઞાની માણુસે જગતરૂપે માનેલ છે. તેથી એક અણુમાં ઘણાં જગત પ્રતીત થવાનો સંભવ છે. સ્વપ્ન નગરની પેઠે ચૈતન્યરૂપ અણુમાં ત્રણુ જગત અહીં નજરે પડે છે અને તેની વચ્ચે પણ ચૈતન્યરૂપ અણુ છે અને તે અણુના વિષે પણ એક એક જગત રહેલ છે અને તે માંહેલા જે જગતમાં આ પછી રાજા શબરૂપે રહેલ છે તેમાં આ બીજી લીલાદેવી જે તારી પૂર્વની શોક્ય છે તે પ્રાપ્ત થઇ છે. જે સમયે આ બીજી લીલાદેવી તારી પાસે મૂર્છા પામી ગઈ તેજ સમયે પોતાના પતિ પદ્મ રાજાના શબની

પાસે જઈને ઊભી.

લીલાદેવીએ સરસ્વતીને કહ્યું:—દેહધારી તે લીલાદેવી ત્યાં કેમ ગઈ તથા શોકના ભાવને ધારણ કરતી ત્યાં કેવી રીતે રહી અને પદ્મ રાજાના ઉત્તમ ઘરમાં રહેનાર મનુષ્યો તેવું કેવું રૂપ જુએ છે તથા શું બોલે છે?

સરસ્વતીએ કહ્યું:—નિર્ણય કરી દેનાર પોતાનું વૃત્તાંત કે જેમાં દેખાવામાં દુર્દશા રહેલી છે તેને તથા આ જગતરૂપ ભ્રાંતિને તે લીલા તથા તારો પતિ પદ્મ રાજા તે શબના આશ્રયરૂપ ઘરના વિષે જુએ છે આ યુદ્ધ સ્વપ્નની પેઠે ભ્રાંતિ યુદ્ધ છે. આ લીલાદેવી ભ્રાંતિરૂપ છે, આ મરણ છે તે પણ ભ્રાંતિ છે તથા આ આખો સંસાર ભ્રાંતિ છે. * આ ભ્રમના ક્રમથી જ લીલાદેવી તેની સ્ત્રી છે અને તું પણ સ્વપ્નમાત્રની તેની સ્ત્રી છો. આ તારો પતિ પણ સ્વપ્નરૂપ છે અને હું પણ તેવી જ છું.

આ જગતની શોભા પણ તે પ્રમાણે સ્વપ્નરૂપ છે અને તે જગત દશ્ય છે તથા સંપૂર્ણ જ્ઞાન થયા પછી દશ્ય શબ્દના અર્થનો તે ત્યાગ કરે છે. એ બધું ભ્રાંતિરૂપ હોવા છતાં આત્માના સંપૂર્ણ પણાથી આત્માના સત્યપણાને પામેલ છે. એ પ્રમાણે મહાચિદ્દઘન પણાના સર્વાત્મપણાએ કરી આ રાજા અને આપણે એક બીજાની પ્રેરણાથી અહીં રહેલ છીએ. તેજ પ્રમાણે તે નવી લીલા ત્યાં રહેલી છે. જ્યારે માણસનું ચિત્ત અભ્યાસની દઢ વાસનાથી આધિભૌતિક વ્યવહારનો અનુભવ કરે છે ત્યારે તે અનુભવથી દશ્ય પદાર્થ જો કે અસત્ય હોય તો પણ સાચો હોય તેવો દેખાવ છે અને જ્યારે વિવેક અને જ્ઞાનના અભ્યાસથી આધિભૌતિક ભાવ ખોટો છે એમ જાણ-

---

+ બીજા જોનારની દષ્ટિ લઈએ તો ભ્રાન્તિ સમજવી સહેલી છે. ઊંઘમાં એ બધો સંસાર જતો રહે છે, એટલું જ નહિ પણ જાગૃતમાં પણ પશુપક્ષિઓને જન્મ મરણ અને સંસારના વિચારો આવતા નથી.

વામાં આવે છે ત્યારે પ્રપંચમાં દૃશ્ય પદાર્થો પણ બધા ખોટા છે એમ નિર્ણય થાય છે.

આ પ્રમાણે મરણ સમયે પુનર્જન્મમય ભ્રમમાં વાસનારૂપી લીલાને તારા પતિએ સાચી જાણી અને તેને તારી સાથે સમાગમ થયો. આવી રીતે તારી દૃષ્ટિએ તારો પતિ આવ્યો અને પતિની દૃષ્ટિમાં તું આવી. બ્રહ્મ સર્વ સ્થળે રહેનાર હોવાથી, જે સ્થળે જેવી રીતે તેનું ધ્યાન કરે તે સ્થળે તેવી રીતે વિશેષ શક્તિએ કરી જોવામાં આવે છે.

પછી સરસ્વતી અને પહેલી લીલા આકાશમાં ઊડયાં, પછી વાયુદેશમાં ગયાં. ત્યાંથી સૂર્યમાર્ગનું અતિક્રમણ કરીને બ્રહ્માંડની બહાર (કલ્પનાથી) નીકળ્યાં, અને બીજા એક બ્રહ્માંડમાં પ્રવેશ કર્યો. ત્યાંથી કેટલાક લોકોનું ઉલ્લંઘન કરી આકાશમાર્ગની નીચે પદ્મ રાજાના મંડપમાં તે લીલાદેવી આવી. ત્યાં પુષ્પથી રક્ષિત પતિના શબની પાસે ઊભી. લીલાએ પતિના શબને જોઈ વિચાર કર્યો કે આ મારો પતિ કે જેને સિંધુ રાજાએ રણસંગ્રામમાં મારેલ છે તે આ વીર લોકને પામીને ક્ષણ માત્ર સુખની નિદ્રા કરે છે અને હું દેવીના પ્રસાદથી આવી રીતે આ સ્થળે આવી છું, માટે મને ધન્ય છે.

આ વખતે સરસ્વતીએ જ્ઞાની લીલાને કહ્યું:—આ પ્રકાશ પામતું જગત અસત્ય છતાં સત્યની પેઠે જણાય છે અને તે જ પ્રમાણે સ્વભાવ, સંપત્તિ તથા જીવન મરણનો અનુભવ ખોટો છતાં સાચો જણાય છે. ચૈતન્યરૂપીઆકાશને જ્યારે આકાશરૂપે થવાની ઇચ્છા થઈ ત્યારે આકાશ થયું અને કાળરૂપે થવાની ઇચ્છા થઈ ત્યારે કાળ થયું. સ્વપ્નમાં જેવી રીતે પુરુષ જળ દેખે છે તેવી રીતે ચૈતન્ય રૂપી આકાશને જ્યારે જળરૂપે થવાની ઇચ્છા થઇ ત્યારે તે જળપણાને પામ્યું. આ બધું અસત્ય છે છતાં સત્ય જેવું દેખાય છે. હવે હું કર્મના ફળના અનુભવનો ક્રમ કહું છું.

પ્રથમ સૃષ્ટિ થઇ ત્યારથી કળિયુગમાં સો વર્ષનું આયુષ્ય છે, દ્વાપરમાં બસો વર્ષનું, ત્રેતામાં ત્રણસો વર્ષનું અને સત્યયુગમાં

ચારસો વર્ષનું આયુષ્ય એવો નિયમ છે પણ તેમાં ન્યુનાધિક થાય છે. દેશ, કાળ, ક્રિયા દ્રવ્ય તથા કર્મની શુદ્ધિ અને અશુદ્ધિ એ સર્વ માણસનું આયુષ્ય ઓછું થવામાં અને વૃદ્ધિ થવામાં કારણભૂત છે. જ્યારે માણસો ધર્મ કર્મ ઓછાં કરે ત્યારે તેમનું આયુષ્ય ઓછું થાય છે, ધર્મ કર્મ વધારે કરે તો આયુષ્ય પણ વધે છે તથા સમાન કરે નો આયુષ્ય સમાન રહે છે.

કદાપિ એમ શંકા થાય કે સ્થાવર જંગમ એ બંનેમાં જ્ઞાન હોય તો પરસ્પરને ખબર કેમ પડતી નથી? તો તેના ઉત્તરમાં કહેવાનું કે જેમ ઉત્તર સમુદ્ર તરફના માણસને,દક્ષિણ સમુદ્ર તરફના માણસોના વ્યવહારની પોતાના જ્ઞાન વિના કાંઇ પણ ખબર પડતી નથી તેમ સ્થાવર અને જંગમ એ બન્ને પોત પોતાની સંજ્ઞામાં લીન છે તથા પરસ્પર પોત પોતામાં સંકેતને પરાયણ છે. જેવી રીતે શિલાની અંદર રહેલા દેડકાનું તથા બહાર રહેલા દેડકાનું જ્ઞાન અસત્ તથા જડ છે તેવી જ રીતે સ્થાવર અને જંગમને પરસ્પરનું જ્ઞાન રહેલું છે. ચૈતન્ય રૂપી આકાશે પ્રેરેલું ચૈતન્ય સર્વ ઠેકાણે રહેલું છે. સરસ્વતી લીલા દેવીને કહે છે કે આવી રીતે વિશ્વના પદાર્થોનું સ્વભાવથી થયેલું સત્યપણું તથા અસત્યપણું મેં કહી સંભળાવ્યું. હવે આ મરણ પામતા વિદુરથ રાજાને જુઓ કે જે પુષ્પથી ઢંકાયેલા શબરૂપ પદ્મ રાજાના પદ્મ દેશમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે છે.

જ્ઞાની લીલાએ કહ્યું;—તે કયા માર્ગે શબ મંડપમાં જાય છે? તેને જોતાં જોતાં આપણે તરત જઇશું?

સરસ્વતીએ કહ્યું:—આ હું ચૈતન્યરૂપ બીજા દૂર લોક પ્રત્યે જાઉં છું એવી રીતે પદ્મ રાજાના શરીરના અહં વાસના માર્ગનો આશ્રય કરીને તે રાજા જાય છે માટે આપણે પણ તારી સંમતિ પ્રમાણે જઇએ.

એટલામાં વિદુરથ રાજા મરણની મૂર્છાથી જડ થઇ ગયો અને

ચૈતન્ય વિનાનો આકાર ચિત્રમાં આળેખ્યો હોય તેવો દેખાવા લાગ્યો. સરસ્વતીએ અને લીલાએ આકાશમાં રહેલા તેના જીવને જોયો. તે જીવ જેમ દૂર જવા લાગ્યો તેમ તેની પાછળ આ બન્ને સ્ત્રીઓ જવા લાગી. તે જીવ યમપુરીમાં ગયો. ત્યાં યમરાજાએ આજ્ઞા કરી કે આ રાજાએ નિર્મળ શુભકર્મ કર્યાં છે અને ભગવતી સરસ્વતીના વરદદાનથી વૃદ્ધિ પામેલો છે. આ રાજાનો પ્રથમનો દેહ શબરૂપે પુષ્પમાં રહેલો છે તે દેહમાં જઈને આ રાજા પ્રવેશ કરે, એમ કહી યમરાજાએ રાજાને છોડી મૂકયો.

પછી સરસ્વતી, લીલાદેવી તથા તે રાજાની જીવલેખા એ ત્રણેએ ત્યાંથી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. તે જીવલેખા સરસ્વતીને અને લીલાને દેખી શકાતી નહોતી પણ તે બન્ને સ્ત્રીઓ તેને દેખી શકતી હતી. તેથી તેની પાછળ જવા માંડયું તે જીવલેખાએ આકાશમાર્ગનું ઉલ્લંઘન કરી જગત બ્રહ્માંડને અતિક્રમણ કરી ત્યાંથી બીજા બ્રહ્માંડમાં આવીને પદ્મપુરમાં પ્રાપ્ત થઈને તેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને તે સ્ત્રીઓ પણ પાછળ આવી.

ત્યાં પદ્મરાજાનું શબ પડયું હતું. તે શબની શય્યાની બાજુમાં એક પડખે બીજી લીલા જે વિદુરથ રાજાના મરણ પહેલાં ત્યાં ગયેલી છે તેને સરસ્વતીએ અને પહેલી લીલાએ જોઈ. તે બીજી લીલા હાથમાં ચામર ધરીને રાજાને સારી રીતે ઢોળી રહી હતી. તે બીજી લીલા, પહેલી લીલાને અને સરસ્વતીને જોઈ શકતી નહોતી. પહેલી લીલાએ સરસ્વતીને કહ્યું:–હે દેવી ! આ રાજા શબ રૂપે રહ્યા તથા હું સમાધિમાં રહી તેને કેટલો વખત થયો તે કહો.”

સરસ્વતીએ કહ્યું:—તમે કહો છો તેને એક વાસ થયો છે. આ સૃષ્ટિમાં નિવાસગૃહમાં તમારા દેહની રક્ષા કરવા માટે બે દાસીઓ રહેલી છે તે હમણાં સૂતેલી છે. તમે સમાધિમાં રહ્યા પછી પંદર દિવસે તમારું શરીર પરસેવા સહિત બાફના જેવું થવા લાગ્યું, ત્યાર પછી નિર્જીવ થઈ પૃથ્વી ઉપર પડી ગયું, તે મરી ગયેલ છે

એમ નિશ્ચય કરી કારભારીઓ તેને ઘરથી બહાર લઈ ગયા અને ઘી સહિત તે દેહનો દાહ કર્યો. ત્યાર પછી રાણીનું મરણ થયું એવી રીતે ઉંચા સ્વરથી રુદન કરી આકુળતાથી તમારા પરિવારે ઉત્તમ ક્રિયા કરી. હવે પાછા તમે આ ઠેકાણે શરીર સહિત આવેલા છો તે જોઇને "રાણી પરલોકમાંથી આવી." એમ જાણી લોકોને ઘણું આશ્ચર્ય લાગશે. આજ એકત્રીસમે દિવસે આપણે આ આકાશમાં આવેલ છીએ. હવે ચાલો આપણે આ બીજી લીલાને દશ્ય થઇએ અને વ્યવહાર પાછો ચાલતો થાય.

"ત્યાર પછી અમને બન્નેને લીલાદેવી ભલે જુએ" એવું સરસ્વતીએ ચિંતન કર્યું. તે જ વખતે તે બન્ને દશ્ય થવાથી તે મંદિરમાં પ્રકાશ થયો અને તેથી બીજી લીલા તેજના પુંજથી પ્રકાશ પામતું પોતાનું ઘર જોવા લાગી. એટલામાં તે બીજી લીલાએ પહેલી લીલા અને સરસ્વતીને જોયાં. તેથી સંભ્રમમાં ઊભા થઈ તેમના પગમાં પડી કહ્યું કેઃ—હે જીવન દેનારી દેવીઓ! તમારા બન્નેનો જય થાઓ." પછી ત્રણે સ્ત્રીઓ આસન ઉપર બેઠી.

સરસ્વતીએ બીજી લીલાને પૂછયુંઃ—તમે આ દેશમાં કેવી રીતે આવ્યાં? માર્ગમાં કાંઈ આશ્ચર્ય થયું હોય તો તે કયાં થયું અને કયાં જોયું?

બીજી લીલાએ કહ્યુંઃ—વિદુરથ રાજાના ગૃહપ્રવેશમાં હું દુઃખથી મૂચ્છિત થઇ ગઇ, ત્યારપછી મૂચ્છી મટયા પછી જ્યાં હું જોવા લાગી ત્યાં મેં મારો દેહ ભૂતાકાશમાં ઊડતો જોયો. ત્યારપછી હું આ મંદિરમાં ગંધર્વખાની પેઠે આવી છું. અહીં પુષ્પમાં સૂતેલા આ મારા પતિ વિદુરથ રાજાને હું જોઉં છું. તે રણસંગ્રામના શ્રમથી અહીં સુખથી સુતા છે એમ ધારી મેં તેમની નિદ્રા નિવારણ કરી નથી.

સરસ્વતીએ કહ્યુંઃ—હવે આપણે પુષ્પ શય્યામાં સુતેલા આ રાજાને ઉઠાડીએ. એમ કહી પોતે રોકી રાખેલા વિદુરથ રાજાના

જીવને તેણે છોડી મૂકયો. તે જીવે રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. રાજાનું મુખકમળ પ્રફુલ્લિત થયું અને સર્વ અંગો ક્રમે કરી પ્રકાશ પામવા લાગ્યાં. તે રાજા ઊભો થઈને બોલ્યો કેઃ—"અહીં કોણ છે?"

તે સમયે પાસે રહેલી બન્ને લીલાદેવીઓએ કહ્યું કેઃ—"આજ્ઞા કરો." રાજાએ પોતાની પાસે સરખા આચારવાળી, સમાન આકાર વાળી, સમાન રૂપવાળી, સમાન સ્થિતિવાળી, સમાન વચનવાળી, સમાન ઉદ્યોગવાળી તથા સમાન ઉદયવાળી એ લીલાદેવીને જોઈને કહ્યું કેઃ "તું કોણ છે? આ કોણ છે? અને કયાંથી આવેલ છે," એ સાંભળી પહેલી લીલાએ જવાબ આપ્યો કેઃ—હે દેવ, જેવી રીતે વાણી અર્થને અનુસરીને કહે છે તેવી રીતે તમને અનુસરનારી સહધર્મિણી હું તમારી પૂર્વની સ્ત્રી છું. આ બીજી લીલા મેં તમારા ઉપભોગ માટે, પ્રતિબિંબરૂપે ઉત્પન્ન કરી છે અને આ ત્રૈલોકયમાતા પવિત્ર સરસ્વતી દેવી છે. આ દેવી બીજા બ્રહ્માંડમાંથી અમને અહીં લઈ આવેલ છે.

રાજા સરસ્વતીના પગમાં પડયો, અને કહ્યું કે મને બુદ્ધિ આપો દીર્ઘ આયુષ્ય આપો તથા ધન આપો.

સરસ્વતી દેવીએ કહ્યુંઃ—હે પુત્ર! આ લોકમાં સુખ આપનાર દીર્ઘાયુષ્ય અને અચ્છિત ધનવાળો તથા બુદ્ધિવાળો થા.

સરસ્વતી દેવી રાજાને વરદાન આપીને અંતર્ધ્યાન થઈ ગયાં.

પ્રાતઃકાળ થયો. બધાં જાગૃત થયાં. ગામના માણસો રાજાને માટે ભેટ લાવવા માંડયા, અને રાજમંદિર શોભાવાળું થઈ ગયું.

પ્રથમની લીલાદેવી બીજી લીલાદેવીને તથા રાજાને પરલોકમાંથી લઈ આવેલ છે, આવી વાર્તા દેશ દેશાંતરમાં માણસો કરવા લાગ્યા. કારભારી તથા બ્રાહ્મણોએ રાજાને અભિષેક કર્યો.

રાજા તથા બન્ને લીલાદેવી પૂર્વના વૃત્તાંતની વાર્તાથી આનંદ પામવાં માંડયાં. આવી રીતે સરસ્વતી દેવીના પ્રસાદથી તથા પોતાના પુરુષાર્થથી તે પદ્મ રાજા ત્રણે લોકમાં કલ્યાણ પામ્યા. એ રાજાએ એંશી હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું. એ ત્રણે જીવન્મુકતપણાને પામ્યા,

અને છેવટે વિદેહ મોક્ષ પામ્યા.

આ આખ્યાન જગતની સત્યતાની બુદ્ધિના ત્યાગ માટે છે. આ આખ્યાનમાં દિક્, કાળ અને ગતિ અને કારણ–કાર્યભાવ બધું સાપેક્ષ છે એમ સારી રીતે સિદ્ધ કરેલું છે. જ્યાં સુધી મનોવૃત્તિનો રોધ થયો નથી ત્યાં સુધી તે જેવા જેવા યત્ન કરે તેવા તેવા પદાર્થો ઉત્પન્ન થયા કરે છે. સંવેદનનો રોધ કરવાથી જ દૃષ્ય ભ્રમનો નાશ થઈ જાય છે. શુદ્ધ ચૈતન્યરૂપી આકાશમાં ચિત્તાકાશનો આભાસ થાય તેને જ જગત કહે છે.

રામચંદ્રજી વસિષ્ઠ મુનિને પૂછે છેઃ—તમારા કહેવા પ્રમાણે લીલા-દેવીના પતિને (રાજાને) ત્રણ સર્ગનો અનુભવ થયો. તેમાં તેને વસિષ્ઠ બ્રાહ્મણના જન્મમાં એક પ્રકારનો કાળ જણાયો, પદ્મરાજાના જન્મમાં બીજા પ્રકારનો કાળ અને વિદુરથ રાજાના જન્મમાં ઘણાં વર્ષ થયાં. આવી રીતે કોઈ ઠેકાણે ઘણા તથા કોઈ ઠેકાણે થોડા કાળનો અનુભવ થયો તેનું શું કારણ તે કહો.

વસિષ્ઠે કહ્યુંઃ—પ્રત્યેક માણસને જે જે સ્થળે જેવી બુદ્ધિથી જેવી જેવી પ્રતીતિ થાય છે તે તે સ્થળે તેવો તેવો અનુભવ થાય છે. જેમ કે કોઇ માણસને ઝેરમાં અમૃતની પ્રતીતિ થાય તો તે ઝેરમાં અમૃતનો અનુભવ થાય છે, તથા શત્રુમાં પણ મિત્ર બુદ્ધિ થવાથી તે મિત્રરૂપ થઇ જાય છે. નિરંતરના અભ્યાસથી જે પદાર્થમાં જેવી ભાવના થાય તે પદાર્થમાં તેવો અનુભવ થાય છે. ચૈતન્યને સ્ફૂરણનો સ્વભાવ હોવાથી સ્વભાવથી જ જેવી જેવી કલ્પના કરે તે પ્રમાણે તેને જ્ઞાન થાય છે.

એક નિમેષ (આંખની પાંપણના પલકારા જેટલા કાળ)માં પણ એક કલ્પનું સંવેદન થવાથી તે નિમેષ પણ કલ્પરૂપ થઈ પડે છે અને એક કલ્પમાં નિમેષનું સંમેલન થવાથી તે કલ્પ પણ નિમેષરૂપે જણાય છે. એવો ચૈતન્યનો સ્વભાવ છે. * જેમકે કોઇ દુઃખી

* તેથી જ ગોપીઓ ગોપીગીતમાં ભગવાનને કહે છે કે “ તમને ન જોતાં એક ક્ષણ એક યુગ જેવી અમને લાગે છે. ”

માણસને (પોતાના દુઃખને લીધે) એક રાત્રી કલ્પ સમાન થઇ પડે છે અને તે જ રાત્રી સુખીઆને ક્ષણ માત્રમાં મટી જાય છે. સ્વપ્નમાં એક ક્ષણ લાંબા કાળરૂપ તથા લાંબો કાળ ક્ષણરૂપ પણ થાય છે. મનુનું સંપૂર્ણ જીવિત થાય ત્યારે બ્રહ્માનું એક મુહૂર્ત થાય છે, બ્રહ્માનું આખું જીવન થાય ત્યારે વિષ્ણુનો એક દિવસ થાય છે અને વિષ્ણુનું આખું જીવન થાય ત્યારે મહાદેવજીનો એક દિવસ થાય છે. વળી જે માણસ નિરંતર ધ્યાનમાં જ રહે છે તેને દિવસ પણ નથી તેમ જ રાત્રી પણ નથી, તેમ પદાર્થ નથી અને જગત પણ નથી.

વહાણમાં બેસીને જનારને તથા ફૂદડી ફરનારને પૃથ્વી ફરતી હોય તેમ લાગે છે. આ જે જોવામાં આવે છે તે માયામાત્ર છે તથા તેને કાંઈ આકાર ન હોવાથી તે બીજી વસ્તુને રોકી શકે તેમ નથી તથા પોતાને રોકનાર બીજી વસ્તુ પણ તેનામાં છે નહિ. જેવી રીતે સ્વપ્નમાં કોઇ માણસને બીજા માણસ સામે યુદ્ધ થાય, પણ તેની પાસે સૂતેલો બીજો માણસ તે યુદ્ધ દેખતો નથી, તેવી રીતે અજ્ઞાની માણસને સ્વપ્નના યુદ્ધની પેઠે અનેક પ્રકારના વ્યવહાર સહિત જગત જણાય છે પણ જ્ઞાની માણસને તે જોવામાં આવતું નથી. આ જગત માયિક દૃષ્ટિથી સાચું છે પણ શુદ્ધ દૃષ્ટિથી ખોટું છે, કારણ કે મહાપ્રલય થયા પછી અને સૃષ્ટિ થયા પહેલાં આ જગત ચૈતન્ય સ્વભાવથી જ અવશેષ રહે છે, ત્યાર પછી કાર્ય વિભાગ થવાથી કારણપણું ઉત્પન્ન થાય છે અને તે અસત્ છે.

રામચંદ્રજીએ પૂછ્યું:—વિદુરથ રાજાના ગામના માણસોએ અને સર્વકારભારીઓએ તેના કુળનો ક્રમ એક જ જાણ્યો, તેનું શું કારણ?

વસિષ્ઠે કહ્યું:—જેવી રીતે સામાન્ય વાયુની વાતલેખા વિશેષ વાયુને અનુસરીને રહે છે તેવી રીતે પ્રત્યેક માણસનું સામાન્ય જ્ઞાન મુખ્ય જ્ઞાનને અનુસરીને રહે છે. ચિત્તમાં એક બીજાને જાણવાનો સ્વભાવ રહેલો છે. માણસની તીવ્ર વેગવાળી ભાવના ચૈતન્યમાં સ્થિર થાય ત્યારે મોક્ષ થાય છે. આવી રીતે હજારો સર્ગમાં ઉત્પન્ન થતાં,

નાશ થતાં તથા વર્તમાન રહેલાં પ્રત્યેક માણુસો પ્રતિ વિચિત્રતા રહેલી છે પણ ખરેખરું જોતાં કોઈ કોઇનાથી વ્યાપ્ત નથી અને કોઈ કોઇને આધારે રહેલું પણ નથી, માત્ર આવરણ વિનાનું શાંત ચિદાકાશ જ રહેલું છે. શુદ્ધ જળમાં જેવી રીતે તરંગો રહેલા છે, તેવી રીતે દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યરૂપે જણાતું આ જગત શુદ્ધ ચૈતન્યરૂપ જ છે, તેમાં ઉદય અસ્તરૂપી વિકાર છે નહિ.

સુવર્ણમાં જેમ ભૂષણ કલ્પિત છે તેવી રીતે પરબ્રહ્મમાં જગતની કલ્પના છે. કાળની ગતિ પણ એવી જ વિચિત્ર છે. એક નિમેષના લાખના ભાગમાં પણ હજારો સૃષ્ટિનો અનુભવ થાય છે. વાસ્તવિક દૃષ્ટિથી જોતાં કોઈનો કોઈ દિવસ અસ્ત નથી તેમજ ઉદય નથી. પણ જ્યાંસુધી ચિત્તનો લય થયો નથી ત્યાંસુધી એક પરમાણુમાં પણ હજારો જગત દેખાય છે. ખરું જોતાં તે અણુમાં રહેલા સંભવતાં નથી માટે તે મિથ્યા છે. અહંકારવાળો બ્રહ્મા પોતાના સંકલ્પના ભેદથી આ જુદું જુદું જગત ઉત્પન્ન કરે છે અને તે (બ્રહ્મા) અંતર્મુખપણાથી વિષ્ણુના નિમેષના એક કરોડમાં ભાગમાં પણ ઘણા યુગનો અનુભવ કરે છે.

જ્યાં કાળ જુદા પ્રકારનો છે ત્યાં દિક્ પણ જુદા પ્રકારની હોય છે. જેમકે મુંબઇથી મદ્રાસ ચાલીને જવું હોય તો ઘણો વખત લાગે, પણ ટ્રેનમાં જતાં બહુ થોડો વખત લાગે. જ્યાં વખત થોડો લાગે છે ત્યાં આપણે જુદા પ્રકારની જગ્યામાં છીએ. તેવી રીતે લીલાના આખ્યાનમાં જ્યાં જ્યાં કાળનો ફેર જણાય છે ત્યાં ત્યાં જુદા પ્રકારની દિક્ છે એમ સમજવાનું છે, અને દિક્ અને કાળ બન્ને દ્રષ્ટાની ભૂમિકા પ્રમાણે ફરે છે એ વાત બીજા વિભાગમાં સ્પષ્ટ કરેલ છે

આ પ્રમાણે કાળ એ કોઈ સાચી વસ્તુ નથી. ભાવના પ્રમાણે અને સંકલ્પ પ્રમાણે કાળની ગતિ ફરે છે. તેથી જીવે કાળની ઉપર જવાની ટેવ પાડવી જોઈએ. તે માટે વૈરાગ્ય જોઈએ. જેમ જેમ સંસારમાં વૈરાગ્ય થતો જાય છે તેમ તેમ બંધન કપાતાં જાય છે અને જ્યારે અહંભાવનો નાશ થાય છે ત્યારે જન્મમરણ મટી જાય છે.

# પ્રકરણ ૪ થું.

## પુનર્જન્મ

ગયાં પ્રકરણોમાં સમજાવ્યું તે પ્રમાણે જન્મમરણ એ કલ્પિત ભાવ છે, આત્મામાં નથી. પશુપક્ષી પણ જન્મમરણનો વિચાર કરતા નથી. ફક્ત માણસના મિથ્યા જ્ઞાનથી તેની પ્રતીતિ થાય છે. છતાં વ્યવહાર વખતે તે સાચાં હોય તેમ લાગે છે.

એજ માયાનું સ્વરૂપ છે જે ખોટી હોય છતાં સાચા જેવી લાગે, તેનાથી વ્યવહાર થાય, જે બીજી દશામાં બાધ પામે એટલે જ્ઞાન થતાં જતી રહે એટલે કે તેનો બાધ થાય છે અને બાધ થાય છે માટે તે ખોટી છે. જાગૃત જગત સ્વપ્નમાં નથી, સ્વપ્ન જાગૃતમાં નથી, તે બન્ને સુષુપ્તિમાં નથી માટે એ ત્રણે દશા માયાની છે. છતાં જ્યાં સુધી જ્ઞાન થયું હોતું નથી ત્યાં સુધી જાગૃત અને સ્વપ્ન પણ તે વખતે સાચા જેવું કામ કરે છે અને કાળ બાબત અને જન્મ-મરણ બાબત પણ વિચિત્ર ઘટના માલૂમ પડે છે. જેને જ્ઞાન થયું હોતું નથી તેમને કર્મમાં અહંબુદ્ધિ થાય છે અને તેથી કર્મ પ્રમાણે જન્મ મરણના ચક્કરમાં (સ્વપ્નની પેઠે) આવવું પડે છે. હિંદુ-ધર્મમાં પુનર્જન્મ માનેલ છે. મુસલમાનો અને અંગ્રેજો ફક્ત કયા-મતનો દિવસ માને છે. તેને હિંદુ ધર્મમાં નૈમિત્તિક પ્રલય કહે છે એટલે કે જ્યારે બ્રહ્માનો દિવસ પૂરો થાય ત્યારે તે બ્રહ્માંડમાં રહેલ જીવોના કર્મનો હિસાબ થાય છે. પણ હિંદુધર્મમાં કર્મનાં ફળ ભોગવવા માટે પુનર્જન્મ માનવામાં આવેલ છે. એ કારણને લઈને હિંદુઓ પાપ કરતાં બીએ છે. બીજા ધર્મવાળા જે પુનર્જન્મ માનતા

નથી તેમને અંકુશમાં રાખવા માટે આવું કોઈ સાધન નથી. થીઓસોફીના પ્રચારને લઈને હવે પશ્ચિમના દેશો પણ પુનર્જન્મ માનવા લાગ્યા છે. જ્ઞાનદૃષ્ટિથી જોતાં એ જો કે મિથ્યા પ્રતીતિનો વિષય છે, છતાં વ્યવહારમાં હિંદુશાસ્ત્રોમાં તે માનવામાં આવેલ છે. તે બાબતના કેટલાક પુરાવા નીચે પ્રમાણે મળી શક્યા છે.

## પ્રસંગ ૧

કર્મકાંડમા જેને આત્મા કહે છે તે મરતો નથી પણ જન્મે છે. તે વારંવાર શરીર ફેરવીને કર્મનાં ફળ ભોગવે છે. જ્ઞાનકાંડમાં જેને આત્મા કહે છે તે જન્મતો નથી તેમજ મરતો પણ નથી. તેથી જ્ઞાની પુરુષો પહેલા આત્માને જીવ કહે છે.

સંવત ૧૯૮૩ માં દિલ્હીમાં એક કન્યાનો જન્મ થયો છે. તેનું નામ શાન્તાદેવી છે. તે જ્યારે પાંચ વર્ષની હતી ત્યારે મથુરા જવાની ઇચ્છા કરતી હતી અને કહેતી હતી કે મારા ગયા જન્મનાં માતા–પિતા અને પતિ સપરિવાર મથુરામાં રહે છે. તે કન્યા શ્રીરંગબહાદુર માથુરની પુત્રી છે અને દિલ્હીમાં ચીરાખાના મહોલ્લામાં રહે છે. તેણે ઉપર કહેલ વાત પર પહેલાં કોઇએ ધ્યાન આપ્યું નહિ. પછી સંયુક્ત પ્રાંતના એક રીટાયર્ડ પ્રીન્સીપાલ કીશનચંદે એ કન્યાના કહેવા તરફ ધ્યાન દીધું. તે એક બે ગૃહસ્થને લઈને તેને ઘેર આવ્યા. તે કન્યાએ તેઓને પોતાના પૂર્વ જન્મની વાત કરી. તેણે કહ્યું કે હું ગયા જન્મમાં મથુરામાં એક ચોબાના ઘરમાં જન્મી હતી. ત્યાં એક ચોબાની સાથે મારા વિવાહ થયા. તેઓએ તે કન્યાને તેના પતિનું નામ પૂછયું તો પહેલાં તે બહુ શરમાણી, પણ જ્યારે વધારે આગ્રહ થયો ત્યારે તેણે એક ગૃહસ્થના કાનમાં પતિનું નામ કેદારનાથ કહ્યું. તેની મથુરામાં જગ્યા પણ બતાવી. ત્યાં કેદારનાથની (કપડાની) દુકાન હતી. તે સાંભળી પ્રીન્સીપાલ કીશનચંદે પં. કેદા-

રનાથને એક કાગળ ટપાલમાં લખ્યો, અને તેનો જવાબ બરાબર આવ્યો. તે જોઈ બધા લોકોને બહુ આશ્ચર્ય થયું. થોડા દિવસ પછી પં.કેદારનાથ, તેનો પુત્ર, તેની બીજી સ્ત્રી, અને કેટલાક મનુષ્યની સાથે દિલ્હી આવ્યાં, અને શાન્તાના કુટુંબને મળ્યા. શાન્તાએ તરત પોતાના પતિને ઓળખી લીધા અને કાંઇક શરમાઈ. જ્યારે તેણે પોતાના પુત્રને જોયો ત્યારે તે રોવા લાગી અને એક કલાક સુધી છાની ન રહી. એ દૃશ્ય જોઈ બધાનું દિલ ભરાઇ આવ્યું. તે પછી શાન્તાએ પોતાના પૂર્વજન્મના દીકરાને રમવા માટે રમકડાં આપ્યાં, શાન્તાએ કહ્યું કે આ દીકરો ૧૦ દિવસનો હતો ત્યારે હું મરી ગઈ હતી. પં. કેદારનાથે કહ્યું કે એ વાત સાચી છે. જ્યારે પં. કેદારનાથ પોતાના પુત્ર સહિત મથુરા જવાને માટે તૈયાર થયા ત્યારે શાન્તા પણ તેમની સાથે જવાને માટે તૈયાર થઈ પણ તેના માબાપે એ ઉચિત માન્યું નહિ અને તેનું મન ફેરવવા માટે મોટરમાં તેને ફરવા લઈ ગયા.

આ સમાચાર જ્યારે દિલ્હીમાં ફેલાયા ત્યારે ઘણા માણસો તે છોકરીને જોવા આવ્યા. ત્રણ દિવસ સુધી જોવા આવનાર માણસોની ભીડ રહી. લગભગ ૧ાા લાખ માણસોએ શાન્તાને જોઈ હશે.

શાન્તા મથુરા જવા માટે બહુ આગ્રહ કર્યા કરતી હતી અને કહેતી હતી કે જો મને મથુરા લઈ ચાલો તો હું મારા પતિનું ઘર બતાવું. તે મથુરાના ઘાટ, શેરી અને દ્વારકાનાથના મંદિરની ચર્ચા કર્યા કરતી હતી,

તેની વાતોની પરીક્ષા કરવાને માટે એક દિવસ ૨૦ માણસો શાન્તાને લઈને મથુરા રવાના થયા. એ મંડળીમાં તેના પિતા હોવા ઉપરાંત 'તેજ' પત્રના ડાયરેકટર લાલા દેશબન્ધુ ગુપ્ત, પં. નેકીરામ શર્મા, શ્રીગુરુ દયાલ અને શ્રી. તારાચંદ હતા. જ્યારે ટ્રેન મથુ-

રાની પાસે પહોંચી ત્યારે શાન્તા બહુ પ્રસન્ન થઈ અને મોટેથી બોલી કે "મથુરા આવી ગયું."

તેની સાથે રહેલા માણસોએ નક્કી કરી રાખ્યું હતું કે શાન્તાને મથુરાની કોઈ વાત કહેવી નહિ. તે લાલા દેશબન્ધુના ખોળામાં બેઠી હતી. જ્યારે તેણે તેના પતિના ભાઇ બાબૂલાલ ચોબાને જોયા (પહેલાં આ જન્મમાં તેણે તેને કદી જોયા નહોતા) ત્યારે તે તેની પાસે ગઈ અને તેને પગે લાગી. સાથેના લોકોએ પૂછયું કે એ કોણ છે ત્યારે શાન્તાએ કહ્યું કે, "એ મારા જેઠ છે." તે પછી શાન્તાને ટાંગામાં બેસાડી. તેની સાથે ૪ માણસો હતા. ટાંગાવાળાને એવું કહેલ હતું કે જ્યાં શાન્તા કહે ત્યાં ગાડી લઇ જવી.

શાન્તાના માર્ગમાં કેટલીક સડક નવી બની હતી, રસ્તામાં નવા મકાન બની ગયાં હતાં. શાન્તાએ કહ્યું કે આપણે બધા મોતી દરવાજાની તરફ જઈએ છીએ. ત્યાં એક ટાવર છે. જ્યારે ટાંગો ત્યાં પહોંચ્યો ત્યારે તેણે તે સ્થાન ઓળખી લીધું. ટાંગો જ્યારે એક ગલીની પાસે પહોંચ્યો ત્યારે શાંન્તાએ કહ્યું કે આ ગલીને રસ્તે મારું ઘર આવશે. તેથી ટાંગામાંથી બધાં નીચે ઊતરી ચાલવાં લાગ્યાં. શાન્તાને તારાચંદે તેડી હતી. એટલામાં શાન્તાએ લોકોની ભીડમાં એક વૃદ્ધ બ્રાહ્મણને જોયો અને કહ્યું કે "આ મારો સસરો છે." એ વાત પણ સાચી ઠરી અને સાથે રહેલા બધા માણસોને આશ્ચર્ય થયું. થોડે આગળ ચાલતા શાન્તાએ એક ઘર બતાવ્યું અને કહ્યું કે અમે પહેલાં આ ઘરમાં રહેતાં હતાં, પછી એ વેચી નાખ્યું હતું, પહેલાં આ ઘરનો રંગ પીળો હતો, હવે તેનો સફેદ રંગ કર્યો છે. તે ઘરની અંદર જઈને તેણે કહ્યું કે હું આ ઓરડામાં રહેતી હતી.

મિરતના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ પણ તે મંડળીની સાથે આવ્યા હતા. તેણે શાન્તાની વાતનો પત્તો મેળવવા માટે તેને કહ્યું કે,

પાયખાનું ક્યાં છે? તે બતાવ. શાન્તા તરત નીચે ઉતરી અને પાયખાનાની કોટડી બતાવી. થોડીવાર પછી બધાં ધર્મશાળામાં ગયા. ત્યાં શાન્તાએ પોતાના પૂર્વજન્મના ભાઇ વિઠ્ઠલદાસ અને પોતાના કાકાજી વનમાલીને ઓળખી લીધા. થોડીવાર પછી શાન્તાએ કહ્યું કે મને એક બીજા ઘરમાં લઈ ચાલો, ત્યાં મેં ગુપ્ત સ્થાનમાં થોડાક રૂપીઆ રાખેલા છે. ત્યાં જતાં તેણે એક કૂવો બતાવ્યો. ત્યાં રહેલ પત્થર દૂર કરતાં કૂવો જોવામાં આવ્યો. તે પછી તે મેડી ઉપર એકદમ ચાલી ગઈ. પછી એક ઓરડામાં જઈ તેણે કહ્યું કે અહીં મારું ધન દાટયું હતું. ત્યાં ખોદતાં રૂપીઆ નીકળ્યા નહિ પણ ત્યાં એવું જણાતું હતું કે કોઈ જમીન ખોદીને ધન કાઢી ગયું હતું.

મથુરામાં ફરતાં જ્યારે લોકોની ભીડમાં શાન્તાનાં પહેલાનાં માબાપ જોવામાં આવ્યાં ત્યારે તે તેની માના ખોળામાં બેસવા એકદમ દોડી ગઈ અને તેનાથી જુદા પડવાની તેની ઇચ્છા નહોતી.

પછી નદીની તરફ જતાં તેણે દ્વારકાધીશનું મંદિર ઓળખ્યું. ત્યાં પહોંચતા તેણે નમસ્કાર કર્યા અને કહ્યું કે ૧૧ વાગ્યે મંદિરનો પટ બંધ થઇ જાય છે.

શાન્તા જેટલા દિવસ મથુરામાં રહી એટલા દિવસ તેણે પોતાના પહેલાં જન્મના પુત્રને પાસે જ રાખ્યો હતો. મા દીકરો લગભગ સરખી ઉંમરનાં હતાં અથવા મા કરતાં દીકરો મોટો હતો. એવી કાળની વિચિત્ર ગતિ ત્યાંના માણસોના જોવામાં આવતી હતી. એવું ઘણી જગ્યાએ બનતું હશે પણ બધે ઠેકાણે માણસોને ખાત્રી થઈ શકતી નથી. ઉપરનો બનાવ કલ્યાણ માસિકમાં દશમા વર્ષમાં ૬ ઠા અંકમાં ૧૧૨૩ મે પાને પ્રસિદ્ધ થયેલ છે. જે માણસો શાન્તાની સાથે મથુરા આવ્યા હતા તેમણે બધાએ એકજ અવાજે ખાત્રીથી કહ્યું કે પહેલા જન્મમાં પં. કેદારનાથની જે પત્ની હતી તે જ આ જન્મમાં શાન્તા તરીકે દિલ્હીમાં જન્મેલ છે.

આ પ્રમાણે નવ વર્ષની કન્યાએ પોતાનો પૂર્વજન્મ પ્રમાણિત કરી આપ્યો છે. ઇ. સ. ૧૯૪૨ના માર્ચમાં અમારે દિલ્હી જવાનું થતાં શાન્તાને મળવાનો પ્રસંગ મળ્યો હતો. તે વખતે તેની ઉંમર લગભગ ૧૪ વર્ષની હતી. તેની આંખમાં ઊંડાણ હતું. અમે તેને પૂછ્યું કે "તમે ગયા જન્મનું શરીર છોડીને અહીં દિલ્હીમાં જન્મ લીધો તે વચમાં થોડો કાળ ગયો હતો, તે વખતે તમે શું કર્યું હતું?" તેના જવાબમાં તેણે કહ્યું કે વચમાં ૨ વર્ષ હું બ્રહ્મલોકમાં હતી પણ ત્યાંનો કાળ અને ત્યાંનું જીવન અહીં માણસનાં કાળ અને માણસનાં જીવન સાથે મળતાં આવતાં નથી. ત્યાં બધું જુદા પ્રકારનું છે. ત્યાં સાધુઓ આવે છે અને જેને જે કામ કરવાનું હોય છે તે માટે ફરીથી જન્મ લેવા માટે આજ્ઞા કરવામાં આવે છે. સામાન્ય જીવ માટે તેમના કર્મ પ્રમાણે જન્મ આપવા માટે બ્રહ્મા યમરાજને કહે છે." વગેરે.

શાન્તાએ બ્રહ્માના લોકમાં જે સુખ જોયું હતું તે યાદ આવ્યા કરતું હતું, તેથી સંસારમાં પડવાની તેની રુચી નહોતી, પણ તેમનાં વડીલોની ઇચ્છા તેને સંસારમાં નાખવાની હતી. તેથી શાન્તાના જીવનમાં કાંઇક ઉદ્વેગ રહ્યા કરતો હતો. અમારી પાસે તે રડતી રડતી બોલતી હતી. અમને તેણે કહ્યું કે "ગઇ રાત્રે સ્વપ્નમાં કોઈએ તેને કહ્યું કે આવતી કાલે કોઈ સાધુ તને આશ્વાસન આપવા આવશે, તેથી આપનાં દર્શન થયાં છે."

શાન્તાનું હૃદય બહુ નિર્મળ લાગતું હતું. અમારે ઘણા વર્ષનો પિતા–પુત્રીનો સંબંધ હોય તેવી રીતે તે અમારી સાથે વાત કરતી હતી. તેની ઇચ્છા પણ અમારી સાથે આવવાની થઇ હતી પણ અમે કહ્યું કે "તમારું શરીર સ્ત્રીનું હોવાથી અમારાથી સાથે રાખી શકાય નહિ, પુરુષનું શરીર હોત તો થોડો વખત સાથે રાખત."

શાંતાને કોઈ કોઇ વખત દિવ્ય તેજ જોવામાં આવતું હતું.

તેણે પૂર્વજન્મની જેટલી હકીકત આપી તેટલી સાચી નિવડી છે એમ તેના કાકા કહેતા હતા અને બીજા ઘણાએ ખાત્રી કરી હતી.

### પ્રસંગ ૨

પુનર્જન્મનો બીજો એક પ્રસંગ પણ નીચે પ્રમાણે જાણવામાં આવેલ છે.

દિલ્હીમાં એક ગહસ્થનું કુટુંબ હતું. તેમાં પતિપત્ની, એક પુત્ર અને એક પુત્રી હતાં. થોડા વખત પછી પત્ની ગુજરી જતાં તે માણસે બીજી સ્ત્રી કરી હતી. તેને પણ પ્રજા થઇ હતી. પહેલી સ્ત્રીના પુત્રને પરણાવ્યો હતો, તેને તેની સ્ત્રી વચ્ચે સારો પ્રેમ હતો. આ હકીકત ગૂજરાતી ભાષામાં "જિગર અને અમી" એ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે. જિગરને ઓરમાન મા હોવાથી તેના બાપે તેના લાભ માટે કાંઈ ટ્રસ્ટ કરવાનો વિચાર કર્યો, તેની ઓરમાન માને આ ખબર પડવાથી દ્વેષ આવ્યો અને જિગરને કોઈ પણ રીતે મારી નંખાય તો પોતાના દીકરાને વધારે લાભ મળે એવા હેતુથી તેણે એક પ્રપંચ રચ્યો. રોજ સવારે અમી જિગરને ઘરની મેડી ઉપર દૂધ પાવા જતી હતી. એક દિવસે તે દૂધમાં તે ઓરમાન માએ સોમલ (ઝેર) નાંખી દીધું અને અમીને કહ્યું કે "આ દૂધ તારા પતિને પાઈ આવ." જિગરની બ્હેને તે જોયું.. અમી દૂધ પાવા મેડી ઉપર જતી હતી એટલામાં જિગરની બ્હેન પાછળથી દોડી જઇ તેને અરધે રસ્તે પકડી ઊભા રાખી કહ્યું કે "આજે આ દૂધમાં મને વ્હેમ આવે છે, માટે તું આ દૂધ આજે ભાઇને પાઇશ નહિ પણ તે ઢોળી નાંખ, હું બીજું સારું દૂધ લાવું છું" એમ કહી બ્હેન સારું દૂધ લેવા ગઇ. અમીએ વિચાર કર્યો કે આવી રીતે આ ઘરમાં રહી કેમ શકાય! આ સાસુ મારે હાથે જ મને વિધવા કરવા માંગે છે માટે હવે બરાબર ખાત્રી કરવી જોઇએ. તેથી તે જ દૂધનો પ્યાલો જિગર પાસે લઈ ગઈ અને જિગરને કાંઈ વાત કહ્યા વગર કહ્યું કે આજે આ દૂધ મારે તમારે હાથે પીવું છે, બન્ને વચ્ચે સારો પ્રેમ હતો

તેથી જિગરે તે પ્યાલો હાથમાં લઇ પાછો તે જ સ્થિતિમાં તેને પીવા માટે આપ્યો. અમી તે પી ગઇ. પાછળથી જે સારું દૂધ બ્હેન લઈ આવી તે દૂધ જિગરને પાયું. પછી જિગર પોતાના વેપાર માટે દુકાને ગયા. પાછળથી અમીને ઝેર ચડયું. તેના પેટમાં આઠ મહિનાનો ગર્ભ હતો. તે તથા અમી ઝેરની અસરથી મરી ગયાં. અમીએ મરતાં પહેલાં જિગરને કાગળ લખેલો કે મને મરવામાં બિલ્કુલ બીક નથી, પણ મારે તમારી જિંદગીનો બચાવ કરવો હતો. હવે તમે આ ઘરમાં રહેશો નહિ, શરીરની સંભાળ રાખજો વગેરે." આ બનાવથી જિગરને ઘણું વસમું લાગ્યું. અમીની સાથે પોતે મરી જવા બે વખત આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો પણ તે તેમાં ફાવ્યો નહિ. છેવટે કેટલીએક પ્રતિજ્ઞા લઈ ઘરથી બહાર ગુપ્ત રીતે રહેવા માટે નીકળી પડયા. તેમાં પૈસાનો સંગ્રહ ન કરવો, જિંદગી સુધી બ્રહ્મચર્ય પાળવું વગેરેની પ્રતિજ્ઞા હતી.

અમીનો બીજો જન્મ દક્ષિણમાં સાંગલી પાસેના એક તાલુકાના જાગીરદારને ત્યાં થયો. તે કુટુંબને મુંબઈ રહેવા આવવાનું થતાં મુંબઇમાં ગીરગામ ઉપર ચંદારામજી સ્કુલમાં તે ભણતી હતી, અને તેણે અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો.

આ બાજુ જિગર ઘર છોડી પંજાબમાં ગયા. કેટલીક જગ્યાએ નોકરી કરી પોતાનું ભરણ પોષણ કરવા લાગ્યા. એક વખતે જમ્મુમાં તેને એક મહાત્માનો પરિચય થયો. તેને જિગરને તેના ભવિષ્યની થોડી વાતો કરી અને કહ્યું કે "જેની પાછળ તેં ઘર છોડયું છે તેને ભૂલીશ નહિ, તે તને મળશે." તેમની વાતોથી જિગરમાં આસ્તિકતા વધી.

તે પછી જિગર ગુપ્ત રહેવાની ખાતર જૈનધર્મના સાધુ થઈ ગયો. તેમાં તેમણે ૧૪ વર્ષ ગાળ્યાં અને ઉપદેશ આપતાં આપતાં તેમના ગુરુની સાથે અને બીજા સાધુઓની મંડળી સાથે સૂરતમાં આવ્યા.

આ વખતે અમી મુંબઈમાં બીજા જન્મમાં ભણતી હતી. તેનું નવા જન્મનું નામ પુષ્પકાન્તા હતું, તે તે વખતે કોઈ સગાંને મળવા સૂરત આવેલી હતી.

સાધુઓનો વરઘોડો સુરતમાં ગોપીપુરામાં થઈ મોટા ચૌટા તરફ જવા લાગ્યો. તે વખતે બૈરાંઓની મેદનીની વચ્ચે એક ઓટલા ઉપર ૧૪ વર્ષની તે પુષ્પકાન્તા ઊભી હતી. તેણે જિગરને જોયા અને તે બેભાન થઇ પડી ગઈ. તેને તેનો પાછલો જન્મ યાદ આવ્યો. મૂર્ચ્છા ઊતરી ગયા પછી તેણે એક પત્ર લખ્યો. પછી જૈનના ઉપાશ્રય માં જઇ તે કાગળ તેણે જિગરના પગ આગળ નાખ્યો અને ત્યાંથી ચાલી ગઇ. તે કાગળમાં એમ લખેલું હતું કેઃ—તમારી આ દશા શા માટે? તમે જૈન સાધુ શા માટે બની ગયા છો? શું તમે મને ભૂલી ગયા? પણ મેં તમને ઓળખી લીધા છે, તમારી ઓરમાન મા કયાં છે? તમારા ભાઈ પ્રાણનાથ કયાં છે? મારી નણંદ લીલા કયાં છે? તમે મને ઓળખી? જેને તમે "અમી" કહીને બોલવતા હતા તે હું છું. યાદ આવે છે? હું ઝેર મેળવેલું દૂધ તમારે હાથે પીને મૃત્યુ પામી હતી. તમારા ખોળામાં બેસીને મેં દૂધ પીધું હતું. તે ભીમ અગીયારસનો દિવસ હતો. મૃત્યુ પહેલાં મેં તમને એક પત્ર લખ્યો હતો. તમે મને કોઈ પણ રીતે એકવાર મળો, મારે હૃદયનો ખુલાસો કરવો છે.

આ પત્ર વાંચી જિગર કે જે હવે સાધુ થયા હતા તેના અંતઃ-કરણમાં થોડીવાર બહુ અંધકારમય દશા ઉત્પન્ન થઈ.

તે પછી તે બન્ને સુરતમાં બે ત્રણવાર નદી કિનારે મળ્યાં. વાતચીત ઉપરથી જિગરને ખાત્રી થઈ કે તે તેની નાની ઉમરની સ્ત્રી અમીજ હતી.

તે પુષ્પકાન્તાનું સગપણ મુંબઈમાં કોઇ દક્ષિણી કુટુંબમાં થયું હતું. વિવાહ નજીકમાં થવાનો હતો પણ હવે પુષ્પકાન્તા તેને શી રીતે પરણી

શકે? તેણે મુંબઇ જઇ માબાપને કહ્યું કે મારે પરણવું નથી. છેવટે તેમના માબાપે તેને પરણાવવાને બહુ હઠ લીધી. તેથી પુષ્પકાન્તા અફીણ ખાઈ બીજી વાર મરી. મરતાં પહેલાં તે એક કાગળ જિગરને લખતી ગઇ. તેમાં તેણે લખ્યું હતું કે "આપને મેળવવાનો એક પણ ઉપાય મને સૂઝ્યો નહિ એટલે મેં મારો રસ્તો લીધો છે. હું જઉં છું, આપને મેળવીશ એવી ખાતરી છે. દુનિયા મૃત્યુથી બીએ છે માટે જ તે દુઃખી છે, હું મૃત્યુથી નથી બ્હીતી તેથી સુખી છું, આપને પ્રાપ્ત કરવાના પરમસુખના અનુભવ માટે માત્ર કાયા બદલવાના હેતુથી હું વિદાય થાઉં છું. હું મરી જવાની છું કે મરી ગઈ છું એમ આપ સ્વપ્નમાં પણ માનશો નહિ. મને જરા પણ દુઃખ નથી. હું સુખેથી જાઉં છું. એ મીઠા મધુર મૃત્યુની મઝા હું જાણું છું. મારો અંતરાત્મા જાણે છે. તમે પ્રેમને જો સમજ્યા છો તો મારા મૃત્યુથી અધિક સમજજો. તમે ધીરજ રાખજો"

આ પત્ર વાંચીને તે સાધુને બહુ દુઃખી લાગી આવ્યું.

આવો પ્રેમ સંસારમાં ભાગ્યે જ મળી શકે છે. તેમાં વળી બીજા જન્મમાં એ જ પતિ મળી આવે અને તેને માટે સ્ત્રી પોતાનો પ્રાણ અર્પણ કરે એ પણ આશ્ચર્યકારક હકીકત છે. આ હકીકત બનેલી છે. જિગર હજુ જીવે છે. તેની ઉમર લગભગ ૬૧ વર્ષની છે. અમારે તેમની સાથે સારો પરિચય થયેલ છે. તેમણે ૧૭ વર્ષ જૈનધર્મના સાધુ તરીકે રહી. એ પદ છોડી દીધું છે. તેમને એમ લાગ્યું કે તેમના જીવનથી તેમની સ્ત્રીને દુઃખ ભોગવવું પડયું છે તેથી હવે સ્ત્રીઓની સેવા બને તેટલી કરવી. તેમણે ઘણા સ્ત્રી પુરુષોને અનીતિને માર્ગે જતાં અટકાવીને નીતિને માર્ગે વાળેલ છે. તેમના જીવનની નોંધના લગભગ ૪૦ ભાગ હાથના લખેલા છે કે જે પ્રસિદ્ધ થયા નથી. પોતે અર્થ અને કામનો ત્યાગ કર્યો છે. તેમનામાં વ્યાખ્યાન કરવાની શક્તિ સારી આવી હતી. તેના શિષ્યો પણ હાલ

આચાર્યની પદવી ભોગવે છે. પોતે વેદધર્મનો અભ્યાસ પણ કરેલ છે. સાધુ દશામાંથી નીકળ્યા પછી તેમણે બીજીવાર મરનાર અમીની સાથે વાત કરવા માટે પ્રેતાવાહન વિદ્યા મેળવી, અમદાવાદમાં ઘણા વર્ષ સુધી સમાજસેવા કરી અને હાલ ત્યાંજ ખાડીઆમાં આવેલી આર. સી. ગર્લ્સ સ્કુલમાં સાતમા ધોરણમાં સાયન્સ વિજ્ઞાન, હિંદી ભાષા અને ધાર્મિક બોધ શીખવે છે. પ્રેતાવાહન વિદ્યાના પરિણામે પતીતપાવન આશ્રમની સ્થાપના થઈ, ઉપરની તેમના જીવનની હકીકત તેમણે અમને તે પુસ્તકો પ્રસિદ્ધ થયા પહેલાં કરી હતી.

પોતે શાંતિ અને આનંદ અનુભવી શકે છે. તે એક પત્રમાં અમને જણાવે છે કે જિગરને માટે અમી નથી અને અમીને માટે જિગર નથી અમી અને જિગર બે જુદાં નથી. બે જુદા થયાં નથી. બે અને જુદાં એ બન્ને શબ્દો જ અસ્તિત્વ ધરાવતા નથી.

ઉપરની હકીકત ઉપરથી જાણી શકાશે કે જ્યાં સુધી જીવ પ્રકૃતિના ક્ષેત્રમાં તેની અસર નીચે રહે છે ત્યાં સુધી કાળની અસર લાગે છે, અને તે અસર પણ પ્રકૃતિના પ્રકાર પ્રમાણે ફરતી રહે છે. જ્યારે અદ્વૈતભાવ ઉત્પન્ન થાય છે ત્યારે કાળ જેવું રહેતું નથી. જ્યાં ભેદ નથી ત્યાં કાળ નથી. અમે ઇચ્છીએ છીએ કે જીગરનો અદ્વૈત ભાવ કાયમ રહે.

## પ્રસંગ ૩

પુનર્જન્મનો એક ત્રીજો પ્રસંગ પણ અમારા અનુભવમાં આવ્યો હતો. ઈ. સ. ૧૯૪૨માં પ્રયાગમાં કુંભનો મેળો ભરાયો હતો તે વખતે રામદેવી નામની એક ૧૨ વર્ષની કન્યાએ ઘણા માણસોનું ધ્યાન ખેંચ્યું હતું. તે કુંભના મેળામાં રોજ એક હજાર મનુષ્યો આગળ વ્યાખ્યાન આપતી હતી. તેની આંખમાં તેજ હતું, ઊંડાણ હતું. તેનામાં બુદ્ધિ સારી હતી, વકતૃત્વ શક્તિ પણ સારી હતી. જાણે કે કોઇ

વિદ્વાન અને મોટી ઉમરનો માણસ ભાષણ આપતો હોય તેમ ઊભાં ઊભાં દોઢ કલાક સુધી તે ભાષણ આપી શકતી હતી. તેને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન હતું. તેણે પોતાનાં પૂર્વજન્મનાં માબાપ શોધી કાઢેલ છે, તેણે નિશાળનુ શિક્ષણ લીધું નથી, છતાં રામાયણ, ભર્તૃહરિશતક અને ગીતા વગેરે બાબતમાં તેનું જ્ઞાન જોઈ ઘણા વિદ્વાન ચકિત થઈ ગયા હતા. અમે તેના સ્થાને ગયા ત્યારે તે દર્શન કરવા પોતાની ઓરડીની બહાર આવી હતી. તે સ્વભાવે બહુ સરળ અને સાદી લાગતી હતી. તેનું વ્યાખ્યાન પણ બહુ સરળ હતું. તેમાં ભક્તિ, વૈરાગ્ય અને કર્મની બહુ વાતો આવતી હતી. આત્મજ્ઞાનની ઊંચી વાતો તેના વ્યાખ્યાનમાં જણાતી ન હતી પણ તે કહેતી કે "**ऋते ज्ञानान्न मुक्तिः** એટલે જ્ઞાન સિવાય મુક્તિ નથી પણ એવા જ્ઞાનનો તેને અનુભવ થયો હોય તેવું જણાતું નહોતું.

તેનો હાલનો જન્મ સંયુક્ત પ્રાંતમાં હરદોઈ જિલ્લામાં શાહબાદ તહસિલ ભારપુર સયહા ગામમાં ઠાકુર શ્યામસિંહને ત્યાં પોષ શુદ ૨ સંવત ૧૯૮૬ માં થયેલો છે. ત્રણ વર્ષની ઉંમરે તે પોતાની દૈવી શક્તિનો પરિચય આપવા લાગી. તે વખતે તેને જે માણસો મળતા તેને તે રામાયણ, ગીતા, મહાભારત વગેરે ધાર્મિક ગ્રંથોમાંથી ચોપાઈ, દોહા, છંદ, શ્લોક વગેરે સંભળાવતી હતી. તેના પિતા સાધારણ સ્થિતિના જમીનદાર છે. તે તેની પુત્રીનો મહિમા શરૂઆતમાં જાણી શકયા નહિ, પણ ધીરે ધીરે તેનો મહિમા પ્રસિદ્ધ થવા લાગ્યો અને ઘણા ભક્તો તેના દર્શન માટે આવવા લાગ્યા.

કેટલાક માણસોએ તેને તેના પૂર્વજન્મની હકીકત પૂછી ત્યારે રામદેવીએ કહ્યું કે:–"હું લખમીપુર જિલ્લામાં સૈદાપુર ગામમાં રહેતી હતી. મારા માબાપ બ્રાહ્મણ હતાં, મારું સગપણ થયું હતું પણ મને વિવાહની ઇચ્છા નહોતી. વિવાહ પહેલાં મને રોગ થયો અને ૧૮ વર્ષની ઉંમરે મેં શરીર છોડયું. એ જન્મમાં મેં ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. મૃત્યુ વખતે મારી પથારી ઉપર મારા

અભ્યાસના કેટલાક ગ્રંથો મેં રાખ્યા હતા." એ હકીકત સાચી છે એમ તેના ગયા જન્મના ભાઈ કે જે હાલ હયાત છે તે કહે છે.

રામદેવીએ હજુ કોઈ ગુરુ કરેલ નથી. તે પોતાની મેળે અભ્યાસ કરી લે છે, પોતે પોતાની માતૃભાષા હિંદી પણ બરાબર શીખી નથી છતાં હિંદી ભાષાના અને સંસ્કૃત ભાષાના ઉચ્ચાર બરાબર કરી શકે છે, તેની સ્મરણશક્તિ બહુ સારી જણાતી હતી.

અમને તેની વ્યાખ્યાનશક્તિનો પરિચય કુંભના મેળામાં થયો હતો. તેને ઘણા ગ્રંથોના સારા સારા શ્લોક મુખાગ્રે હતા. ભાષણ આપતી વખતે મોટી ઉંમરના માણસની પેઠે કોઈ પ્રકારની બીક વગર, હિંમતથી, માધુર્યથી, હાસ્યથી, પ્રભાવથી, અસંખ્ય શ્રોતાજનને મુગ્ધ કરી દેતી હતી. તે માટે તેને કેટલેક ઠેકાણેથી સોનાના ચાંદ મળેલા છે. તે ભગવત્ કીર્તનનો પ્રચાર કરે છે. ધૂન બહુ સારી બોલાવે છે.

એક બાજુના પુરૂષોને કહેતી હતી કે "તમે મારા પિતા છો." બીજી બાજુની સ્ત્રીઓને કહેતી હતી કે "તમે મારી માતાઓ છો." હવે ધૂનમાં મારા પિતાઓ વધે છે કે મારી માતાઓ વધે છે તે મારે જોવું છે. થોડી વાર ધૂન કરાવ્યા પછી તેણે કહ્યું કે "મારા પિતાઓ કરતાં મારી માતાઓ ધૂન સારી કરે છે. તેનું કારણ મારા પિતાઓને ધૂન કરતાં શરમ આવતી લાગે છે માટે તેઓ જો ફરીથી સવારની ધૂનમાં ભાગ લેશે તો તેમનામાં ઘણું સારું જોર આવશે. રામ નામ એ બે ઓરડાની વચ્ચે મૂકેલ દીવાની બરાબર છે. તેનાથી અંદર અને બહાર પ્રકાશ પડે છે, તેનાથી આ લોક અને પરલોક બન્ને સુધરે છે." વગેરે.

રામદેવીના પૂર્વજન્મના પિતા અને ભાઇ પણ તેના ઉપર પ્રેમ રાખે છે. તેના પૂર્વજન્મના પિતા અને ભાઈના ફોટા અને રામદેવીનો ફોટો અને આ જન્મના તેના માતા પિતાના ફોટા

"શ્રીરામદેવી ચરિત્ર" એ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે.×

એ પુસ્તકમાં રામદેવીના પૂર્વજન્મના ભાઈ લખે છે કેઃ—

"રામદેવીનું પૂર્વજન્મનું નામ રૂપકુમારી અથવા કૃષ્ણાકુમારી હતું. તે ભગવદ્ ભજનમાં લીન રહેતી અને તુલસીની પૂજા કરતી. પિતાનું નામ વેણીમાધવ મિશ્ર છે. તેના કાકાનું નામ પંડિત નારાયણપ્રસાદ છે. તે બન્ને પંડિત હોવાથી તેમની પાસેથી રૂપકુમારી શાસ્ત્ર ભણી હતી. તેના વિવાહનો વખત આવ્યો ત્યારે તે વિવાહની વાત સાંભળી દુઃખી થતી હતી. વિવાહ પહેલાં થોડા દિવસ પહેલાં તે કોલેરાના રોગમાં સપડાઈ ગઈ હતી અને સંવત ૧૯૮૪માં અષાડ શુદ ૧૧ ને દિવસે તેણે શરીર છોડયું. માંદગીમાં તે ફક્ત ચરણામૃત લેતી હતી અને ગીતા અને રામાયણ સાંભળતી હતી. તેનો ભાઈ લખે છે કે "સન ૧૯૩૯ માં ડીસેમ્બરમાં ઓયલ નરેશ મહારાજા શ્રી. ભૂવનલાલજીને ત્યાં અમે ગયા હતા, ત્યાં મોટી સભા ભરાઇ હતી. ત્યાં અમે સાંભળ્યું કે એક નાની ઉંમરની દેવી કીર્તનનો ઉપદેશ કરે છે. કીર્તન પૂરું થયા પછી કોઈએ તેને કહ્યું કે તેના પૂર્વ જન્મના પિતા, માતા, ભાઇ, કાકા, કાકી પણ ત્યાં આવેલાં છે. તે ઉપરથી તેણે તરત તેની મા શોધી લીધી અને તેના ખોળામાં બેસી ગઈ. તે વખતે તેની ઉંમર ૧૦ વર્ષની હતી. તે પછી ત્યાં બેઠેલાં બીજાં સગાંને પણ તેણે ઓળખી લીધાં. પછી તે રાજાએ પોતાની મોટરમાં રામદેવીને ઘેર પહોંચાડી. ત્યાં રામદેવીએ પોતાની મરવાની તારીખ, વખત, તેને કયો રોગ હતો, તેની દવા કઇ હતી, તેના દેવ કોણ હતા તે અને બીજી હકીકત કહી આપી; તે સાંભળી

× આ પુસ્તક હિંદી ભાષામાં છે અને તે એક રૂપીઆની કિંમતે સત્યુગ આશ્રમ, બહાદુરગંજ, અલાહાબાદ એ સરનામે મળે છે.

બધાને ઘણું આશ્ચર્ય થયું. તેનો ભાઈ કહે છે કે મને મારી બ્હેન રૂપકુમારી મળી ગઇ. રામદેવીએ તેમને કહ્યું કે "હાલ હું તમારી પાસે આવી શકીશ નહિ, મારે કીર્તનનો પ્રચાર કરવાનું ઘણું કામ કરવાનું છે."

કોઇએ રામદેવીને પૂછયું કે, "તમે ગયા જન્મમાં શરીર છોડયું તે પછી બે વર્ષ સુધી શું કર્યું?" તેણે જવાબ આપ્યો કે "હું સ્વર્ગ લોકમાં ગઇ હતી, ત્યાં રહીને મેં એક વર્ષમાં સ્વર્ગ, નરક, યમપુરી, પ્રેતલોક વગેરે જોયાં અને આંહીં પાછી ગર્ભમાં આવી બંધાઈ ગઈ. મને લાગ્યું કે મારે આ પૃથ્વીના લોકોને ભક્તિ-માર્ગમાં તરત દોરવાની જરૂર છે."

પુનર્જન્મના આવા બનાવ ફક્ત સ્ત્રીઓને યાદ આવે છે અને પુરુષોને કેમ યાદ આવતા નથી? એ એક પ્રશ્ન છે, શું આ કાળમાં સ્ત્રીઓ કરતાં પુરુષોમાં માયાનું પ્રમાણ વધારે હશે?

ઈ. સ. ૧૯૨૬ના ફેબ્રુઆરીમાં એક આઠ વર્ષનો બાળક બીમાર પડયો અને તેની માંદગી વધવાથી આઠ દિવસમાં તેની છેલ્લી ઘડી આવી. અમે તેને પૂછયું કે "તારે કાંઈ કહેવું છે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "બસ હવે બસ, જીવન બધું એવું છે, બાંધવાનું છે તે બાંધી લ્યો. જુઓ ઊંચે, ઊંચી ડાળી એક છે." આ જવાબ તેના પૂર્વજન્મના સારા સંસ્કાર બતાવે છે.

તેથી માણસની ઉંમર ઉપરથી તેના સંસ્કારની ખબર પડતી નથી, પણ સંસ્કાર ઉપરથી તેના જીવનનું અનુમાન થઈ શકે છે. એક પાંચ વર્ષની બાળકીને અમે પૂછયું કે "તું કોની દીકરી?" તેણે જવાબ આપ્યો કે "મારી બાની" અમે ફરી પૂછયું કે ફરીથી વિચાર કરીને જવાબ આપ. ત્યારે તેણે કહ્યું કે "મારા બાપુની દીકરી છું." ફરીથી અમે પૂછયું કે ફરીથી વિચાર કરીને જવાબ આપ એટલે તેણે કહ્યું કે "હું રામની દીકરી છું." ચોથીવાર અમે તેને

વિચાર કરીને જવાબ આપવાનું કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે "હું બધાની દીકરી છું." આવા જવાબ એમ બતાવે છે કે ગયા જન્મમાં તે કોઇ બુદ્ધિશાળી જીવ હશે.

એક ૧૦ વર્ષની કન્યાએ અમને પૂછયું કે તમારા કહેવા પ્રમાણે ભગવાન જો બધે ઠેકાણે છે તો આપણને તેનાં દર્શન કેમ થતાં નથી?" અમે જવાબ આપ્યો કે "તું જ વિચાર કર એટલે જવાબ મળી જશે." તેણે વિચાર કરી અમને કહ્યું કે મારા અંતઃકરણની શુદ્ધિ જેવી જોઇએ તેવી નથી તેથી ભગવાનના દર્શન થતાં નથી એમ લાગે છે." અમે તેને કહ્યું કે " એ સાચી વાત છે."

આવા જીવમાં નાની ઉંમરમાં પણ સારું જ્ઞાન જોવામાં આવે છે, અને મોટી ઉંમરના ઘણા માણસોમાં બહુ અજ્ઞાન જોવામાં આવે છે, તેથી ઉંમર પ્રમાણે જ્ઞાન માનવાનું નથી.

સાચું જ્ઞાન એ કાળથી અતીત વસ્તુ છે. ખોટું જ્ઞાન સ્થાન-ધર્મ પ્રમાણે ફરે છે. એ વાત ગયા ત્રણ પ્રકરણમાં યોગવાસિષ્ઠમાં આપેલ દૃષ્ટાંતોથી સમજાવવામાં આવેલ છે.

કોઈ આંધળાએ હાથીના પાછલા પગને સ્પર્શ કર્યો, તેને લાગ્યું કે આ કોઇ થાંભલો હશે. તે પછી ઉપર હાથ ફેરવતા તેના હાથમાં પૂંછડી આવી એટલે તે કદાચ એમ વિચાર કરે કે આ થાંભલામાંથી આ દોરડું નીકળ્યું હશે. હવે વસ્તુસ્થિતિ જોઈએ તો તે તદ્દન જુદી છે, ત્યાં આખો હાથી હમેશાં છે. આંધળાના જ્ઞાનનો ક્રમ એ વસ્તુનો ક્રમ નથી. તેણે જે ભૂત કે ભવિષ્ય કલ્પેલા છે તે સાચા નથી.

એક ૨ાા વર્ષની બાળકીની મા મરી ગઈ અને તે શરીરને બાળવા લઈ ગયા ત્યારે તે કહેતી હતી કે મારે બા પાસે જવું છે. મરણ શું કહેવાય તેની બાળકને ખબર હોતી નથી. કોઈ છોકરો પરદેશ ગયો હોય અને

ત્યાં મરી ગયો હોય પણ જ્યાંસુધી તે બનાવની ખબર તેના કુટુંબને મળતી નથી ત્યાં સુધી તેની સ્ત્રી અને માબાપ આનંદ કરતા હોય છે અને જે ખરી રીતે મરી ગયો ન હોય છતાં ભૂલથી તેના મરણની ખબર કોઈ આપે તો ઘણી દિલગીરી થાય છે. તેથી દરેક બનાવને જાણકાર સાથે સંબંધ છે.

યોગ વાસિષ્ઠમાં એક જગ્યાએ વસિષ્ઠ મુનિ રામચંદ્રજીને કહે છે કે મેં જે જગત જોયાં તે એવાં હતાં કે તેમાં કેટલાકમાં દિવસ કે રાત્રી નહોતાં, પૃથ્વી નહોતી, કલ્પ, યુગ અને વર્ષો પણ નહોતાં; તેમનો ક્ષય અને ઉદય કેવળ તર્ક વડે જ જોવામાં આવતો હતો. આ સર્વ ચિદાત્માને વિશે રહેલા હતા. (૬૦–૨૨–૨૩)

તેથી શ્રી હરિના સ્વરૂપમાં જીવ કે જગત ત્રણે કાળમાં નથી. સંકલ્પ જ દેશ અને કાળરૂપે જણાય છે. જાણવામાં ન આવે એવા નિમેષના લાખમા ભાગમાં જેની પ્રતીતિ થાય છે એવું ચિત્તનું સ્ફુરણ જે જગત રૂપે છે તે જ કરોડો કલ્પની સૃષ્ટિની પરંપરા છે. ચિત્તમાં કરોડો કલ્પનો આરોપ માયિક છે, તેથી વિરુદ્ધ નથી!

કોઇપણ બનાવ એક પછી એક એમ બનવા એ માત્ર જાગૃત અવસ્થાનું પરિણામ છે, સ્વપ્નમાં એવું બનતું નથી. તેથી કાળ એ સ્થાન ધર્મ ઉપર અવલંબીને રહે છે અને તે સાચી વસ્તુ નથી.



# પ્રકરણ ૫ મું
## અવિદ્યા.

જે ન હોય છતાં દેખાય તે અવિદ્યા કહેવાય છે. એ અજ્ઞાની જીવનું માપ છે, જ્યારે માપનારમાંથી દૃષ્ટિ ખસી જઇને માપમાં ચાલી જાય છે ત્યારે તે માપ અવિદ્યાનું સ્વરૂપ લે છે, અને માપ હોવા છતાં માપનારમાં ખરી સત્તા છે એવું જે દશામાં લાગે ત્યાં ઇશ્વરની શક્તિનો પરિચય રહે છે.

જ્યારે માપમાં દૃષ્ટિ ચાલી જાય છે ત્યારે અનાત્મભાવ ઉત્પન્ન થાય છે, માપમાં કાંઇ સત્તા નથી છતાં તે વખતે સત્તા જેવું જણાવા લાગે છે. અનાત્મામાં નિરપેક્ષ સત્યત્ત્વ બની શકતું નથી. તે આત્માની અપેક્ષાએ જ રહી શકે છે. આત્માથી જુદું જે કાર્ય દેખાય તે અનાત્મા છે.

આત્મા શુદ્ધ સ્વરૂપ છે, નિરપેક્ષ છે અને સ્વયં સિદ્ધ હોવાથી ચૈતન્યરૂપ છે. આત્મા અને અનાત્માના ધર્મ જે વિરુદ્ધ છે તેની સેળભેળ કરી તેમના ધર્મ એક બીજામાં આરોપ કરી જે રીતે વ્યવહાર થાય છે તેને અવિદ્યા કહે છે.

વળી એ અવિદ્યા સાચી નથી. સાચી હોય તો તે દૂર થઈ શકે નહિ અને કોઇનો મોક્ષ થાય નહિ. અવિદ્યા સાચી ન હોવાથી પહેલાં તે ક્યાંથી આવી અને તેનું કારણ શું? એ પ્રશ્નો નકામા છે. જે વસ્તુ સાચી હોય તેનું કારણ મળી શકે છે, તે ક્યાંથી આવી તેનો પત્તો પણ મળી શકે પણ ખોટી વસ્તુ ક્યાંથી આવી? એ પ્રશ્ન નકામો છે. છતાં તે બાબત જાણવી હોય તો નીચે પ્રમાણે કેટલોક વિચાર થઈ શકે છે.

કોઈ એમ માને છે કે અવિદ્યા અનાદિ છે પણ સાન્ત છે. પણ તે વાત ટકી શકતી નથી. અનાદિની વાત આવે છે ત્યાં કાળની અપેક્ષા રહે છે, જો મૂળ અવિદ્યા કાળની અપેક્ષા રાખે છે તે કાળનું કારણ શી રીતે થઇ શકે? તેથી કારણની તૃષ્ણા પુરી થઈ શકતી નથી. કાળનું કારણ શું? તે જાણવું પણ મુસ્કેલ છે કારણ કે કારણ જાણવાની ઇચ્છાવાળી બુદ્ધિ પણ કાળબુદ્ધિની અપેક્ષાવાળી છે.

અવિદ્યાનું સ્વરૂપ નક્કી થાય તો તેને દૂર કરવી ઠીક પડે પણ અવિદ્યાનું સ્વરૂપ નક્કી થઈ શકશે નહિ. તે નક્કી થઇ શકે નહિ તેમાં જ અવિદ્યાની શોભા છે. જો તેનું સ્વરૂપ નક્કી થઇ જાય તો દ્વૈત થઇ જાય; એટલે કે એક ભગવાન બીજી અવિદ્યા. અને એ બન્ને નિત્ય હોય તો સંસારનો ઝઘડો કાયમ ચાલ્યા કરે.

તેથી આત્મા અને અનાત્માનો અધ્યાસ એ જ અવિદ્યા છે એમ પહેલી દૃષ્ટિએ માની શકાય છે. વધારે તપાસ કરતાં જ્ઞાન દૃષ્ટિથી અવિદ્યા મળતી નથી. સૂર્યના અભાવમાં જેમ અંધારું દેખાય છે અને સૂર્ય આવે ત્યારે અંધારાનો પત્તો લાગતો નથી એવું અવિદ્યાનું સ્વરૂપ છે. જો કે આત્મા અવિષયરૂપ હમેશાં ભાસક કોટીમાં છે, તેનું ભાસ્યપણું બનતું નથી, તોપણ વ્યવહાર કાળે તે અહં પ્રત્યયનો વિષય થઈને જાણે કે અવિદ્યાનો વિષય હોય તેવો જણાય છે.

સ્વતઃ આત્મા અવિદ્યાનો વિષય નથી પણ સાક્ષી છે તેથી એમ નિશ્ચય થાય છે કે જ્યારે બુદ્ધિના સંબંધથી અધ્યાસ થાય છે ત્યારે આત્મા વિષય જેવો દેખાય છે. જ્યારે અરીસો આવે છે ત્યારે બિંબ અને પ્રતિબિંબનો વ્યવહાર થાય છે.

તેવી જ રીતે ઉપાધિ આવી એટલે આત્મા અને અનાત્માનો વ્યવહાર જણાવા લાગે છે, એ ઉપાધિનો બાધ જ્ઞાન દશામાં થાય છે તેથી એ સાચી નથી અને એ કયાંથી આવી એ પ્રશ્ન ખોટો છે.

એવી ઉપાધિથી આત્માને કાંઈ થતું નથી. આકાશ વાદળી રંગનું દેખાય તોએ તે વાદળી રંગનું થઈ જતું નથી. તેવી જ

રીતે આત્માને અનાત્મારૂપે ભાસવું એ આત્માનો સ્વભાવ નથી. એ દેખાવ જોનારના કલ્પિત પ્રમાણના કલ્પિત સંબંધથી ઉત્પન્ન થાય છે.

આત્માનો સ્વભાવ પ્રકાશ કરવાનો છે. અવિદ્યાનો નિરોધ પ્રમાણથી ઉત્પન્ન થયેલ જ્ઞાનથી થાય છે. તેવું જ્ઞાન જેનામાં ઉત્પન્ન થયેલ નથી તેણે આત્માનો વિચાર કરેલ નથી, તેથી તેની દૃષ્ટિએ આત્મા પ્રકાશતો નથી એવું દેખાય છે. આત્માનું વિષયપણું અથવા વિષયીપણું એ આત્માનો સ્વભાવિક ધર્મ નથી; બન્ને અધ્યાસ અથવા અવિદ્યાની અપેક્ષાએ કહેવાય છે.

વિષયપણું અને વિષયીપણું એક સાથે સ્વપ્નાની માફક જાગૃતમાં પણ કલ્પાય છે. તેમાં તાત્ત્વિક ક્રમ પડતો નથી, બન્ને પ્રત્યય ખોટા હોવાથી પહેલાં આત્મા અને પછી અવિદ્યા અથવા પહેલાં અવિદ્યા અને પછી જીવ ઉત્પન્ન થાય છે એ સમજણ ખોટી છે. જ્યારે પ્રમાતા દેખાય છે ત્યારે પ્રમાણ અને પ્રમેય રહે છે. એ ત્રણમાંથી એકનો અભાવ થતાં ત્રણેનો અભાવ થાય છે. તેથી અવિદ્યાનો વિષય આત્મા છે એમ વ્યવહારમાં કલ્પાય છે. વાસ્તવિક રીતે તેનું વિષયત્વ બનતું નથી.

જેમ અવિદ્યાનો વિષય કલ્પિત છે તેમ અવિદ્યાનો આશ્રય પણ કલ્પિત છે, ચિદાભાસ અથવા પ્રમાતા એ અવિદ્યાનો આશ્રય છે પણ જ્ઞાનકાળે તેનો બાધ થાય છે તેથી અવિદ્યાનો કોઈ સાચો આશ્રય નથી.

અવિદ્યાનું કાર્ય પણ એવું જ છે. મિથ્યા વસ્તુનું સ્થાપન એ અવિદ્યાનું કાર્ય છે. જે વસ્તુમાં જે ધર્મ ન હોય તે ધર્મ અને ધર્મનું જ્ઞાન રાખવાં, એ બન્ને મળીને જે અધ્યાસનું કાર્ય થાય છે તેજ અવિદ્યાનું કાર્ય છે, તે ખોટા પ્રમાણનું ખોટું પ્રમેય છે. છીપમાં રૂપું નથી છતાં તેમાં રૂપું માનીને રૂપાની બુદ્ધિ કરવી એ અવિદ્યાનું કાર્ય છે. તેવી જ રીતે આત્મામાં અનાત્મા ન હોવા છતાં અનાત્માકારે વૃત્તિ કરવી એ અવિદ્યાનું કાર્ય છે. મિથ્યા કલ્પનાવાળી વસ્તુ અને તેનો

આરોપ એ બે વચ્ચે કોઇવાર સંશય થાય છે. જેમ છીપ છે કે રૂપું છે એવી શંકા થતાં આ રૂપું જ છે એવી વિપરીત બુદ્ધિ થઇ જાય છે. એ બધી ભૂલનું નિમિત્ત વસ્તુના સ્વરૂપના અજ્ઞાનમાં રહેલું છે. તેવા જ રીતે જેણે આત્માનું સ્વરૂપ જાણ્યું નથી તેનામાં અનાત્માના સંબંધવાળું અભિમાન થાય છે. તે પછી તેમાં રાગ-દ્વેષ થાય છે.



છીપમાં રૂપાની ભ્રાંતિ

તેથી અવિદ્યાનું કાર્ય સંસાર છે એવું બનતું નથી કારણ કે સંસાર સાચો નથી. અવિદ્યા પણ સાચી નથી. જ્ઞાન કાળે બન્નેનો બાધ થાય છે તેથી અવિદ્યા અને સંસાર વચ્ચે કાર્ય કારણ ભાવ બનતો નથી. જો અવિદ્યા સાચી હોય તો તેનું કાર્ય સાચું થાય. અજ્ઞાન વખતે રૂપું ઉત્પન્ન થયું અને જ્ઞાન વખતે રૂપું નષ્ટ થયું એવી બુદ્ધિ થવી જોઇએ પણ એમ બનતું નથી. રૂપાના બાધ વખતે જેમ તેનો ત્રણે કાળમાં અભાવ ગ્રહણ થાય છે તેમ જ્ઞાનકાળે સંસારનો ત્રણે કાળમાં અભાવ ગ્રહણ થાય છે. જે સંસાર દેખાય છે તે પરમાર્થથી નથી એમ જ્ઞાનકાળે સમજાય છે. મિથ્યા વસ્તુનું કારણ

હોતું નથી. જે કાર્ય મિથ્યા હોય તેનું મિથ્યા કારણ બને નહિ. સત્ય કાર્યનું સત્ય કારણ બને.

છીપનું અજ્ઞાન એટલે છીપના જ્ઞાનનો અભાવ. આત્માનું અજ્ઞાન એટલે આત્માના જ્ઞાનનો અભાવ. એ અભાવ ભાવરૂપ ન હોવાથી તેનું કારણ શોધવાની જરૂર નથી. જે વસ્તુ પ્રતિભાસિત છે તેની ઉત્પત્તિ કે તેનો નિષેધ બનતા નથી. વ્યવહારમાં જણાતા પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય ત્રણે પ્રાતિભાસિક છે.

છીપ જ રૂપાના વ્યવહારને યોગ્ય થઈને ભાસે છે. ત્યાં છીપ જ છે એમ ગ્રહણ થાય તો તેની રૂપારૂપે કલ્પના કેવી રીતે રહે! તેમ આત્મા જ છે એમ જણાય તો સંસારરૂપે કલ્પના કેવી રીતે રહે!

વળી અવિદ્યા સાચી ન હોવાથી અવિદ્યાનું પરિણામ થતું નથી. ઉપાદાન કારણ રૂપે અવિદ્યા લેવાથી અવિદ્યાનું અનિર્વચનીય-પણું ભાંગી પડે છે.

દેશ, કાળ અને નિમિત્તવાળી બુદ્ધિ હોય તો જગતરૂપે બુદ્ધિ થાય, એવી બુદ્ધિ ન હોય તો જગત–બુદ્ધિ ન થાય.

દેશ કાળ અને નિમિતવાળી બુદ્ધિથી રહીત જગત નામનો કોઈ પદાર્થ નથી. એવી બુદ્ધિનું કારણ અવિદ્યા છે. અવિદ્યાનું કારણ શોધશો તો તેનું કારણ પણ શોધવું પડશે અને તે શોધનાર બુદ્ધિનું કારણ પણ શોધવું પડશે. તેથી જે પ્રમેય શોધવું છે તે પ્રમાણની સાથે અને પ્રમાતા સાથે રહે છે. તેથી એ ત્રણેનો વિચાર એક સાથે જ થઈ શકે અને એ વિચાર પૂરો થતાં એ ત્રણેનો અભાવ થશે.

વળી પ્રપંચનું કારણ અવિદ્યા હોય તો જે શ્રુતિમાં કહેલ છે કે બ્રહ્મ બધાનું કારણ છે એને પણ વાંધો આવશે. તેથી મુખ્ય વૃત્તિથી અવિદ્યા કોઇનું કારણ બની શકતી નથી.

ત્યારે અવિદ્યાનું કારણ શું? એ કારણ શોધનાર બુદ્ધિ જ અવિદ્યાની સાથે રહેલી છે. એવી બુદ્ધિ બધાનું કારણ માગ્યા કરે

છે. અવિદ્યાનું જે જે કારણ આપણે કલ્પનામાં લાવીએ તે બધું તે બુદ્ધિનો વિષય હોવાથી, અવિદ્યાની હદમાં સમાઇ જાય છે. અવિદ્યા કોઇનું કારણ નથી તેમ કાર્ય નથી. અવિદ્યા સાચી ન હોવાથી (તેજ કારણથી) પોતાથી બીજું નિમિત્ત કારણ અથવા ઉપાદાન કારણ પોતાની ઉત્પત્તિમાં અપેક્ષા રાખતી નથી અથવા નિમિત્ત જોઇએ તો આત્માનો અબોધ એજ નિમિત્ત છે.

આત્માનો અબોધ એ અભાવ રૂપ છે તો તેમાંથી ભાવરૂપ પ્રપંચ કેમ થયો એ શંકા ખોટી છે. પ્રપંચ પણ અભાવ રૂપ છે. જે પ્રમાણ મિથ્યા છે તેનું પ્રમેય પણ મિથ્યા છે અને તેનો પ્રમાતા પણ મિથ્યા છે. છતાં મિથ્યા વસ્તુથી (સ્વપ્નની માફક) વ્યવહાર થઇ શકે છે. જે વસ્તુ બીજા જ્ઞાનથી નિવર્ત થાય છે તે સાચી નથી. તેનું પ્રમાણ પણ સાચું નથી. આત્માને જાણતાં અવિદ્યા અને તેનું કાર્ય અસ્ત પામે છે. દિવસે બાર વાગે ઘુવડને અંધારું લાગે તેનું કાંઇ કારણ સૂર્યમાં નથી. ઘુવડની કલ્પનાથી જુદું કોઇ અંધારૂં નથી. તેવીજ રીતે અવિદ્યા બાબત સમજી લેવું.

કોઈ એમ પણ પ્રશ્ન પૂછે કે આત્મામાં અવિદ્યા આવી કયાંથી? આત્મામાં શું છે અને શું નથી એ પ્રશ્ન આત્માને જાણ્યા વગર કરવો એ ઠીક નથી અને આત્માને જાણ્યા પછી એ પ્રશ્ન થશે નહિ. કારણકે તે વખતે અવિદ્યા નથી. અવિદ્યા પોતાના કારણનો પ્રશ્ન સહન કરી શકતી નથી. તે પ્રશ્નનો આધારપણ અવિદ્યા છે.

ત્યારે અવિદ્યાની નિવૃત્તિ કેમ કરવી? તેની નિવૃત્તિ સમ્યક જ્ઞાનથી થાય છે. એ તરત સમજાય તેવું છે. પણ અવિદ્યા સાચી ન હોય તો કેની નિવૃત્તિ કરવી? એ તુચ્છ વાત છે. વિદ્યાની ઉત્પતિથી જુદી કોઈ અવિદ્યાની નિવૃત્તિ નથી કે જેથી આવો આક્ષેપ થઈ શકે. વિદ્યાની ઉત્પતિ એ જ અવિદ્યાની નિવૃત્તિ છે. તે પણ ઉપદેશ પૂરતું છે. વાસ્તવિક રીતે અવિદ્યા નથી અને તેની નિવૃત્તિ નથી. પહેલાં અવિદ્યા ઉત્પન્ન થઈ અને પછી તેની નિવૃત્તિ થઈ એવો

કારણુ–કાર્ય ભાવ માનવાની જરૂર નથી. જે જાગ્યો તેનું સ્વપ્નું ગયું. એમ એક જ ક્રિયામાં બે પ્રકારનો વ્યવહાર બોલી શકાય છે.

જ્ઞાન થતાં દ્વૈત રહેતું નથી એવું શ્રુતિમાં પણ કહેલ છે. અવિદ્યાની નિવૃત્તિ નામની કોઇ વિક્રિયા જ્ઞાન થયા પછી રહેવી જોઈએ એ કલ્પના ખોટી છે. બ્રહ્મમાં અવિદ્યા નિત્ય નિવૃત્ત છે. વિદ્યા દંડની માફક અવિદ્યાને મારીને હઠાવે છે એવું નથી. છીપના જ્ઞાનમાં રૂપાનો અને રૂપાના જ્ઞાનનો અભાવ થાય છે. તેમ આત્મજ્ઞાનથી અનાત્મા અને અનાત્માનું જ્ઞાન બાધ થાય છે. જેમ અવિદ્યા વ્યવહારીકી જણાય છે તેમ તેની નિવૃત્તિ પણ વ્યવહારીકી છે. વ્યવહારમાં જે દેખાય છે તે વ્યવહાર પૂરતું છે. વાસ્તવિકમાં તે સાચું નથી અને તેનું કલ્પિત કારણ અવિદ્યા પણ સાચી નથી. નિવર્તક જ્ઞાન પણ નિવર્ત્ય અજ્ઞાનની માફક બીજા નિવર્તકની અપેક્ષા રાખતું નથી, કારણ તે પછી જ્ઞેય ન હોવાથી તે રહેતું નથી.

સામાન્યરીતે જગતનો પ્રદેશ ફૂટથી મપાય છે અને જગતનો કાળ ઘડીઆળથી મપાય છે.

પણ પાછળ જણાવ્યું તેમ ઘડીઆળથી ખરો કાળ માપી શકાતો નથી; એટલું જ નહિ પણ કાળનો સ્વભાવ પણ જગ્યાના ફેરફારથી, લાગણીના ફેરફારથી અને ઉપયોગના ફેરફારથી ફરતો રહે છે, એક પ્રકારના માપથી કાળના આખા સ્વભાવની ખબર પડતી નથી.

તેવી જ રીતે ફૂટથી જગતનો બધો પ્રદેશ માપી શકાતો નથી. નાના ક્ષેત્રમાં તેનો ઉપયોગ રહે છે પણ મોટા ક્ષેત્રમાં તે સાધન કામ આવતું નથી. સૂર્ય, ચંદ્ર કે તારા આંહીથી કેટલા દૂર છે તે માપવા માટે ખગોળશાસ્ત્રીઓ તેજની ગતિથી હિસાબ કરે છે.

સાધારણ પ્રસંગોમાં પણ ફૂટથી કેટલીકવાર ખોટું માપ આવે છે, દૃષ્ટાંત તરીકે એક ગોળ અરીસો હોય અને તેમાં આપણે આપણું શરીર જોઈએ તો ઘણું લાંબુ લાગે છે, તે વખતે જો આપણા હાથમાં ફૂટ હોય તો તે ફૂટ પણ લાંબું થઈ જાય છે. અરીસામાં

દેખાતા પુરૂષમાં જવાબ દેવાની શક્તિ હોય અને જોનાર માણસ તેને પૂછે કે "તું લાંબો કેમ દેખાય છે!" તો તે તરત જવાબ આપશે કે "હું લાંબો થયો નથી, મને મારા હાથના ફૂટથી માપો તો જણાશે કે હું તમારા જેવડો જ છું: તમારો ફૂટ મારા પ્રદેશ માટે કામ આવે તેવો નથી."

જોનારને પોતાના સંસ્કારથી, એટલે પોતાના શરીરના અભિમાનથી અરીસામાં દેખાતું શરીર મોટું લાગે છે. જે વખતે જે માપ હોય તે જગ્યાના બનાવ તે માપથી જાણવા જોઈએ; નહિતર ખરું માપ આવતું નથી. સામાન્ય માણસ એક જ વખતે બધી જગ્યાએ રહી શકતો નથી. પોતાના સંસ્કારથી જગતનું માપ કાઢે છે. તેથી જગત જેવું બીજા માણસને દેખાય છે તેવું તેને પોતાને દેખાતું નથી. પણ માપનો સ્વભાવ બરાબર સમજવામાં આવે તો જણાશે કે ક્ષેત્ર પ્રમાણે અને વખત પ્રમાણે તેમાં ફેરફાર થાય છે. જે દેખાવ એક દૃષ્ટિએ ફરતો લાગે છે તે બીજી દૃષ્ટિથી બિલકુલ ફરતો નથી, તેથી ભગવાન નિર્ગુણ–સગુણ, અચળ–ચળ, વગેરે વિરુદ્ધ ધર્મને આશ્રય આપવાવાળા કહેવાય છે, પણ ખરીરીતે વિરુદ્ધ ધર્મ જગતમાં નથી પણ જે વખતે જે જગ્યાએ જે માપ જે બનાવ સમજવા માટે લેવું જોઇએ તે દેહના અભિમાની માણસો લઇ શકતા નથી; તેથી પોતાના સંસ્કારના માપમાં એટલે માયામાં બંધાય છે.

કોઈ કહે કે આપણે મોટા થઈએ છીએ તે શું ખોટો દેખાવ છે? દશ વર્ષની ઉંમરે આપણે જેટલા ઊંચા હતા તે કરતાં વધારે ઊંચા વીસ વર્ષની ઉંમરે લાગીએ છીએ. આ બાબતમાં પણ માયા અથવા માપ ભૂલમાં નાખે છે, દશ વર્ષની ઉંમરના માણસના હાથના માપથી જોતાં જો તે તે વખતે પોતાના ત્રણ હાથની ઊંચાઈ જેટલો હોય તો વીસ વર્ષે પણ તે તે વખતના પોતાના હાથથી માપતાં ત્રણ હાથની ઊંચાઇ જેટલો રહે છે. તેથી ખરી રીતે તે મોટો થતો નથી. જો તે મોટો થાય છે એમ માનીએ તો એમ માનવું જોઈએ

કે તેનું માપ ફરતું નથી અને તેનું માપ ફરે છે એમ માનીએ તો તે મોટો થતો નથી એમ માનવું જોઇએ. વીસ વર્ષે તે નાના છોકરાને દેખી પોતાને મોટો માને છે અને દશ વર્ષની ઉંમરે મોટા માણસને દેખી પોતાને નાનો માને છે. જગતમાં એક જ માણસ હોય અને બીજી કોઈ વસ્તુ ન હોય તો પોતે કેટલો મોટો છે તે કહી શકાય નહિ.

નાની ઉંમરે પોતે જે ઘરમાં રહેતો હોય તે ઘર છોડી દીધા પછી ઘણા વર્ષે જો તે મોટી ઉંમરે તે ઘર પાછું જોવા જાય તો તે ઘર તેને નાનું લાગે છે. તેનું કારણ એ છે કે તેનું શરીર મોટું થયું હોય છે અને શરીર મોટું થયું હોય ત્યારે પોતે મોટો થાય છે એમ તેને ભૂલથી લાગે છે.

વળી શરીર ફરતું હોય ત્યારે જુદો દેખાવ ઉત્પન્ન થાય છે. નાના બાળકો ઘણીવાર ફૂદડી ફરે છે અને પછી સ્થિર રહે છે ત્યારે તેમને આસપાસની વસ્તુઓ ચાલતી લાગે છે. એક છોકરો હાથમાં એક ઉંબાડીઉં લઈ ગોળ ચક્કર ફેરવવા લાગે તો જોનારની દૃષ્ટિમાં તે ગોળ હોય એવું દેખાય છે.

જ્યારે જોનાર માણસ ગતિમાં હોય અથવા જોવાની વસ્તુ ગતિમાં હોય ત્યારે વસ્તુ જેવી હોય તેવી જોઈ શકાતી નથી. આપણું મન ચંચળ હોય અથવા આપણે અમુક પ્રકારનો મત બાંધી રાખ્યો હોય અથવા દેહનું અભિમાન છૂટયું ન હોય તે વખતે જો આપણે જગતને સમજવા જઇશું તો આપણા સંસ્કાર પ્રમાણે તેનું માપ આવશે. તે જેવું છે તેવું જણાશે નહિ. તેથી ઘણા જ્ઞાની અને યોગી પુરુષો મનમાંથી બધી કલ્પના દૂર કર્યા પછી આત્માનો અનુભવ લઈને પછી જગતનો અનુભવ લે છે. જેને ઉંબાડીયું બરાબર જોવું હોય તેણે પહેલાં તે સ્થિર રહે તેમ કરવું જોઈએ. એકવાર તેનું સ્વરૂપ સમજવામાં આવી જાય કે તે ગોળ નથી પણ લાંબુ છે તો પછી તે ચાલતું રહે તો પણ ભ્રમ ઉત્પન્ન થશે નહિ. તે જ પ્રમાણે

એક વાર મન અને લાગણીને સ્થિર કરી આત્માનો અનુભવ લઈ શકાય અને તે દ્વારા જગતનો અનુભવ કરી શકાય તો પછી મન અને લાગણી ચાલવાથી તે જુદા પ્રકારનું લાગે તોએ તે એક જ વસ્તુ છે એવી ખાત્રી રહેશે.

જો જોખવાનો કાંટો બરાબર ન હોય તો વસ્તુનું વજન બરાબર આવતું નથી; તેથી પહેલાં તે બરાબર કરવાની જરૂર છે. તેટલું કામ કર્યા પછી પણ દૃષ્ટિ તોલા ઉપર અથવા જોખવાની વસ્તુ ઉપર રાખવાની નથી પણ ઉપરની કડી પાસે રાખવાની છે. કડી બરાબર મધ્યમાં આવી જાય ત્યારે માપ બરાબર થઈ ગયું એમ ખાત્રી થાય છે. તે જગ્યાનો એટલે કડીને મધ્યમાં આવવાનો વખત બરાબર જોવો જોઇએ. તેવી જ રીતે જ્યારે આત્માના અનુભવથી જગત સમજવામાં આવે છે ત્યારે તરત સમભાવ આવી જાય છે.

માણસમાં જેમ પોતાના શરીરનું અભિમાન રહે છે તેમ પોતાના પ્રાણ અને મનનું અભિમાન પણ રહે છે એટલુંજ નહિ પણ શરીરમાં પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રકારના પ્રાણ અને મનની અંદર પાંચ પ્રકારની જ્ઞાનેંદ્રિયો હોવાથી આ પંદર વૃત્તિઓ જુદી જુદી માંગણી કરે છે. તેથી પહેલાં માણસની અંદર ભેદ ઉત્પન્ન થાય છે. તે ભેદ દૂર કર્યા વગર બહારના જગતમાં ભેદ દૂર થઈ શકતો નથી. અંદરના ભેદથી સ્વપ્ન અવસ્થામાં જ્યાં માણસ એકલો હોય છે ત્યાં પણ પોતાનું જગત બનાવી પોતે તેમાં રમે છે, સુખી થાય છે, દુ:ખી થાય છે; છતાં જાગે ત્યારે તેમાંનું કાંઈ હોતું નથી. તેથી જણાઈ આવશે કે મૂળ શુદ્ધ સ્વરૂપે તે નિર્મળ છે. સ્વપ્નાના સુખ દુઃખ અનિત્ય હોવાથી જતા રહે છે. તે માપના ધર્મ છે, માપનારના ધર્મ નથી.

સુખ મેળવવાના બે પ્રકાર છે. એક સુખની વસ્તુ જ્યાં હોય ત્યાંથી લઇ તેની સાથે આપણા સંસ્કારનો સંબંધ કરવો અથવા આપણો સ્વભાવ એવો કરવો જોઇએ કે પરિણામી વસ્તુ મળે નહિ તો પણ આપણી અંદર વિક્ષેપ ઉત્પન્ન ન થાય.

આટલી બાબત મનથી સમજાય તેટલું પૂરતું નથી કારણ કે આપણી પાસે મન ઉપરાંત પ્રાણ અને શરીર છે. મન એક બાબત કબૂલ કરે પણ પ્રાણ બીજી વસ્તુઓ માગે તો બધે વખતે બધી જગ્યાએ એક વસ્તુ મળશે નહિ.

જ્યારે મન, પ્રાણ અથવા શરીરને જગતની કોઈ વસ્તુમાં લાલચ રહે છે ત્યારે તે સ્થિતિમાં માણુસ જગતનો ભાગ થઈ જાય છે, જગતનો ભાગ થઇને આખું જગત સમજી શકાશે નહિ. કોઇ શબ્દ સાંભળવામાં આવે કે તરત તેનો જે અર્થ પોતાના સંસ્કારમાં હશે તે અર્થ એકદમ થઇ જાય છે. આવી દશામાં જેટલું જ્ઞાન વધે છે તેટલું અજ્ઞાન વધે છે. માટે ધીરજથી પોતાના સંસ્કારના દોષ જોવાની જરૂર છે.

ઊંઘમાં મન અને શરીર પ્રાણમાં સમાઈ જાય છે, ફક્ત પ્રાણ ચાલે છે. સમાધિમાં, સવિકલ્પ સ્થિતિમાં, શરીર અને પ્રાણ મનમાં સમાઈ જાય છે અને નિર્વિકલ્પ સ્થિતિમાં એ ત્રણે આત્મામાં સમાઇ જાય છે. તેથી ઊંઘમાં કે સમાધિમાં વિક્ષેપ લાગતો નથી. સ્વપ્ન અવસ્થામાં મન અને પ્રાણ બન્ને ચાલતાં રહે છે તેથી મન પોતાની સૃષ્ટિ રચે છે; ત્યાં બે માપ એક સાથે રહે છે. જાગ્રત અવસ્થામાં મન, પ્રાણ અને શરીર ત્રણે કામ કરે છે, તેથી ત્રણ માપ એક સાથે રહે છે; તેથી ખરું જગત મળતું નથી પણ આપણું જગત કલ્પેલું મળે છે અને તેને ખરું જગત માનવાની ભૂલ થાય છે.

સગાં સ્નેહીઓ જ્યારે જુદાં થાય છે ત્યારે કહે છે કે 'માયા રાખજો" "કાગળ પત્ર લખતા રહેજો" વગેરે. આ પ્રમાણે થતાં વ્યવહારથી પોતાનું માપ બંધાય છે. કેટલાક માયાનો અર્થ "પૈસા" પણ કરે છે. માયાનો અર્થ "મોહ" પણ થાય છે. 'મમત્વ' અથવા 'અભિમાન' ને પણ માયા કહે છે. પૈસો, મોહ અને અભિમાન એ ત્રણ માયાનાં સાધન છે.

કોઇ માણુસ કોઈ અજાણ્યા ગામમાં જાય છે. ત્યાં તે ગામનો

એક માણુસ તેને મળે છે. તે માણુસનો સ્વભાવ ખરાબ હોય અથવા પહેલા મુસાફરનો સ્વભાવ તેની સાથે મળતો આવતો ન હોય તો તે કહે છે કે " આ આખું ગામ ખરાબ છે," પણ ખરી રીતે જોતાં આખું ગામ ખરાબ હોતું નથી પણ તેના અનુભવમાં જેટલું આવ્યું તેટલું તેને ખરાબ લાગ્યું હોય છે અને તેને તે આખું ગામ કહે છે.

કોઈ માણુસને મરચું ખાવાની બહુ ટેવ હોય અને જો કોઈને ત્યાં કોઈ વખતે દાળમાં મરચું નાખ્યું ન હોય તો કહે છે કે " આજે દાળમાં કાંઇ નાખ્યું નહોતું, " ખરી રીતે જોતાં દાળમાં બીજું ઘણું નાખ્યું હોય છે પણ તેને જે જોઈતું હતું તે ન હોતું તેથી તેણે કહ્યું કે " આજે દાળમાં કાંઇ ન હતું. "

કોઇ માણુસને કોઈ છોકરાનો સ્વભાવ કોઇ વખતે ન ગમે એટલે કહે છે કે " આ છોકરો જન્મથી ખરાબ છે " પણ તપાસ કરતાં જણાશે કે તે જન્મથી ખરાબ હોતો નથી. માણુસોની વાતચીતમાં આવા ઘણા પ્રસંગ બને છે. પોતાના સંસ્કારની અસર જેવી તેવી નથી.

રસ્તે ચાલતા હજામો બધાની દાઢી કેટલી વધી છે તે જોવાનો પ્રયત્ન કરે છે અને મોચી કોનાં પગરખાં ફાટયાં છે તે જુએ છે. બીજું કાંઈ તેમને ઉપયોગી લાગતું નથી. વળી જેને હજામત કરાવવી ન હોય અથવા પગરખાં સંધાવવાં ન હોય તેમને માટે રસ્તામાં મળતા હજામ કે મોચીની માયા કાંઇ કામની નથી. તેવી જ રીતે બીજા માણુસોની માયા આપણા ઉપર અસર કરવા તૈયાર હોય છે અને આપણી માયા તેમને અસર કરવા તૈયાર હોય છે. ઘણા વિદ્વાનો પણ પોતાના જમાનાના સંસ્કારની અસરમાંથી મુક્ત થઈ શકતા નથી.

આખામાંથી થોડું ગ્રહણ કરવું એ માયા છે. તેને સાચું માનવું એ અજ્ઞાન છે. તે જગતમાં નથી પણ જે સંસ્કારથી આપણે જગતને સમજીએ છીએ તેમાં રહેલી હોય છે.

આ બાબત નવી નથી. બધા ધર્મના શાસ્ત્રોમાં સમજાવવામાં આવે છે. જે પ્રશ્નો હાલ ઉત્પન્ન થાય છે તે હજારો વર્ષ પહેલાં પણ ઉત્પન્ન થતા હતા. હજારો વર્ષ પહેલાં વિદુરજીએ મૈત્રય ઋષિને પ્રશ્ન પૂછયો હતો કે "ભગવાન ચૈતન્ય સ્વરૂપ, નિષ્ક્રિય અને નિર્ગુણ છે માટે તેને ક્રિયા સાથે અને ગુણો સાથે સંબંધ નથી; તે અદ્વિતીય હોવાથી તેનાથી જુદો બીજો કોઈ પદાર્થ નથી તો પરમાત્મારૂપી જીવાત્મામાં અજ્ઞાન કેવી રીતે રહી શકે? મૈત્રય ઋષીએ જવાબ આપ્યો કે "માયારહિત પરમેશ્વરને માયાનું બંધન છે અને કૃપણતાનો સંબંધ છે એવો તર્ક કરવો એ પણ માયા છે."

આવા પ્રશ્નોમાં અને ઉત્તરમાં ભાષાની મુશ્કેલી જણાઈ આવે છે. માણસની ભાષા એ આ પૃથ્વીના માણસોની ભાષા છે; તે ભાષાથી આત્માના ક્ષેત્રના અનુભવ સમજવા મુશ્કેલ પડે છે. ભાષા કેવા સંશય ઉત્પન્ન કરાવે છે તે નીચેના પ્રસંગથી જણાઇ આવશે.

વેદાંતમાં 'તત્ત્વમસિનો ઉપદેશ' ભાગત્યાગલક્ષણાથી સમજાવવામાં આવે છે. તત્ એટલે ઈશ્વર, ત્વમ્ એટલે તું, અને અસિ એટલે છો; એટલે તું ઈશ્વર છો, તેમ ઉદ્દાલક મુનિએ તેના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ આપેલ છે. ઈશ્વર શબ્દથી જે અર્થ લેવાયો છે તે પૂર્ણ નથી. પૂર્ણ ઈશ્વરમાં જીવ જુદો રહેતો નથી. વાતચિત માટે શ્વેતકેતુને જુદો જીવ માન્યો, પછી તેના જીવભાવનો ત્યાગ કરી અને ઈશ્વરના ઐશ્વર્યના ભાગનો ત્યાગ કરી બાકી જે શુદ્ધબ્રહ્મ રહે છે તે એક છે એમ સમજાવ્યું. જ્યારે ભાગ ગ્રહણ કરવામાં આવે છે ત્યારે તે ભાગનો ત્યાગ કરવાથી સત્ય મળે છે. ભાગ ગ્રહણ કરવો તેને આરોપ કહે છે, તેને છોડવો તેને અપવાદ કહે છે. તે પદ્ધતિથી એક શુદ્ધબ્રહ્મનો અનુભવ થાય છે. પણ 'એક' કહેવાથી કદાચ સંખ્યાવાચક 'એક' કોઇ સમજી જાય તેથી તેને 'અદ્વૈત' એટલે જેમાં બેપણું નથી એવો તેનો સ્વભાવ છે એવી રીતે સમ-

જાણવામાં આવે છે. વ્યતિરેક ભાવથી એટલે ' નેતિ ' ' નેતિ ', એમ પોતાની માન્યતા હઠાવીને ભગવાનનું સ્વરૂપ સમજાવવું સહેલું પડે છે. કોઈ માણસને કહેવું કે તેની માન્યતા ખોટી છે એ કામ સહેલું છે પણ સાચી માન્યતા કઈ કહેવાય, ' તત્ 'નો ખરો અર્થ શો છે, તે જણાવવામાં ભાષાની મુશ્કેલી હમેશાં રહે છે. સામાન્ય ભાષા વ્યવહારના ઉપયોગ માટે ઉત્પન્ન થઈ છે. મહાત્માઓ જુદી જાતની ભાષા વાપરે છે અને તેના જેવો જેનો સ્વભાવ હોય તે તે સમજી શકે છે.

બલિરાજાએ અશ્વમેધ કર્યો ત્યારે વામનજીએ ભિક્ષુકરૂપે તેની પાસે જઈ કહ્યું કે “ હું ફક્ત મારા પગથી માપેલાં ત્રણ પગલાં પૃથ્વી લેવા આવેલો છું.” બલિરાજાને પોતાના પગના માપથી એમ લાગ્યું કે “ આટલી થોડી વસ્તુ તે કેમ માગે છે ? ” તેણે તે આપવાની પ્રતિજ્ઞા કરી ત્યારે ત્રણ ગુણવાળું વામનરૂપ વધવા લાગ્યું. વામન ભગવાને એક પગલાંથી એટલે તમોગુણથી પૃથ્વી માપી લીધી, બીજા પગલાથી એટલે રજોગુણથી સૂક્ષ્મ જગત માપી લીધું અને સત્ત્વગુણરૂપી ત્રીજું પગલું મૂકવાની જગ્યા ન રહી એટલે બલિરાજાએ તેને મૂકવા માટે પોતાનું મસ્તક આપ્યું. આવી રીતે ભગવાન આપણા શરીર, પ્રાણ અને મનના ક્ષુદ્ર ભાવો તેને શરણ કરી દેવાનું આપણને કહે છે અને જો તે શરણ કરતાં આવડે તો ભગવાન ભક્તને વશ થાય છે અને તેના દ્વારપાળ તરીકે નિત્ય રહે છે.

બલિરાજાએ જ્યારે આ દાન કર્યું ત્યારે ત્યાં પ્રહ્‌લાદ (એટલે શાંતિ અને આનંદ) કે જે બલિરાજાના એટલે અસુરના દાદા થાય તે આવે છે અને ભગવાનને કહે છે કે બલિને તમે ઈંદ્રનું ( એટલે મનમાં રહેવાનું ) સ્થાન આપ્યું હતું અને તમે તે લઈ લીધું એ તેના ઉપર મોટો ઉપકાર કર્યો છે.

આગલાં પ્રકરણોમાં જણાવ્યું તેમ પુરાણોમાં સમાધિભાષા એ મુખ્ય ભાષા છે. અશ્વ એટલે ઘોડો નહિ; અશ્વનો અર્થ પ્રાણ પણ

થાય છે. એ અર્થમાં પ્રાણની વાસનાઓની જ્ઞાનરૂપી અગ્નિમાં આહુતિ આપવી તેને અશ્વમેધ કહે છે. તે વખતે પોતાના દેહનું અભિમાન મૂકવું પડે છે અને ત્રણ ગુણવાળી માયાને જીતવી પડે છે. આવું કામ કરી શકે તેણે પોતાનું બલિદાન આપ્યું છે એમ કહેવાય છે. હાલના સત્યાગ્રહમાં કોઈએ ત્રણ ગુણવાળી માયા જીતી ન હોય પણ લોકો વખાણ કરે એવું સાહસ કર્યું હોય તો પણ તેણે પોતાનું બલિદાન આપ્યું છે એમ માનવામાં આવે છે.

જગ્યા, કાળ અને લાગણીના ફેરફારથી આવા ઘણાં પ્રકારનાં માપ ઉત્પન્ન થાય છે. તે માપ જ્યારે અર્થ, કામ અને નીતિ એ ત્રણ પુરુષાર્થ ઉપર લાગુ કરીએ ત્યારે તેના સ્વભાવ વધારે સ્પષ્ટ જણાઈ આવે છે.

જ્યારે કોઈ ધનાઢ્ય માણસને એક રૂપીઓ વાપરવાનો વખત આવે છે ત્યારે એક આનો હોય તેમ છૂટથી વાપરે છે પણ ગરીબ માણસને એક રૂપીઓ વાપરવો હોય તો તેને તેની કિંમત સો રૂપીઆ જેટલી મોટી લાગે છે. રૂપીઆની કિંમત બધા માટે સોળ આના જેટલી રહેતી નથી. શેર અને મણના માપ પણ જગ્યા પ્રમાણે ફરતા રહે છે; પણ જે દેશમાં જે માણસો તે વાપરતા હોય છે તેમના જીવન માટે તે બરાબર હોય છે.

સંસારનું સુખ લેતાં સ્ત્રી પુરુષોને વધારે વખત અને વધારે જગ્યાની જરૂર લાગે છે; પણ પ્રાણશક્તિ વધારે વખત આપતી નથી અને શરીરનું પ્રમાણ વધારે જગ્યા આપતું નથી. અહીં ટૂંકી જગ્યા અને ટુંકો વખત સુખમાં વિઘ્ન કરતાં હોય તેમ લાગે છે અને હકીમો અને દાકતરો જાણે કે નિત્ય સુખ આપતા હોય તેમ મદદે આવે છે. પણ તેથી માત્ર થોડો વખત અને થોડી જગ્યા વધારે મળે છે. આ પ્રેમ જો ભગવાન તરફ વળે તો ત્યાં બેહદ જગ્યા છે, ત્યાં પ્રાણ અને શરીરને પૂરો સંતોષ થાય એટલો વખત અને એટલી જગ્યા છે અને તેની કાંઈ કિંમત આપવી પડતી નથી, તેમાં

હાથ પગ હલાવવા પડતા નથી, દશ વીસ કોશ ચાલવું પડતું નથી; જ્ઞાન અને શક્તિ ઓછાં થતાં નથી, પણ દિવસે દિવસે વધે છે.

નીતિવાન માણસો બીજાનું ભલું કરવા પ્રયત્ન કરે છે, પોતાના કુટુંબનું સુખ તજીને પણ પોતાના દેશને સુખી કરવા ઇચ્છે છે. આવા ભાવમાં જરા મોટું માપ રહે છે, જગ્યા વધારે મળે છે, પ્રાણને પણ પરમાર્થમાં રોકવાથી વધારે વખત સંતોષ રહે છે; છતાં ત્યાં પણ પોતાની જ માન્યતા સાચી એ ભાવ રહેવાથી પૂરી જગ્યા અને પૂરો વખત મળતાં નથી. લડાઇ વખતે બીજા દેશોના માણસો સામે રાગદ્વેષથી અથડાવું પડે છે. નીતિવાન માણસ ખરાબ ઇચ્છા મૂકી શકે છે પણ બધી ઇચ્છા મૂકી શકતા નથી.

ભવિષ્યમાં જ્યારે જ્ઞાન વધશે ત્યારે પોતે જે દેશમાં રહેતા હોઇએ તે દેશ પોતાનો કહી શકાશે નહિ. કોઈ માણસ જે જગ્યાએ પોતે બેઠા હોય તે જગ્યાને વાતચીતમાં ‘ અહીંઆં ’ કહે છે. કોઈ પોતાના ગામને “ અહીઆં ” કહે છે. કોઈ પોતાના પ્રાંતને ‘અહીઆં’ કહે છે, કોઈ પોતાના દેશને ‘ અહીંઆં ’ કહે છે. સાધુ પુરુષો ‘ અહીંઆં ’માં આખું જગત સમાવી દે છે.

નિશાળમાં જ્યારે ભૂગોળ શિખવવામાં આવે છે ત્યારે પહેલાં પોતાના પ્રાંતનો નકશો બતાવવામાં આવે છે અને તે પોતાનો દેશ છે એમ મનાવવામાં આવે છે, તે પછી હિંદુસ્થાનનો નકશો બતાવવામાં આવે છે, તે પોતાનો દેશ છે એમ વિદ્યાર્થીને ધીરે ધીરે ખબર પડવા લાગે છે. તે પછી તે પૃથ્વીના બીજા દેશોના નકશા જાણે છે. કેટલાક કવિઓ તેને પણ પોતાના દેશ માને છે. તે પછી વિદ્યાર્થીને ખગોળવિદ્યા એટલે સૂર્ય, ચંદ્ર, તારા વગેરેની ગતિ સમજાવવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થીઓને તે વખતે એવો પ્રશ્ન થાય છે કે આકાશ પછી તારા અને તારા પછી આકાશ, તો તેનો છેડો ક્યાં આવતો હશે ! આ પ્રશ્નમાં વિદ્યાર્થી ગભરાય છે અને ઘણા શિક્ષકો તેનો ઉત્તર આપી શકતા નથી, પણ બહારના જગતનો છેડો આપણી

અંદર છે, સ્થૂલ જગતની અંદર તેથી મોટું સૂક્ષ્મ જગત રહેલું છે. ત્યાં આપણો ખરો દેશ છે. અહીં આપણે દેશનિકાલ થયા છીએ. આપણા ખરા દેશની માહિતી ઋષિમુનિઓ આપે છે. તે સમજવા માટે આપણી હાલની સમજણથી બંધાએલ દેશ અને કાળ છોડવા જોઇએ.

ચંદ્ર અહીંથી જેવો દેખાય છે તેવો ચંદ્ર ત્યાં જઇને જોઇએ તો મળશે નહિ. સૂર્ય અહીંથી બહુ નાનો લાગે છે પણ સૂર્યની જગ્યાએ તે પૃથ્વી કરતાં ઘણો મોટો છે. ત્યાં જઈને અહીંથી દેખાતા સૂર્ય મળવાની માગણી કરવી એ નકામી છે. તારામાં પણ કેટલાક સૂર્ય જેવા છે અને કેટલાક આપણી પૃથ્વી જેવા છે. તે તારા ઉપરથી કોઈ માણસ આપણી પૃથ્વીને જુએ તો તે એક નાના તારા જેવડી લાગે પણ તે તારાને લેવા તે આવે તો તારાને બદલે આપણે બધા તેના જોનામાં આવીએ. જગ્યા અને દૃષ્ટિ વચ્ચે જેમ અંતર ફરે છે તેમ એક જ વસ્તુના જુદા જુદા દેખાવ નજરે પડે છે. માણસ તેને જુદી વસ્તુ માનવામાં ઘણીવાર ભૂલ કરે છે. તેથી જગત એ ભગવાનનું જ રૂપ છે છતાં દૃષ્ટિ બરાબર ન હોય ત્યારે ભગવાનના એક દેખાવને પથ્થર, એકને ઝાડ, એકને માણસ નામ અપાય છે.

જે સાધનથી ચિત્ત ચંચળ રહે તે સાધનથી આત્મસાક્ષાત્કાર થતો નથી. માળા ફેરવતી વખતે ચિત્ત ચંચળ હોય, મૂર્તિપૂજન વખતે ચિત્ત ચંચળ હોય અને તે વખતે સંસારના અનિત્ય સુખ અથવા ન્યુસપેપરની વિક્ષેપ કરે તેવી બાબતો યાદ આવશે તો આત્મલાભ મળશે નહિ. આત્માનો આનંદ લેવા માટે, આનંદ લેવાનું સાધન સ્થિર જોઈએ. દોડતાં ફૂટથી ઘર મપાય નહિ.

હવેલીઓમાં ભગવાનનાં દર્શન કરવા જતા કેટલાક વૈષ્ણવો એટલી ઉતાવળથી દોડે છે અને દર્શન વખતે ચિત્ત એટલું ચંચળ રાખે છે કે જો કોઈ વખતે મુખીયાજી, મૂર્તિના આસન ઉપર મૂર્તિને પધરાવતા ભૂલી ગયા હોય તો પણ તે વાતની ઉતાવળા વૈષ્ણવોને

ખબર પડે તેમ નથી અને છતાં હવેલીમાંથી બહાર નીકળીને કહે કે અમે ભગવાનના દર્શન કરી આવ્યા. ભગવાનના દર્શન કર્યા પછી કેવી દશા ઉત્પન્ન થવી જોઈએ તેનો વિચાર થતો નથી. જેનાં દર્શન કર્યાં પછી કાંઇ જોવાનું ન રહે તે દેખાય ત્યારે ભગવાનનાં દર્શન થયાં છે એમ કહી શકાય.

સામાન્ય દૃષ્ટિ એવી રહે છે કે જે વસ્તુ બહુ દૂર હોય તે દેખાતી નથી. જે બહુ નજીક હોય તે દેખાતી નથી. આંખમાં કણું પડયું હોય તો દેખાતું નથી. કમળો થયો હોય તો વસ્તુ બરાબર દેખાતી નથી. કાંઇ આવરણ વચ્ચે હોય તો જેમ દિવસે તારા દેખાતા નથી તેમ વસ્તુ દેખાય નહિ. મન બીજી જગ્યાએ ગયું હોય તો પણ પાસેની વસ્તુ દેખાતી નથી. કોઇ પર્વત કે ઝાડ દૂરથી નાનાં લાગે છે અને નજીકથી મોટાં લાગે છે. તેના કદમાં ખરેખરો ફેરફાર થતો નથી.

એક વખત અકબર બાદશાહે બીરબલને બે લાકડીઓ આપીને કહ્યું કે આ લાકડીને કાપ્યા વિના નાની બનાવી દે અને આને બીજો કટકો જોડયા વગર મોટી બનાવી દે. બીરબલે તરત બે લાકડી મંગાવી; તેમાં એક પહેલીથી મોટી હતી અને એક પહેલીથી નાની હતી. મોટી લાકડી સાથે પહેલી લાકડી મૂકી બીરબલે બાદશાહને કહ્યું કે જુઓ આ લાકડી હવે નાની લાગે છે, નાની લાકડી પાસે પહેલી લાકડી મૂકી બીરબલે બાદશાહને કહ્યું કે આ લાકડી હવે મોટી લાગે છે, નાનું મોટું સાપેક્ષ છે.

છાપખાનાનાં બીબાં ગોઠવનારને ઊંધા બીબાં સવળાં લાગે છે અને ઊંધું લખાણ સવળા તરીકે તે વાંચી શકે છે. તેનું કારણ એ છે કે તેને હંમેશની ટેવથી એવું લાગે છે કે જાણે પોતે બીબાંની જગ્યાએ બેઠો હોય અને વાંચતો હોય.

અરીસામાં આપણું શરીર જોઇએ અને તે વખતે આપણે આપણો જમણો હાથ ઊંચો કરીએ તો અરીસાનો માણસ પોતાનો

ડાબો હાથ ઊંચો કરે છે, પણ આપણે એમ માનીએ છીએ કે અરીસામાં આપણે જ છીએ અને આપણો જમણો હાથ ઊંચો થાય છે.

આ પૃથ્વી ગોળ છે, તેમાં લગભગ બધે ઠેકાણે માણુસો રહે છે; છતાં નીચેનાં માણુસો પડી જતાં નથી. પણ ખરી રીતે તે જગ્યાએ તે વખતે તે માણુસોને તે ગોળ લાગતી નથી. આપણે બીજા માણુસની જગ્યાએ રહીને તેને દેખાય છે તેનું જગત જોઈ શકતા નથી અને આપણી જગ્યા છોડયા વિના બીજાને કેવું દેખાય છે એમ માનવા જતાં બે દષ્ટિ ભેગી થાય છે.

માપ અથવા માયાના સ્વરૂપનાં આવાં ઘણાં દષ્ટાંત મળી શકે છે. પુરાણોમાં તેને માટે કેટલાંક સારાં દષ્ટાંતો આપેલાં છે. શ્રીકૃષ્ણે માયાનું સ્વરૂપ નારદજીને, અર્જુનને, સુદામાજીને અને અક્રૂરજીને આશ્ચર્યકારક રીતે બતાવેલું છે.

નારદજીને શ્રીકૃષ્ણે જે માયા બતાવી તેની હકીકત શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના ૬૯ મા અધ્યાયમાં આપેલી છે. શ્રીકૃષ્ણના જીવનમાં જુદા જુદા કાળે જુદા જુદા માપથી જગ્યા અને કાળમાં થતા ફેરફાર માણુસની બુદ્ધિને આશ્ચર્યમાં નાખે છે. પણ જો માયાનું સ્વરૂપ બરાબર સમજાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. પરમાત્મા નિરપેક્ષ તત્ત્વ છે તેથી તેને જગ્યા માટે દેહનું પ્રમાણ રાખવાની જરૂર નથી અને વખત માટે સામાન્ય લાગણીનું બંધન રાખવાની જરૂર નથી. નારદજીને વિચાર આવ્યો કે શ્રીકૃષ્ણ એક દેહથી એક જ વખતે સોળ હજાર એકસો આઠ સ્ત્રીઓ સાથે કેવી રીતે રહી શકે છે એ જોવું જોઈએ, એમ માની તે જુદે જુદે ઘેર ગયા. જે ઘેર જાય ત્યાં તે શ્રીકૃષ્ણને જુએ અને શ્રીકૃષ્ણ પણ જાણે નારદજીને પહેલાં કોઈ વખત મળ્યા ન હોય તેમ દરેક વખતે આવકાર આપે. પણ જો નારદજી એમ આગળથી સમજી શકયા હોત કે જેને પોતાના દેહનું અભિમાન નથી તેનું જીવન સામાન્ય માણુસ જેવું હોય નહિ અને

ભગવાન પોતાની માયાથી (માપથી) એક વખતે બધા શરીરમાં રહી શકે તો નારદજીને એ સંશય થાત નહિ અને એક જગ્યાએથી પણ જે જે દેખાય તે બધું ભગવાનમય જાણી શકત.

ગીતાના ઉપદેશ વખતે વિભૂતિઓના વર્ણન પછી જ્યારે અર્જુને શ્રીકૃષ્ણને વિનંતિ કરી કે આપે આપના જે રૂપનું વર્ણન કર્યું તે રૂપ, મારી લાયકાત હોય તો, મને બતાવવાની કૃપા કરો. તે માટે શ્રીકૃષ્ણે તેને નવી દૃષ્ટિ આપી અને એક જગ્યાએથી બતાવી આપ્યું કે આખું જગત, તેમાં રહેલા દેવો, બ્રહ્મા, ઋષિઓ, મુનિઓ, યક્ષ, ગંધર્વ વગેરે પોતામાં છે. ત્યાં કઈ દિશા કેની તરફ છે તેનું ભાન અર્જુનને રહ્યું નહિ. જગતના આદિ, અંત કે મધ્ય જોવામાં આવ્યા નહિ કારણ કે બધું વિશ્વેશ્વરનું વિશ્વરૂપ હતું. તેમાં બીજો અર્જુન પણ હતો. પોતાના અંતરાત્મામાં એ પુરુષની હયાતિનો અનુભવ ઘણા મહાત્માઓને થાય છે. કોઇવાર એમ લાગે છે કે જાણે પોતે પરમાત્મા છે અને આ શરીરમાં રહેલો જીવ તે પોતે નથી. કોઈવાર એમ લાગે છે કે આ શરીરવાળો જીવ તે પોતે અને તેની અંદર જે આત્મા છે અને જે સર્વ વ્યાપક થઈ શકે તેવો છે તે પોતાનું બીજું રૂપ છે. અંદર જુદી દશા થવાથી જુદા પ્રકારની દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. છતાં બધે વખતે બધી દશામાં એક જ વસ્તુનો અનુભવ થાય છે અને માત્ર માપ ફરે છે.

સુદામાજીને શ્રીકૃષ્ણે જે માયા બતાવી તેમાં કાળની ગતિમાં બહુ ફેરફાર જોવામાં આવે છે. એક વખત શ્રીકૃષ્ણ અને સુદામા નદીએ ન્હાવા ગયા. ત્યાં સુદામાજીને ડૂબકી મારતાં એમ લાગ્યું કે જાણે તેને કોઈ શક્તિ દૂર દેશમાં લઇ ગઈ, ત્યાં તે એક ગામમાં ગયા, પરણ્યા, છોકરાં થયાં અને પોતાને ગામ એટલે સુદામાપુરી કેમ પહોંચવું તેની ખબર રહી નહિ. તેમાં ઘણો વખત જતો રહ્યો એમ લાગ્યું. આ કથા બહુ લાંબી હોવાથી અહીં આપી શકાય તેમ નથી પણ તેનું એ બધું જીવન માત્ર ડૂબકીની એક મિનિટમાં બન્યું હતું. તેવો પ્રસંગ આ વિભાગના પહેલા પ્રકરણમાં આપવામાં આવેલ છે.

આ પ્રસંગ બન્યો હોય કે નહિ પણ સ્વપ્નામાં સામાન્ય માણસની ઘણીવાર આવી દશા થાય છે. સ્વપ્નાના બનાવ માપવા માટે સામાન્ય ફૂટ અને ઘડીઆળના માપ કામ આવતાં નથી. સ્વપ્નામાં એક આત્મજ્યોતિનો બધો વિલાસ થાય છે.

સામાન્ય માણુસની લાગણીથી જે સત્ય દેખાય છે તે આખા સત્યનો એક ભાગ અથવા પર્યાય હોય છે. આખા સ્વરૂપના એક ભાગને ગ્રહણ કરી તેને "હું" એમ સંજ્ઞા અપાય છે. તે "હું"નું પરિવર્તન થાય છે. તે જન્મે છે અને મરે છે. ખરો "હું" એટલે આખું સ્વરૂપ જન્મતું નથી અને મરતું નથી. પોતાનું કલ્પેલું સત્ય ફરતું લાગે છે.

જ્યારે ભાગમાં ફેરફાર દેખાય ત્યારે કોઇ તેને સુધારો કે બગાડો કહે છે. તે વખતે પૂર્ણ પોતે કેવી રીતે પૂર્ણ રહી શકે તે, ભાગમાં રહેતી બુદ્ધિને સમજાય તેવું નથી.

બે વસ્તુના સંબંધ વખતે માપ ઉત્પન્ન થાય છે, જ્યારે વચલી જગ્યામાં પણ તે જ વસ્તુ દેખાય છે ત્યારે માપને માટે જગ્યા રહેતી નથી. તેથી જ ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે ગુણવાળી આ મારી માયા તરવી મુશ્કેલ છે પણ જે મારું જ શરણ લે છે તે તે માયાને તરી જાય છે. શરણભાવમાં આપણું મમત્વ મૂકવું પડે છે અને તે સાથે આપણી દૃષ્ટી કે જે એક ભાગ બતાવતી હતી તે જતી રહે છે. ભગવાન કોઇને જુદા રાખીને રહેતા નથી. આપણે તેનાથી જુદા છીએ એમ લાગે તો તે આપણા સંસ્કારથી લાગે છે. તે વખતે પણ આપણે ખરી રીતે તેનાથી જુદા થતા નથી.

ક્રિયાથી થોડીક શક્તિ પ્રગટ થાય છે. એક માણુસ બેઠો હોય ત્યારે ચાલતો નથી છતાં તેનામાં ચાલવાની ક્રિયા રહેલી હોય છે. ચાલે ત્યારે તેનો ફોટોગ્રાફ જુદો આવે પણ વસ્તુ એક જ મળે છે. ક્રિયાની શરૂઆતને ઉત્પત્તિ કહે છે, ક્રિયાની ગતિને સ્થિતિ કહે છે અને ક્રિયાના અંતને લય કહે છે. ત્રણે એક શક્તિમાં નિત્ય રહેલા

ાય છે. જ્યારે કેટલાક માણુસ જન્મ લેતા હોય છે ત્યારે કેટલાક
રતા હોય છે અને કેટલાક પોતાનો વ્યવહાર કરતા હોય છે.

આ પૃથ્વી ઉપર જ્યારે એક ભાગમાં દિવસ હોય છે ત્યારે
ીજા ભાગમાં રાત્રી હોય છે. તેથી જ્યારે કોઈ માણુસ જાગતા હોય
ત્યારે કોઈ ઊંઘતા હોય છે, કોઇ સ્વપ્નામાં હોય છે અને કોઈ
માધિમાં હોય છે. છતાં બધા એક વસ્તુ દેખે છે. ભગવાનમાં બધાં
ંયા એક સાથે એક વખતે રહે છે અને જ્યાં એક વખતે બધું
ાજર હોય ત્યાં ઉત્પત્તિ, સ્થિતિ કે લયનો વિચાર નથી. સામાન્ય
ંસ્કાર ઘણીવાર એવા રહે છે કે બીજા માણુસની જગ્યાએ રહી
ાપણે કામ કરતા હોઈએ એવો અનુભવ લઈ શકતા નથી.
હાત્માઓ આ કામ સરળતાથી કરી શકે છે તેથી તેમને એક જ
સ્તુનો જુદે જુદે પ્રકારે અનુભવ થાય છે.

દરેક વસ્તુમાં પોતાનું માપ રહેલું હોય છે. તે માપથી તેનું
રૂપ સમજવું જોઈએ. જ્યારે કોઈ બનાવનું માપ કરવું હોય ત્યારે
બનાવનો કાળ અને તેની જગ્યા ઉપયોગમાં આવવા જોઈએ.
યોતિષશાસ્ત્રવાળા પણુ આ રીતે કામ કરે છે. તે વખતે તે જગ્યાનો
બનાવ બરાબર લાગે છે. પણુ જ્યારે તે બનાવનું માપ બીજી
ગ્યાના બનાવ માટે વાપરવામાં આવે છે ત્યારે ખોટી સમજણુ
ત્પન્ન થાય છે.

અક્રૂરજી જ્યારે શ્રીકૃષ્ણુ અને બલરામને રથમાં બેસાડી ગોકુ-
થી મથુરા લઈ જતા હતા ત્યારે રસ્તામાં જમનાજીમાં સ્નાન કરવાની
મની ઇચ્છા થઇ. શ્રીકૃષ્ણુ અને બલરામને સ્નાન કરાવી રથમાં
સાડયા પછી અક્રૂરજી પોતે સ્નાન કરવા જમનાજીમાં ઊતર્યા,
ાણીમાં ડૂબકી મારી અને ગાયત્રીનો જપ કરવા લાગ્યા; એટલામાં
ક્રૂરજીએ બલરામ અને શ્રીકૃષ્ણુ બંનેને પાણીમાં સાથે દીઠા. તેના
નમાં તેથી એ વિચાર આવ્યો કે વસુદેવજીના બન્ને પુત્રો તો રથમાં
ઠા છે. તે બન્ને અહીં કયાંથી આવ્યા? તે રથમાં હશે નહિ એમ

સમજી પાણીમાંથી બહાર નીકળી જોયું તો બન્ને ભાઈઓને પ્રથમની માફક રથમાં બેઠેલા જોયા. તેણે ફરીથી પાણીમાં ડૂબકો મારી તો ત્યાં હજાર મસ્તકવાળા શેષનાગના દર્શન થયાં અને તેના ખોળામાં ભગવાન પોઢયા હતા. તે જોઇ અક્રૂરજીએ ત્યાં ભગવાનની સ્તુતિ કરી છે; તે જાણવા જેવી છે પણ સ્થળ સંકોચને લઈને અહીં આપી શકાય તેમ નથી.

અહીં અક્રૂરજીની ભૂલ એ થઇ કે તેણે શ્રીકૃષ્ણને એક ઠેકાણે રહેલા માન્યા અને પોતાના સ્વભાવથી એમ માન્યું કે પાણીમાં પાણી સિવાય કાંઈ હોઇ શકે નહિ. પાણીના ટીપામાંથી મહાત્માઓ ઉત્પન્ન થાય છે એ વાત સંસારી માણસો પણ સમજી શકે છે. જીવભાવથી ઇશ્વર માટે જે કલ્પના થાય છે તે ખરા ઈશ્વર નથી..

પોતાના ક્ષેત્રના ધર્મમાં બંધાએલો જીવ પોતાના ક્ષેત્રની ભૂલો જાણી શકતો નથી. ટ્રેનમાં બેઠેલા માણુસ પાસે ટ્રેનનો અવાજ થતો ન હોય અને એ ટ્રેન સાથે ચાલતી હોય તો કઈ ચાલે છે તેની ખબર રહેતી નથી.

જલતરંગ બજાવવાવાળો પહેલાં પોતાના સાધન માટે પ્યાલા-ઓમાં પાણી ભરે છે અને જે વખતે જે રાગ હોય તે વખતે પ્યાલાઓમાં પાણી ઓછું વધતું કરે છે. આ પ્રમાણે દરેક ગાયન વખતે પોતાનું માપ તૈયાર કર્યા પછી પોતે તે ઉપર સારો સુર કાઢી શકે છે. એક પ્રકારનું માપ બધા પ્રકારના ગાયન માટે ચાલતું નથી. હારમોનીયમમાં પણ રાગ પ્રમાણે અને માણસના કંઠ પ્રમાણે સારીગમ ઉપાડવી પડે છે.

આગળ ગોળ અરીસાના દૃષ્ટાંતથી સમજાવેલું છે કે જે વસ્તુમાં એક દૃષ્ટીથી ફેરફાર લાગે છે તેમાં બીજી દૃષ્ટિથી બિલકુલ ફેરફાર લાગતો નથી. જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી એ જ મહાન આશ્ચર્ય છે. કર્મ કરતા છતાં માણસ અકર્તા રહી શકે છે એ વાત બરાબર સમજાય તો જ વ્યવહારના કામ બીક

વગર બરાબર થઇ શકે અને તે સાથે આત્માની નિત્ય મુક્તદશાનું ભાન પણ રહે. જે કર્મમાં અકર્મ જોઈ શકે છે, એટલે કે અકર્તૃ-સ્વભાવ જોઈ શકે છે, તે બુદ્ધિમાન છે, તે યોગી છે, તે ખરો જ્ઞાની છે, એવું ગીતાનું પ્રમાણ છે.

જ્યારે આપનું સ્વરૂપ સમજાતુ નથી અને પોતાના સ્વભાવથીજ આખું જગત સમજવાનો પ્રયત્ન થાય છે ત્યારે દરેક દૃશ્યમાં પોતાની મતલબ દાખલ થઇ જાય છે. આ બાબત હમેશાં ઘણાના અનુભવમાં આવે છે છતાં ભૂલ એ થાય છે કે જે અન્યથા ગ્રહણ થાય છે તે અન્યથા ગ્રહણ થાય છે તેની ખબર રહેતી નથી. તેનું કારણ પોતાનું માનેલું જ સાચું એવી ટેવ બંધાઇ જાય છે. તે વખતે પણ જે મળે છે તે એક જ વસ્તુ એટલે ભગવાન મળે છે પણ જીવને લાગે છે કે તે ભગવાન નથી. ભગવાન કેવા હોય તે માટે પણ આગળથી કેટલીક કલ્પના બાંધી રાખેલ હોય છે, તેથી જ્યાં ભગવાન છે ત્યાં ભગવાનને બદલે પોતાની મતલબ દેખાય છે. તે બાબત સમજાવવા માટે શ્રીમદ્ ભાગવતમાં એક સારો પ્રસંગ આપેલો છે.

જ્યારે શ્રી કૃષ્ણે કંસને મારવા રંગમંડપમાં પ્રવેશ કર્યો ત્યારે તેમને ઘણા માણસોએ જોયા; પણ જોનારની મતલબ પ્રમાણે તે મલ્લને મલ્લ જેવા લાગ્યા, માણસોને મહાપુરુષ લાગ્યા, સ્ત્રીઓને કામદેવ લાગ્યા, ગોવાળીઆઓને સ્વજન, રાજાઓને દંડ દેવાવાળા, વસુદેવ અને દેવકીજીને બાળક લાગ્યા, કંસને કાળરૂપ, અજ્ઞાનીઓને વિરાટ રૂપ, યોગીઓને પરમ તત્ત્વ રૂપ અને યાદવકુળના માણસોને ઇષ્ટ-દેવ લાગ્યા. આ વખતે દૃશ્ય એક પ્રકારનું હતું પણ જોનારાની મતલબથી મતલબવાળું દેખાતું હતું. તેવીજ રીતે ઘણાને બહારના દૃશ્યમાં પોતાની મતલબ દેખાય છે. જૈન ધર્મમાં આવી દૃષ્ટીને અનેકાંતિક વાદ કહે છે.

જ્યાં જોઈએ ત્યાંથી બધે વખતે એક જ વસ્તુ મળે અથવા જે

મળે છે તે એક જ મળે છે એમ અનુભવમાં આવવા લાગે ત્યારે પોતાના માપમાંથી છૂટી શકાય છે. એક વખત વસુદેવજીએ નારદજીને પૂછ્યું કે "મને ભગવાનના દર્શન કરાવો." નારદજીએ જવાબ આપ્યો કે "તે તમારા ઘરમાં જ છે." વસુદેવજી કહે "જો ભગવાન મારા ઘરમાં હોય છો મને આનંદ કેમ થતો નથી." નારજી કહે "તમે તેને તમારા પુત્ર રૂપે માનો છો તેથી ભગવાન રૂપે ભૂલો છો."

પશુમાં, ઝાડમાં કે પત્થરમાં જ્ઞાન અને આનંદ નથી એમ કહી શકાય નહિ. તેનામાં માણુસના જેવું જ્ઞાન નથી તેથી માણુસની બુદ્ધિને એમ લાગે કે તેનામાં જ્ઞાન નથી. સામાન્ય બુદ્ધિ જ્યાં ભગવાન છે ત્યાં જગત બતાવે છે તેથી બુદ્ધિથી સત્ય મળતું નથી. પશુપક્ષીનું જીવન આપણે જાણુતા નથી તેથી તે જીવન પશુપક્ષી જાણુતા નથી એમ કહેવાય નહિ.

અલ્પજ્ઞાનને સાચું માનવું એ જીવનો સ્વભાવ છે. સ્વપ્ન વખતે સ્વપ્નને સાચું મનાવવું એ સ્વપ્નનો સ્વભાવ છે. સ્વપ્નામાં જ્યારે એમ લાગે છે કે તે સ્વપ્નું છે ત્યારે તે સ્વપ્નું નથી, તેવી જ રીતે જ્યારે માણુસને લાગે છે કે તેનું જ્ઞાન સાચું નથી ત્યારે તે સામાન્ય-ભાવથી છૂટે છે અને પ્રભુ તરફ વળે છે.

દરેક વસ્તુમાં બે પ્રકારની ગતિ રહે છે. એક કે જે ઉપર ચડવાની છે તેને ઊર્ધ્વમુખી કહે છે અને બીજી કે જે નીચે ઊતરવાની છે તેને અધોમુખી કહે છે. જે માણુસો પત્થરને ભગવાનની મૂર્તિરૂપે માને છે તેના પ્રત્યે તેની ગતિ ઊર્ધ્વમુખી રહે છે. બીજા પ્રત્યે તેની ગતિ અધોમુખી રહે છે. આ સ્વભાવ બધી દેખાતી વસ્તુઓમાં છે. જે માણુસ પોતે હમેશાં ઊંચી દશામાં રહે છે તેના પ્રત્યે બધી વસ્તુઓનો ઊર્ધ્વભાગ અનુકૂળ રહે છે અને જે માણુસ પોતે હલકી દશામાં રહે છે તેના પ્રત્યે બધી વસ્તુઓ પોતાનો અધોભાગ એટલે હલકો ભાવ બતાવે છે.

માણુસની લાગણીમાં ફેરફાર થયા કરે છે તેથી જગ્યા અને

કાળના સ્વભાવ ફરતા લાગે છે. જે જગ્યાએ જે વખતે જે દ્રષ્ટા ઊભો હોય ત્યાંથી તેના ક્ષેત્રનું જે માપ આવે તેમાં પોતાની મતલબ હોય છે. તે માપ તે ક્ષેત્ર માટે સાચું છે, પણ બીજે વખતે આપણા આગલા સંસ્કાર યાદ આવે અથવા ભવિષ્યની આશા વિક્ષેપ કરે અથવા બીજા માણસના સંસ્કારથી આપણું જીવન માપીએ અથવા આપણા જીવનના સંસ્કારથી બીજાનું જીવન માપીએ અને તે સાચું છે એમ માનીએ ત્યારે માયામાંથી અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

આ અજ્ઞાન દૂર કરવા માટે કોઈ ધર્મમાં શરીરની ખોટી ટેવો ફેરવવાના નિયમ બતાવવા આવે છે, તેઓ નિષ્કામભાવે કર્મ કરવાનું કહે છે. કોઇ પ્રાણની ખોટી ટેવો દૂર કરવા માટે એવો ઉપાય બતાવે છે કે પોતાની બધી ઇચ્છા ભગવાનના પ્રેમમાં ફેરવી નાખવી. કોઈ મનની ખોટી માન્યતાઓ ફેરવવા માટે જ્ઞાનનો માર્ગ સમજાવે છે. આ બધા નિયમનું ખરું રહસ્ય એ છે કે સત્ત્વ, રજ અને તમ એ માયાના ત્રણ ગુણથી ઉત્પન્ન થએલ મન, પ્રાણ અને શરીર એક વસ્તુમાં જો પ્રતિ રાખી શકે અને તે વસ્તુ નિત્ય રહે તેવી હોય તો સુખની ખરી જગ્યા અને સુખનો ખરો વખત મળે છે.

આવી સ્થિતિમાં આત્મજ્ઞાન પ્રયત્ન વગર ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થયા પછી વ્યવહારના કાર્ય તે ભાવથી કરવામાં જગતની જગ્યાએ વૈકુંઠ જોવામાં આવશે. નિત્ય વસ્તુમાં પ્રેમ રાખી તેનો અનુભવ લેવાનું ક્ષેત્ર તે આ જગતરૂપી વૃંદાવન છે.

બ્રહ્મનો આનંદ મેળવવા માટે તે આનંદની આડું જે આવરણ હોય તે દૂર કરવું જોઈએ.

તે આવરણ બ્રહ્માકાર વૃત્તિથી દૂર થાય છે.

બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન કરવા માટે નિદિધ્યાસનની જરૂર રહે છે. નિદિધ્યાસન એટલે સજાતીય પ્રવાહ રાખવો અને વિજાતીય પ્રવાહ દૂર કરવો.

નિદિધ્યાસન બરાબર થઈ શકે તેટલા માટે શ્રવણ અને મનનની જરૂર છે

શ્રવણુ અને મનનમાં પ્રીતિ થવા માટે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતાની જરૂર છે. એ ઉપયોગી વાત શાસ્ત્રોમાં વારંવાર આવે છે અને જિજ્ઞાસુઓ સાંભળે છે, છતાં તે તરફ પૂરતું લક્ષ આપતા નથી. પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યો વગર કોઈ મહાત્મા આવી માથા ઉપર હાથ મૂકી દે અને અમારો સંસાર એવો ને એવો રાખીને આત્મસાક્ષાત્કાર કરાવી આપે એવી ભ્રમણામાં ઘણા જિજ્ઞાસુઓ નકામો વખત ગુમાવે છે. જે કોઈ મહાત્મા મળે તેને જિજ્ઞાસુઓ પૂછે છે કે મનને વશ શી રીતે કરવું? એ પ્રશ્ન જરૂરી છે, ઉપયોગી પણ છે છતાં તેનો ઉત્તર અઘરો નથી. ગીતામાં, ભગવાન્ પતંજલિના યોગદર્શનમાં અને શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં સ્પષ્ટ કહેલું છે અભ્યાસ અને વૈરાગ્ય વગર મનનો નિગ્રહ થઈ શકે તેમ નથી. તેથી જિજ્ઞાસુઓએ અભ્યાસ વધારવો જોઇએ અને સંસારના સુખમાં વૈરાગ્ય પણ વધે તેમ રહેવું જોઇએ. ખોટું સુખ છોડયા વગર સાચા સુખનો માર્ગ ખુલ્લો થશે નહિ. સંસારનાં સુખ દેહનું અભિમાન વધારે છે અને દેહનું અભિમાન એ આત્માના સુખ માટે મોટામાં મોટું વિઘ્ન છે.

કેટલાક જિજ્ઞાસુઓ એમ પણ પ્રશ્ન કરે છે કે સંસારમાં પણ ભગવાન છે તો વ્યવહાર અને પરમાર્થ બંને સાથે શા માટે ન રહી શકે? તેનો ઉત્તર પણ આપી શકાય તેવું છે.

તમારે સંસારમાં રહેવું હોય તો રહો પણ તમારામાં સંસાર રહેવો જોઈએ નહિ એ મુખ્ય સરત છે. સંસારમાં રહીને પોતાનામાં સંસાર રહેવા ન દેવો એ કામ બહુ અઘરૂં છે અને શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા વિરલ જ કરી શકે છે તેથી સંસારી રહેવા છતાં અંદર સંસાર પેસી ન જાય તેટલા માટે સંગમાં અને સંસારની વાતોમાં બહુ ધ્યાન રાખવું પડશે. એટલું જ નહિ પણ વ્યવહારમાં સાચું બોલવું પડશે. નીતિથી ચાલવું પડશે અને કામ, ક્રોધ અને લોભ વગેરે જીતવા પડશે. તેમાં કેટલીક વાર અગવડો આવશે છતાં સંસારી

લાભ કરતાં પોતાનો સ્વભાવ સુધારવો એમાં અનંતગણો વધારે લાભ છે, કારણ કે બ્રહ્મનો આનંદ જેનું અંતઃકરણ શુદ્ધ હોય તે જ લઈ શકે છે. તેથી દરેક પ્રકારના વ્યવહાર ઉપર, દરેક પ્રકારના વિચાર ઉપર ચોકી રાખવી પડશે. આ લોકનાં તથા પરલોકનાં બધાં સુખની ઈચ્છા છૂટી જાય તેને વૈરાગ્ય કહે છે. એવો વૈરાગ્ય કેળવવા માટે જ સંસાર છે. તેમાં ક્ષણે ક્ષણે ભૂલો થાય છે અને તે સુધારવી પડે છે. જેનામાં વૈરાગ્ય બરાબર નથી આવ્યો તે જો કર્મ છોડી દેશે તો વિક્ષેપ રહિત થશે નહિ. જ્યાંસુધી સંસારના સુખમાં જરા પણ રાગ છે ત્યાંસુધી જિજ્ઞાસુનો સંસાર જશે નહિ. ભરતને હરણમાં પ્રીતિ રહી ગઇ તો હરણ થવું પડયું હતું તેવી જ રીતે જયાં સુધી વાસનાનો ‘ વા ’ રહી જશે ત્યાં સુધી તે માણસ સંસારમાં રહેવાને લાયક રહેશે.

સંસારમાં રહીને ભક્તિ કરવી એ ઊંટ ઉપર બેસીને હોકો પીવા જેવું છે અથવા પાયખાનામાં બેસીને ફૂલની સુગંધ લેવા જેવું છે. તેમાં વારંવાર વિઘ્નો આવ્યા કરે છે તેથી જેના સંજોગો અનુકૂળ હોય તેમણે સત્સંગમાં રહીને પોતાની વૃત્તિ વધારે વેગથી આત્મા તરફ વાળવી જોઈએ. જેમના સંજોગો અને પ્રારબ્ધ એવાં હોય કે સંસાર છોડાતો ન હોય અને છતાં બ્રહ્મજિજ્ઞાસા પણ રહેલી હોય તેમણે સંસારમાં રહીને વ્યવહાર શુદ્ધ કરવો જોઈએ અને તે શુદ્ધ કરવામાં જે મુશ્કેલી આવે તે બધી સહન કરવી પડશે. જેને ઊંચું જીવન પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તેનું જીવન સામાન્ય માણસના જીવન જેવું રહી શકતું નથી. જો સંસારની વાતોમાં એટલે દ્વૈતની વાતોમાં બહુ રસ આવશે તો બીજા માણસોને એમ લાગશે કે આને આવી વાતો ગમે છે તેથી તેવી વાતો વધારે પ્રમાણમાં આવશે અને અદ્વૈતભાવ ટકવા દેશે નહિ.

ઘણા એમ પણ પ્રશ્ન કરે છે કે જો બ્રહ્મ અને સંસાર જુદાં નથી તો આટલી સંભાળ રાખવાની શી જરૂર છે? જે બ્રહ્મનું

સ્વરૂપ છે તે જ **સંસારનું** સ્વરૂપ છે, આ અને તે કાંઈ જુદા નથી, **નેહ નાનાસ્તિ કિંચન.** એ વાત સાચી છે પણ સંસારનાં કામોમાં એ ભાવ કેટલો વખત ટકે છે તેની ખાત્રી કરવી જોઈએ. સંસારનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે પણ જેવો ઉપાધિવાળો સંસાર સામાન્ય માણસની દષ્ટિએ દેખાય છે અને જેવા રાગદ્વેષ અને કામક્રોધ સામાન્ય માણસના અનુભવમાં આવે છે તે બ્રહ્મનું સ્વરૂપ નથી અને તે સંસારની ઉપાધિના ધર્મ છે. જે ધર્મ કાયમ રહે તેવા ન હોય તેને ઉપાધિના ધર્મ કહે છે. તેથી જિજ્ઞાસુઓ માટે સત્ અને અસત્‌નો વિવેક કરવો એ પહેલું મુખ્ય સાધન છે અને અસત્‌માં વૈરાગ્ય રાખવો એ બીજું સાધન છે. એ વૈરાગ્ય ટકાવવા માટે ષટ્‌સંપત્તિ એ ત્રીજું સાધન છે અને સાથે સાથે અસત્‌થી છૂટવાની ઇચ્છા રાખવી એ ચોથું સાધન છે, તેને મુમુક્ષુતા કહે છે. એ ચાર સાધન તૈયાર કરીને શ્રવણુ મનન અને નિદિધ્યાસન થાય તો તેના પરિણામમાં બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થશે, તે વૃત્તિ આવરણભંગ કરશે અને સ્વરૂપનો પ્રકાશ અને આનંદ મેળવવા લાયક દશા ઉત્પન્ન કરશે.

વૃત્તિનો સ્વભાવ એવો છે કે જે વસ્તુ જેવી હોય તેવી વૃત્તિ થાય તો જ આવરણુ ભંગ થાય છે. બધું બ્રહ્મરૂપ હોવા છતાં જેની વૃત્તિ વારંવાર જગત આકારે થઈ જાય તેનામાં કલ્પિત આવરણ ઊભું થાય છે, કારણુ કે જેવી વસ્તુ છે તેવી તેની વૃત્તિ થતી નથી, તેથી વૈરાગ્યની સાથે સાથે અભ્યાસની પણ તેટલી જ જરૂર છે. એકલા વૈરાગ્યથી કામ નહિ થાય અને એકલા અભ્યાસથી પણ કામ નહિ બને. બહુ વૈરાગ્યવાળા અભ્યાસીની નિંદા કરે છે અને બહુ અભ્યાસી વૈરાગ્યવાળાની નિંદા કરે છે. અભ્યાસ અને વૈરાગ્ય એવા પ્રકારનાં જોઇએ કે સંસાર ઉપર રાગ ન થાય તેમ સંસારનો દ્વેષ પણ ન થાય, સંસારના સુખ ઉપર દોષ બુધ્ધિ આવવી જોઇએ પણ સંસા-રના માણુસો તરફ દ્વેષ બુદ્ધિ આવવી ન જોઇએ. એ કામ અઘરું

છે છતાં કરવું પડશે તે સિવાય ખરેખરી સમતા કેળવી શકાશે નહિ, સમતા એ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

અભ્યાસમાં મદદ માંટે ગુરુ જોઇએ. જો જિજ્ઞાસુમાં સાચી શ્રદ્ધા હશે તો તેને યોગ્ય ગુરુ જરૂર મળી જશે. એથી સૌથી પહેલી જરૂર અધિકાર પ્રાપ્ત કરવાની છે. એ હશે તો ઇશ્વરકૃપા, કે ગુરુકૃપા મળતાં વાર લાગશે નહિ.

અભ્યાસ માટે કયા ગ્રંથ વાંચવાથી તરત જ મોક્ષ મળી જાય એ પ્રશ્ન બરાબર નથી. ઉપર કહ્યું એમ એકલા વાચનથી કાંઇ વળાતું નથી. શ્રવણ, મનન અને નિદિધ્યાસન–દ્વારા કરેલા સજાતીય વૃત્તિ-પ્રવાહનું નામ અભ્યાસ છે અને એવા અભ્યાસની મદદમાં સાથે સાથે વૈરાગ્ય જોઇએ. માત્ર પુસ્તકો વાંચવાથી અથવા કોઈ સાધુ પાસે જઈ ચર્ચા કરવાથી કાંઇ પ્રગતિ થતી નથી. હાલ પુસ્તકોની સગવડ બહુ વધી ગઇ છે તેથી માણસો વાંચે છે ઘણું; પણ તેનું મનન કરી જીવનમાં પરિવર્તન કરતા નથી. તેથી થોડો વખત સામાન્ય પ્રકૃતિનઃ માણસોના સંગથી અસંગ રહી પોતાનો સ્વભાવ બરાબર તપાસવાની જરૂર છે. જે રોગની બરાબર ચિકિત્સા અને દવા કરવામાં આવી ન હોય તે વારંવાર ઉથલો મારે છે. તેથી પોતાના સ્વભાવની બરાબર પરીક્ષા કરવાની જરૂર છે અને તે માટે એકાંતની પણ જરૂર છે.

કેટલાક એમ પણ પ્રશ્ન કરે છે કે અમારે શું ખાવું? શું પીવું? કેમ વર્તવું; વગેરેનો ચોક્કસ ઉપાય કોઈ બરાબર બતાવે તો ઠીક. તેના જવાબમાં ભગવાને ગીતામાં સોળમા અધ્યાયમાં જે દૈવીપ્રકૃતિનું પાલન કરવાનું સમજાવેલ ' છે તે પ્રમાણે રહેવું અને આસુરીપ્રકૃતિ છોડવી. ખાવાપીવા માટે પણ ગીતાના ૧૭મા અને ૧૮ મા અધ્યાયમાં ત્રિગુણાત્મક ભેદ બહુ સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે, તે પ્રમાણે રહેણીકરણી ગોઠવવી. હાલની

સ્કૂલો અને કોલેજોમાં સત્ત્વગુણી જીવન, રજોગુણી જીવન અને તમોગુણી જીવન કોને કહેવું તે સમજાવવાની ખાસ જરૂર છે. અંગ્રેજી કેળવણીમાં એ ઉપયોગી બાબત ભારે દઈને અથવા લેશ માત્ર પણ સમજાવવામાં આવતી નથી.

કેટલાક એમ પણ માની બેઠેલા છે કે કોઇ સટ્ટો કરી હજાર રૂપીઆ કમાયા તેમાંથી સો બસો દાનમાં વાપર્યા એટલે ધર્મ પૂરો થઈ ગયો અથવા કોઇને પુસ્તક લઈ આપ્યાં અને કોઇને બે પુસ્તક ભણાવ્યાં એટલે ધર્મનું કામ પૂરું થઈ ગયું.

બીજાને મદદ કરવી એ સારો ગુણ છે પણ તેનાથી પોતાનો સ્વભાવ સુધરે છે કે નહિ તેની બરાબર તપાસ કરવી જોઇએ. જે સેવા રાગદ્વેષ અને અહંકારપૂર્વક થાય છે તેનાથી સેવા કરતાં છતાં સ્વભાવ સુધરવાને બદલે ઊલટો બગડે છે. રાગદ્વેષ અને અહંકારપૂર્વક આપેલા લાખો રૂપીઆના દાનથી પણ દાન આપનારને ચિત્તમાં શાંતિ મળતી નથી. શાંતિનો મુખ્ય આધાર પોતાના અંતઃકરણની સ્થિતિ ઉપર છે. તે માટે સત્સંગ અને સદ્વર્તન બરાબર રહે છે કે નહિ અને કુસંગ અને કુવર્તન છૂટે છે કે નહિ, તેની ખાસ સંભાળ રાખવી પડશે. મનુષ્યની જિંદગી એ એક જાતનું યુદ્ધ છે, તેમાં હાર જીત થયાં જ કરશે. પણ ખરો સત્યાગ્રહી સત્યનો આગ્રહ રાખે છે, જે ખોટો છે તે માત્ર આગ્રહ રાખે છે અને સત્યને ભૂલી જાય છે, તેથી જે સત્ય અસત્યનો વિવેકી હોય તે જ સત્યાગ્રહી થઇ શકે છે.

વળી કેટલાક જિજ્ઞાસુઓ કેવલ પ્રારબ્ધવાદી હોય છે અને કેટલાક પુરુષાર્થવાદી થઇ ગયા હોય છે અને કેટલાએક તે બેમાં કોણ સાચું તેના ઝઘડામાં નકામો વખત ગુમાવે છે. ખરી રીતે પ્રારબ્ધ બે પ્રકારનું છે. મંદ ને તીવ્ર. મંદ પ્રારબ્ધ પુરુષાર્થથી ત્રુટે છે. જો એકલું પ્રારબ્ધ સાચું હોય તો વૈદક શાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર નકામાં થઈ પડે. તેથી પુરુષાર્થ કરી મંદ પ્રારબ્ધ તોડવું જોઈએ. પૈસા કમાવા માટે માણસો પુરુષાર્થ કરે છે અને આત્મજ્ઞાન કોઈ સાધુ

માથે મૂકીને આપી દે તો ઠીક એવું ઇચ્છે છે, તે ભૂલ છે. આત્મજ્ઞાન માટે વધારે પુરુષાર્થની જરૂર છે. જે કર્મ પહેલાં જે ભાવે કર્યાં હોય તેનું ફળ આવશે ત્યારે તેવો ભાવ ઉત્પન્ન થવા લાગશે પણ તેવા ભાવમા ભળવું નહિ અને પોતાના આત્માની શક્તિનો ઉપયોગ કરી ખરાબ ભાવને અટકાવી સારો ભાવ ઉત્પન્ન કરવો એ પુરુષાર્થ છે. જીવમાં ઇશ્વરના જેવો જ સ્વભાવ છે પણ તેનો ઉપયોગ ન કરેલો હોય ત્યારે તેની ખબર રહેતી નથી. ઉપયોગ કરવાથી ખબર પડે છે.

ખરી રીતે જીવ બ્રહ્મસ્વરૂપ જ છે, પણ તેને પોતાના સ્વભાવની ખબર નથી અને અધિકારી થઇને નિશ્ચય કરેલો ન હોવાથી "હું હું" કરતો બહુ નાનો બની બેસે છે. જેમ સ્વપ્નમાં મોટો મટીને નાનો થાય છે, વિભુ મટીને હલકો થાય છે તેમ જાગ્રતમાં પણ તેવું જ બને છે. નિરાકાર બ્રહ્મસ્વરૂપને જન્મ નથી, મરણ નથી, તે સદા સત્ ચિત્ આનંદરૂપ છે. એ સૌનું સ્વરૂપ છે, છતાં જેને તે માટે ખરી ધગશ લાગી નથી તેના અનુભવમાં તે આવશે નહિ, જેને ખરું દર્દ થાય છે તેને દાક્તર મળી રહે છે અથવા તે મેળવી લે છે. જેને ખરી ભૂખ લાગી હોય છે તે ખાવાનું મેળવી શકે છે.

કેટલાક જ .ાસુઓને વળી સિદ્ધિઓનો મોહ હોય છે. જ્યાં કાંઇક સિદ્ધિ કે ચમત્કાર જેવું જણાય ત્યાં જ જાણે ભક્તિ કે જ્ઞાન હશે એવું ઘણા માની લે છે; પણ ડાહ્યા માણસો સમજે છે કે સિદ્ધિમાં દ્વૈતભાવ રહી જાય છે. તેથી ભગવાને શાસ્ત્રોમાં ઘણી જગ્યાએ ચેતવણી આપેલી છે કે સિદ્ધિના મોહમાં પડવું નહિ. કેટલીક સિદ્ધિ કેટલાકમાં જન્મથી હોય છે જેમકે પક્ષીઓમાં ઊડવાની સિદ્ધિ જન્મથી હોય છે, કેટલીક સિદ્ધિઓ તપથી પ્રાપ્ત થાય છે, કેટલીક એકાગ્રતાથી, કેટલીક મંત્રથી અને કેટલીક ઔષધીથી પ્રાપ્ત થાય છે. એ બધી સિદ્ધિઓ ખરાં જ્ઞાનમાં અને ખરી ભક્તિમાં અંતરાય રૂપ છે. એક મહાત્મામાં ઘણી સિદ્ધિઓ હતી, તેણે તેનો ખૂબ ઉપયોગ કર્યો હતો. છેવટે શરીર છોડતી વખતે તેણે કહેલું હતું કે સંસારી માણસને સંસાર છોડવો સહેલો છે પણ સિદ્ધિવાળાને સિદ્ધિનો મોહ છોડવો એ કરતાં પણ કઠણ છે. રાવણમાં એટલી સિદ્ધિ અને શક્તિ

હતી કે તેણે દેવોને પણ વશ કર્યા હતા છતાં તે રામની શક્તિ આગળ હારી ગયો હતો. જેનામાં જ્ઞાન ન હોય, ભક્તિ ન હોય, જે દુરાચારી હોય તેવામાં પણ સિદ્ધિઓ આવે છે તેથી જિજ્ઞાસુએ બહુ સાવધ રહેવાનું છે. કેટલાક સિદ્ધિવાળા કોઇને પ્રસાદ કે પાણી આપીને વશ કરી લે છે, કોઈ ચાવેલું પાન આપી બીજાને વશ કરી લે છે. કોઇ મંત્રશક્તિથી બીજાને વશ કરી લે છે, કોઈ ઔષધોથી ચમત્કાર બતાવી શકે છે પણ એ બધા પ્રયોગોમાં દ્વૈતભાવ અને રાગદ્વેષ જરૂર રહી જાય છે. દ્વૈતભાવ રહી જાય છે ત્યાં બધા પ્રભુરૂપે જોઇ શકાતા નથી અને તેથી ત્યાં સાચી ભક્તિ નથી અને સાચું જ્ઞાન પણ નથી.

કોઇ સાધુએ એક જિજ્ઞાસુને કહ્યું કે "હું તમને અમુક વખતમાં ભગવાનનાં દર્શન કરાવી આપું." એવું કદાચ એકાદ વાર બને તોપણ જ્યાં સુધી શિષ્યનું અંતઃકરણ શુદ્ધ થયું હોતું નથી ત્યાં સુધી એવું દર્શન નિત્ય રહેતું નથી અને જીવનમાં પરિવર્તન ન થાય તો એવા દર્શનથી વિશેષ લાભ થતો નથી. માણસના જીવનનો મુખ્ય હેતુ ભગવાનનું સ્વરૂપ સમજીને તે–મય થઇને તેનો આનંદ લેવાનો છે. જે ભગવાન દર્શન આપીને પાછા જતા રહે તે ભગવાનનું સાચું સ્વરૂપ નથી. જ્યારે ભગવાનના સાચા સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે તે સ્વરૂપ પાછું જતું રહેતું નથી, તેથી જિજ્ઞાસુઓએ આવી બાબતોમાં ઘણી સંભાળ રાખવાની છે.

કોઈ કહે છે કે અમુક સાધુએ મને પરીક્ષામાં પાસ કરાવી આપ્યો, કોઈ કહે છે કે અમુકની કૃપાથી અમુક દરદ મટી ગયું. કોઈ કહે છે કે અમુક સાધુની કૃપાથી મારા વેપારમાં મને ઘણો ફાયદો થયો. વગેરે વગેરે. એવું કદાચ કાકતાલીય ન્યાયે બની શકે છતાં પણ એ બધા સંસારી લાભ છે. તેવા લાભ આપવામાં વિદ્યાનો ઉપયોગ થાય તેમાં બંને માટે અંતે સારું પરિણામ આવતું નથી અને બન્નેની જિંદગીનો સારો ભાગ નકામો જાય છે.

વળી સત્સંગ કેમ કરવો તે જિજ્ઞાસુએ ખાસ જાણવું જોઈએ.

કેટલાક જિજ્ઞાસુઓ સાધુઓ પાસે જઈને તરત વ્યવહારની વાતો કરે છે. તેનાથી સાધુને નીચી દશામાં આવવું પડે છે. સારા જિજ્ઞાસુઓ વ્યવહારની વાતો અટકાવીને, સાધુઓને સારા પ્રશ્ન પૂછીને તેમને સારી દશામાં લાવીને પછી તેની પાસેથી સારા ઉત્તર મેળવી લે છે. માટે જ્યાં સત્સંગ માટે જવું ત્યાં પહેલાં થોડીવાર શાંતિથી બેસવું. પછી વ્યવહારની વાતો ચાલતી હોય તો કોઈ સારો પ્રશ્ન પૂછીને તે વાતો બંધ કરાવવી. બધા સાધુઓ હમેશાં બધે વખતે ઊંચી દશામાં બેઠેલા હોતા નથી. જેમ સંસારના પ્રેમ માટે અનુકૂળ વખત જોઈએ છે તેમ બ્રહ્મના આનંદ માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરવું પડે છે. સારો સત્સંગ કેમ મેળવવો તેમાં ઘણી કળાની જરૂર છે. જો જિજ્ઞાસુમાં તે કળા ન હોય તો સારા સાધુ પાસેથી પણ કાંઇ લાભ મળતો નથી.

તે ઉપરાંત બધાના ગુણ જોવાની ટેવ રાખવી; પણ દોષ જોવાની ટેવ ન રાખવી. છતાં કોઇનું વર્તન બહુ દોષવાળું હોય અને તેનો સંગ કરવો પડે એવી સ્થિતિ હોય ત્યારે એવા સંજોગોમાં બને તેટલું અસંગ રહેતાં શીખવું. સત્સંગનું એક ફળ એ છે કે તે ખોટા સંગમાંથી છોડાવે છે.

સત્સંગ વગર પોતાની ભૂલોની ખબર પડતી નથી અને પોતાના અધિકારની પણ ખબર પડતી નથી તેથી જિજ્ઞાસુએ સત્સંગ ચાલુ રાખવો જોઇએ. ક્યાં સત્સંગ સારો મળી શકે? એ પ્રશ્ન ઘણા જિજ્ઞાસુઓના મનમાં થાય છે, અને તે પ્રશ્ન વ્યાજબી છે. છતાં જો તેની દઢ જિજ્ઞાસા હશે તો તેને યોગ્ય સત્સંગ મળી રહેશે. રેડીઓની જેવી વેવન્લેગ્થ મૂકીએ તે પ્રમાણે ગાયન તેમાં પકડાઇ જાય છે, તેવી જ રીતે જેવી જિજ્ઞાસુની વૃત્તિ હોય, જેવો તેનો અધિકાર હોય તે પ્રમાણે સત્સંગ મળી રહે છે.

કેટલાક માણસો એમ પણ પ્રશ્ન પૂછે છે કે સાધુઓએ અમને અધિકારી બનાવવા જોઇએ. થોડે અંશે એ કામ થઈ શકે છે પણ બધાને બ્રહ્મજ્ઞાનના અધિકારી બનાવી શકતા નથી. તેનું ખરું કારણ એ છે કે બધાને બ્રહ્મજ્ઞાન જોઈતું નથી પણ સંસાર ગમે

છે. જેમને સંસાર ગમે છે તેમને બ્રહ્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થઇ શકતો નથી. દાખલા તરીકે જો બ્રહ્મજ્ઞાનની ઊંચી વાતો હાલની હાઇસ્કૂલો કે કોલેજોમાં કરવા જઇએ તો વિદ્યાર્થી વિદ્યાના અર્થી હોવા છતાં તે વાતો સમજી શકતા નથી. આપણાં શાસ્ત્રોમાં તો જે વિદ્યાથી મુક્તિ મળે તેને વિદ્યા કહેવામાં આવેલ છે. હાલની હાઈ-સ્કૂલો અને કોલેજોની વિદ્યા એ માત્ર રોજી મેળવવાની વિદ્યા છે. તેનાથી જીવ, જગત અને ઈશ્વરનાં તત્ત્વ સમજાતાં નથી એટલું જ નહિ પણ તે વિદ્યાના સંસ્કાર બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવામાં આડા આવે છે. જ્યાં ઘણાં વર્ષ સુધી દ્વૈતનું શિક્ષણ મળેલ હોય, અને તેના સંસ્કાર પડી ગયા હોય ત્યાં અદ્વૈતની વાતો સમજવા જેટલી શક્તિ રહેતી નથી. એવી બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે અંતઃકરણની શુદ્ધિની જરૂર છે. હાલની વિદ્યા અંતઃકરણની શુદ્ધિ તરફ બહુ ધ્યાન આપતી નથી, તેથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે. આગળના વખતમાં જીવન બગડે નહિ તેની સંભાળ શરૂઆતથી રાખવામાં આવતી હતી.

મુખ્ય મુશ્કેલી એ રહે છે કે ઘણા જિજ્ઞાસુઓને બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થયા પહેલાં તેમનો સંસાર બહુ વધી જાય છે અને પછી એવી ખોટી ઇચ્છા થાય છે કે અમારો સંસાર એમ ને એમ રહે અને બ્રહ્મનો આનંદ પણ મળી જાય. પણ તેઓએ સમજવું જોઈએ કે જેમ સ્વપ્નાની વસ્તુઓ અને સ્વપ્નાના સંબંધ રાખીને જાગી શકાતું નથી, તેવી જ રીતે જાગ્રતના ખોટા અને મિથ્યા સંબંધ રાખીને બ્રહ્મદશા પ્રાપ્ત થઈ શકતી નથી. તેથી જૂના ભાવ બાળવાની તૈયારી રાખવી જોઇએ. એ કામમાં પોતાના પુરુષાર્થની જરૂર છે. સત્સંગથી તે કામમાં મદદ થાય છે પણ પોતાના સ્વપ્નામાંથી પોતે જ જાગવું જોઈએ. પોતાની ભૂલો શોધવાની અને તે દૂર કરવાની તૈયારી રાખવી. તે દૂર કરવી એ જ ખરો પુરુષાર્થ છે. અરીસો સાફ કર્યો વગર જેમ તેમાં મોઢું બરાબર દેખાતું નથી તેમ અશુદ્ધ ચિત્તમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. વેપાર અથવા નોક-

રીમાં ખોટું બોલવાથી કદાચ એ પૈસા વધારે પ્રાપ્ત થઈ શકે છે પણ તેનાથી અંતઃકરણ એવું મલિન થઈ જાય છે કે બ્રહ્મજ્ઞાનની વાતો તે માણસ સમજી શકતો નથી. બધો વ્યવહાર પ્રમાણિકપણે શુદ્ધબુદ્ધિથી કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. તેવો જીવ બ્રહ્મજ્ઞાનની વાતો સમજી શકે છે અને જીવનમાં ઉતારી શકે છે.

વળી હાલના ઘણા માણસો શાસ્ત્રોનો અભ્યાસ કરતા નથી પણ ન્યુસપેપરોનો અભ્યાસ વધારે કરે છે તેથી જો કોઇ પુસ્તકમાં અથવા માસિકમાં રાજદ્વારી બાબતો આવે તો જ તેમને ઠીક પડે છે. ખાસ કરીને ગુજરાતમાં તો રાજકીય વાતાવરણ એટલું ઘેરાયેલું રહે છે કે એવી વાતોમાં જ લોકોને બહુ રસ પડે છે. પછી જે વાતોમાં ઘણા માણસોને રસ પડતો હોય તે જ જીવન જાણે કે સાચું હોય તેવી માન્યતા બંધાઈ જાય છે. એવા સંસ્કારવાળાનાં મન રાગદ્વેષ-વાળાં રહે છે, તે મનથી બ્રહ્મજ્ઞાનની વાતો સમજવામાં આવતી નથી. તેથી બધો આધાર અથવા મુખ્ય આધાર જિજ્ઞાસુઓની મનો-દશા ઉપર છે. તે મનોદશા ઠીક કર્યા વગર માત્ર જ્યાં ત્યાં જે તે સાધુઓ પાસે આમતેમ આથડવાથી જિજ્ઞાસુઓને કાંઇ ફળ મળતું નથી. શાસ્ત્રોમાં પણ અધિકારનો વિચાર પહેલો કરવામાં આવે છે. બ્રહ્મજ્ઞાનના શાસ્ત્રો અમુક પ્રકારના અધિકારી માટે જ છે, બીજાને તે ઉપયોગી નથી. જેને સંસારનું સુખ ગમતું હોય એવા કોઈ માણસને બ્રહ્મજ્ઞાન હજુ સુધી થયું નથી અને થવાનું નથી. તેથી બધાં સારાં શાસ્ત્રોમાં અનુબંધ ચતુષ્ટયનો વિચાર પહેલાં થાય છે. એટલે કે અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એનો વિચાર કર્યા વગર શાસ્ત્રમાં આગળના સિદ્ધાંત સમજી શકાતા નથી. બ્રહ્મનું સુખ બધાની પાસે છે પણ બધા તેના અધિકારી નથી. જેને તે જોઈએ તેણે પોતાનો અધિકાર બરાબર કરી લેવો જોઇએ.

---

# પ્રકરણ ૬

## સંસ્કાર અને સુધારા.

જ્યારે ભેદ બુદ્ધિ વધે છે ત્યારે માણુસના જીવનમાં પડતી આવે છે, અને જેટલા પ્રમાણુમાં ભેદ બુદ્ધિ વધે છે તેટલા પ્રમાણુમાં પડતી આવે છે. એ પ્રમાણ વધી જાય છે ત્યારે લડાઇ આવે છે. આવો સમય સ્વાર્થી વેપારીઓના રાજ્ય વખતે આવે છે, તેઓ બીજાને નુકશાન કરીને પણ પોતાનું સુખ લેવા માગે છે.

જ્યારે આત્માનું સુખ લેવાની કળા ભૂલાઈ જાય છે ત્યારે માણુસ ખોટા સુખના સાધનો ભેગા કરે છે. તે વખતે માયાનું જોર જણાય છે, પ્રજા વધે છે, તેનાથી દોષનું પ્રમાણ પણ વધે છે. જેમ સ્વપ્નમાં રહેનાર જીવ સ્વપ્ન દ્રષ્યમાં ગોટે ચડી જાય છે તેમ જાગ્રતની માયામાં રહેનાર જીવ પણ જાગ્રતના દશ્યની ભૂલવણીમાં ભૂલો પડી જાય છે. હાલની કેળવણીના સંસ્કાર એટલા બગડયા છે કે માણુસની બુદ્ધિ અને શક્તિ તેમાં હારી જાય છે. દુઃખ, લડાઈ, અને કંકાસ વગર આવા જીવ સુધરી શકતા નથી. દુઃખ એ પૂર્ણતા તરફ લઇ જનાર ઘોડો છે. બહુ સુખમાં ઘણા માણુસો પોતાના જીવનનું લક્ષ્ય ભૂલી ગયા છે. જે માણુસો પોતે પોતાની મેળે સંયમ પાળવા ખુશી નથી તેમના ઉપર બીજી રીતે સંયમ પાળવાની ફરજ આવી પડે છે. જે પુરુષાર્થ કરતો નથી તે પ્રારબ્ધને આધીન થાય છે. કોઈપણ ખોટી વૃતિને જે શરૂઆતમાં પકડીને દૂર કરે છે તેજ સારો પુરૂષાર્થ કરી શકે છે.

આખું જગત મનોમય અને કલ્પિત હોવાથી, જે મનોદશા ફેરવી શકે છે તે પોતાનું જગત ફેરવી શકે છે.

તેથી સુધારા અને બગાડા સાપેક્ષ છે. તેનો આધાર માણસની મનોદશા ઉપર છે. તેથી જો સમાજને સુધારવી હોય તો માણસને સાચા વિચાર કરતાં શીખવાડવું જોઈએ, તે માટે સાચા સાધુઓને ઉત્તેજન આપવું જોઈએ. તેઓ સમાજમાં સાચા વિચાર ફેલાવનાર પુરુષો છે.

જ્યારે સારા વિચારથી સુધરે એવી સમાજ ન હોય ત્યારે તે સમાજને કુદરત ભય, દુઃખ અને લડાઇ આપી સુધારે છે. બધા માણસોને કાયમનું સુખ અને પૂર્ણ સુખ આપે એવો ભગવાનનો અવતાર હજુ થયેલ નથી અને થાય તેવો સંભવ નથી. હાલ દરેકે પોતાની ભૂલ સુધારીને રસ્તો કરવો પડે છે. દુઃખ દ્વારા સારૂં ડહાપણ આવે છે. સ્વપ્નામાં પણ દુઃખ આવે છે ત્યારે જાગવાનું નિમિત્ત વધારે મળે છે.

છતાં એકંદરે દુઃખ ઓછું કરવું હોય તો આખી પૃથ્વીના બધા દેશોનું એક રાજ્ય કરવું પડશે. આપણે બધા એક કુટુંબના માણસો છીએ એવું માનવું પડશે. ઘણા દેશોની ચડતી પડતી આવેલ છે. છતાં જે દેશમાં ઉંચા સંસ્કાર ઘણા પ્રમાણમાં હોય છે તે કેટલેક અંશે ટકી રહે છે. કોઇ વખતે જ્યારે સદ્‌ગુણ વધે છે ત્યારે મહાત્મા જેવા માણસો જન્મ લે છે, રજોગુણ વધે છે ત્યારે અસુર જેવા જન્મે છે અને તમોગુણ વધે છે ત્યારે રાક્ષસ જેવા માણસો જન્મે છે. લગભગ ચારસો વર્ષ પહેલાં જ્યારે સંચાઓની શોધ થઇ નહોતી ત્યારે ભક્તો અને સાત્વિક માણસો વધારે પ્રમાણમાં જોવામાં આવતા હતા. સંચાની શોધ પછી વેપારીઓ વધ્યા અને તેની સાથે સ્વાર્થ વધ્યો. તેથી રજોગુણ અને તમોગુણનું જોર વધ્યું, જરૂરીઆતો વધી અને તેનું પરિણામ એ આવ્યું કે જેટલું આંખથી દેખાય, કાનથી સંભળાય, જીભથી ચખાય, નાકથી સુંઘાય, ચામડીથી સ્પર્શ થાય તે જ જીવન સાચું. એ જીવન સાચું ન હોવાથી તેનો નાશ કરવા માટે આ લડાઈ આવી છે. જે ફેરફાર કરતાં સેંકડો વર્ષ લાગે તે

લડાઇથી થોડા વર્ષમાં થઇ શકે છે. હાલના જીવનમાં એટલી ગુંચવણો ઉભી થયેલ છે કે ઘણા બનાવ બને છે છતાં જીવનને મુખ્ય હેતુ સમાજ પાસે અથવા રાજ્યના અધિકારીઓ પાસે સ્પષ્ટ રૂપે જણાતો નથી. માત્ર લોકોને ખોટા ખબર આપી પોતાની મરજી પ્રમાણે ઘેટાની માફક ચલાવવાથી કોઇનું જીવન સુધરતું નથી. જે સુધારામાં માણસો ઉપર વધારે દબાણ થાય, ઓછો પ્રેમ જણાય, અનીતિ અને અસત્ય વધે તે સુધારાને સુધારા કહી શકાય નહિ.

કમનસીબે હાલના કાળમાં મહાત્માઓ ઓછા થઇ ગયા છે અને જે થોડા રહેલા છે તેમને રાજ્યની મદદ મળતી ન હોવાથી તેઓ કાંઇ કામ કરી શકે તેવું નથી. હવે જુની રીત જીવન આગળ ચાલે તેવું નથી અને નવી અને સાચી રીત જો આગેવાનો ધારણ કરી શકશે નહિ તો હજુ વધારે ભયંકર વખત આવશે.

ગયા બસો વર્ષમાં વેપારી રાજનીતિએ જેટલો સ્વાર્થ જગતમાં ફેલાયેલ છે તે જોતાં એમ લાગે છે કે હવે તેની હદ આવી ગઈ છે. હાલ જેટલો સ્વાર્થ ફેલાયેલ છે તે બહુ જોરમાં વ્યાપેલ છે. તેને વાળવા માટે ડાહ્યા માણસોની જરૂર છે. વિદ્યા અને કળા ફેરવવાની જરૂર છે. તે માટે ઘણા પ્રસંગ ઉત્પન્ન થાય છે. માણસો જુની વિદ્યાકળાથી કંટાળી ગયેલ છે. આ લડાઈ છેલ્લી ગોળીથી અથવા છેલ્લા બોમ્બથી પુરી થવાની નથી. તે પુરી થયા પછી સારા સંસ્કાર ઉત્પન્ન કરવા માટે ડાહ્યા માણસોની સલાહની જરૂર પડશે.

આપણી પૃથ્વી ઉપર જોઈએ તેટલી વિશાળ ખાલી જગ્યા દક્ષીણ અમેરીકામાં, ઉત્તર એશીઆમાં, આફ્રીકામાં અને ઓસ્ટ્રેલીઆમાં રહેલી છે. તેનો ઉપયોગ બરાબર થાય તો દરેક ઘરમાં પુષ્કળ સસ્તું અનાજ આપી શકાય અને તેથી જે ફુરસદ મળે તે આત્મજ્ઞાન માટે ઉપયોગમાં લાવી શકાય તેવું છે. પૃથ્વીના એ નકામા ભાગોની ખીલવણી કરવા માટે જે વધારાના માણસો જોઇએ તેટલા પ્રમાણમાં વસ્તી પણ વધી છે, સાયન્સની શોધથી નવું, સારૂં

અને વધારે દ્રવ્ય ઉત્પન્ન કરી શકાય તેવું છે. તેનાથી બધા દેશોમાં ચાલતી મજુરોની બેકારી દૂર કરી શકાય તેવું છે, પણ તે માટે બધા દેશોના સહકારની જરૂર છે. તે માટે નિઃસ્વાર્થતા ત્યાગ અને પ્રેમની ભાવના ઉત્પન્ન થવી જોઈએ. જો વેપારીઓ એ બાબત નહિ સમજે તો મજુરો વેપારીઓની બુદ્ધિ ઠેકાણે લાવશે. રૂશીઆની જીત હાલમાં બે વર્ષ થયાં થાય છે તેનું કારણ એ પણ હોય.

દરેક માણસ માટે પુરતો ખોરાક જોઈએ, પુરતાં કપડા જોઈએ, પુરતું રહેવાનું, પુરતું કામ અને પુરતી ફુરસદ જોઈએ. જો આટલી સગવડ તેને ન મળે તો તેનું માણસ તરીકેનું જીવન નકામું થઈ જાય છે. તેને પુરતી ફુરસદ ન મળે તો નવા અને સારા વિચાર ટકી શકે નહિ. માણસ માત્ર ખાવાપીવા માટે જન્મેલ નથી. રૂશીઆના રાજ્યે ગરીબી દૂર કરેલ છે પણ આત્મ વિચાર માટે પુરતો વખત આપેલ નથી.

તેથી ચારે તરફ હરિફાઈને બદલે સહકારની જરૂર છે. હરિફાઈથી સ્વાર્થ વધે છે, સહકારથી પ્રેમ વધે છે. માણસ વચ્ચે જે સ્વાર્થની ખોટી દીવાલો બંધાઇ ગયેલ છે તે પ્રેમથી અને સહકારથી જ ભાંગી શકાશે. જગતની બધી પ્રજાની એક સમાજ કરવી પડશે. રેડીયો અને એરોપ્લેનના આ જમાનામાં બધાના સંસ્કારની ભેળસેળ થઈ ગયેલ છે, તેથી નવી રચનાનું મુખ્ય કામ સહકારથી જ થઈ શકે તેમ છે. મહાત્મા ગાંધીજીનો અસહકાર એ સાચો સહકાર લાવવા માટે છે. કોઇ પણ દેશ હવે જુદો રહીને પોતાની ઉન્નતિ કરી શકે તેવું નથી. જ્ઞાનની દૃષ્ટિથી જોતાં પણ કોઈ જુદા છે નહિ. તેથી દ્વૈતમાંથી અદ્વૈતમાં આવવાનું છે. તેને જ બીજા રૂપમાં સહકાર કહે છે. જેમ આપણા શરીરમાં આંખનું કામ, કાનનું કામ, હાથનું કામ, દાંતનું કામ અને પગનું કામ વગેરે જુદા છે છતાં એક શરીરમાં પરસ્પર ઉપયોગી છે તેમ આખી પૃથ્વીના જુદા જુદા દેશો એ એક વિરાટના અંગ છે એમ માની સુધારા કરવા પડશે.

